શેઠ લખમાજી જીવણજી પુસ્તકોદ્ધારક ફંડ ગ્રંથાંક નં. ૪

# શ્રી સૂયગડાંગ સૂત્ર

## ભાગ ૩ જો

૯ થી ૧૬ અધ્યયનોનું ટીકાનું મૂળ સૂત્ર

## નિર્યુક્તિ સાથે ભાષાંતર

લેખક — મુનિ માણેક



શ્રીમન્ મોહનલાલજી જૈન શ્વે. જ્ઞાનભંડાર
સુરત ગોપીપુરા તરફથી
ચુનીલાલ ગુલાબચંદ દાળીયા
( માજી ફોરેસ્ટ ઓફીસર માટેમ )

સં ૧૯૮૭ પ્રથમાવૃત્તિ પ્ર ૧૦૦૦ સને ૧૯૩૧

મૂલ્ય રૂા. ૧-૮-૦

દેષ ન કરતા સંસારથી પોતે મુક્ત થાય છે, તેવા ઉપદેશ થાય છે

૧૩ યાથાતથ્ય જેવુ નિર્મળ સ્પષ્ટ બોલવુ તેવુ આચરવુ અને કોઇને દુખ ન દેવુ તે આ અધ્યયનમા બતાવ્યુ છે

૧૪ ગ્રથ નામનુ અધ્યયન છે, તેમા રોકડ નાણુ કે અ ય ક્રોધ વિગેરે સાધુ ન રાખે, ફક્ત શાસ્ત્ર ભણવુ અને તપ કરે તે સાધુ જ બીજાને સમાધિ કહેવા યોગ્ય છે.

૧૫ આદાન—જ્ઞાનદર્શન ચારિત્ર જે આત્માના ગુણો છે તેને ગ્રહણ કરવા તેથી તે મોક્ષમા જાય છે કે વૈમાનિક દેવ થાય

૧૬ પૂર્વના પદર અધ્યયનોનો સાર કહ્યો છે તેમા માહણ શ્રમણ ભિક્ષુ અને નિર્ગ્રંથ કેવા હોય છે તે અહીં સારી રીતે બતાવ્યુ છે

આ પ્રમાણે મુખ્યત્વે સાધુ સાધ્વીને ઉદ્દેશીને તેમનો સમય આત્મામા જાય માટે આ અધ્યયનોમા વિદ્વાન આત્માને સાથે બતાવ્યા છે, પણ ગૃહસ્થો જૈનો કે અજૈનો પણ જો આ સભાળીને વાચને તો તેમને ઘણા બોધ મળશે તેથી આ બીજો ભાગ હિતશિક્ષારૂપ જ છે

એકલા સૂત્રનુ બીજે ભાષાતર છપાયેલ છે, તે સ્થાન સામીમા વધાર વચાય છે મૂર્તિપૂજકમા કોઈ ભાગે ટીકા વચાય છે આ ટીકા કઠણ હોવાથી તેનો ઉપયોગ બહુ ઓછા કરે છે એટલે જોઇએ તેવો આ તત્વ ગ્રથનો પ્રચાર થતો નથી શ્રાવકો મુખ્યત્વે ચરિત્ર અને કથા ગ્રથો ઉપર ભાવ હોવાથી તે વાચે છે પણ જો આવા ગભીર અર્થવાળા સૂત્રો વાચે તો ઘણો લાભ થાય, તેથી જ આ ગુજરાતી ભાષાતર કર્યું છે અને શાતિથી વાચી તેઓ તેનો વિશેષ પ્રચાર કરશે તો સૂયગડાગ સૂત્રનુ સાથેની ટીકાનુ ભાષાતર પણ પ્રકટ થશે

## સાહિત્યપ્રેમી ઝવેરી મગનભાઈ નગીનભાઈ

આ પુસ્તક અને તેના પહેલાના છપાએલા દરેક પુસ્તકમા અમેના ઝવેરી મગનભાઇ નગીનભાઇ જેઓ ખાસ જૈન સાહિત્યના પ્રેમી હોવાથી દરેક પુસ્તકોમા મદદ આપી છે અને જૈન સાહિત્ય પરિષ વખતે ફતેહમંદ પાર ઉતારવામા ઝવેરી જીવણભાઇ માણેક-ચંદ જોડે તેમની દરેક વાતે મદદ હતી અને વ્યવહાર સૂત્રમા ૫૦૧) રૂ. અંકે પાચસો એક રૂપીઆ પ્રથમ આપી તેમણે તે સૂત્ર પુરૂ છપાવવા પહેલ કરી તે બદલ તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે આવા સાહિત્યપ્રેમી વખતમા શ્રાવકના અનુકરણથી બીજા પુન્યવંતા જીવો પણ આ ખાતામાં સહાય આપશે તો તેથીજ આ જ્ઞાનભંડાર તરફથી અનેક પુસ્તકો પ્રસિદ્ધ થશે એવી અમારી નમ્ર પ્રાર્થના છે



## સુરતનું એક અપૂર્વ ૨૧ શીખરવાળુ રમણીય

# જૈન દેવાલય

વળી સુરતના એક ધર્માત્મા કુટુંબની ધર્મપ્રિયતા અને અદ્વિતીય રમણીય જૈન દેવાલય સુરતમા ગોપીપુરા હાથીવાળા દેરા પાસે વકીલના ખાંચામાં બાઇ લખમીમાતના દેરાસરના મુળ સ્થાપક વીશાઓશવાળ શેઠ ભાઈદાસ દુર્લભદાસે પોતાની હયાતીમાં સુરતમા મન મોહન પારસનાથનુ ૨૧ શિખરવાળુ અદ્વિતીય રમણીય દેરાસર બાંધ્યું, અને તે પહેલા તેમણે પાયધુની ઉપર આદીશ્વર ભગવાનનુ દેહરૂ બાંધેલુ તેમના ધર્માત્મા પત્ની લખમીબાઇએ તેની વ્યવસ્થા કરવા ધર્માત્મા હરીબાઇબાઇને સોપ્યુ અને હરકોઈબાઇએ દેહરાસરની જાહોજલાલી વધારવા તથા આવાતના ટાળના તથા શ્રાવકોને દેરાસરની ભક્તિ ઉચિત રીતે થાય તેવી રીતે સઘળી સગવડો બગીચા વિગેરેની કરી તેમની પછી શેઠ રમતાચંદ ભાઇદાસ તથા તેમના સુપુત્ર મોતીચંદ વસતાચંદ ઝવેરીએ હાલની સુધરેલી સ્થિતિમા દેહરાસર વિગેરે રાખ્યા છે

આવી રીતે દૈઢ ધર્માત્મા જીના જિનેશ્વરના દેવાલય તથા મર્તિને આત્માનું કલ્યાણ કરવા બનાવે તે તથા સારી વ્યવસ્થા રાખે તે પણ ધન્યવાદ ને યોગ્ય છે,

(હવે પછીના ભાગમા અનુક્રમે તેના તેના ફોટો આપશે)

---



# સૂયગડાંગ સૂત્ર.

## આઠમું–વીર્ય અધ્યયન.

સાતમુ અધ્યયન કહયુ, હવે આઠમુ અધ્યયન આરભ કરીએ છીએ, તેનો સાતમા અધ્યયન સાથે આ સબધ છે. સાતમા અધ્યયનના કુશીલ (દુરાચારી પતિત) સાધુએ કહયા, તેમજ તેનાથી ઉલટા સુશીલો (સદાચારી ઉત્તમ) સાધુએ પણ બતાવ્યા, આ બંને પ્રકારના સાધુઓનુ કુશીલપણુ તથા સુશીલપણુ સયમ વીર્યાતરાય (સયમ પાળવામા વિઘ્ન રૂપ) કર્મના ઉદયથી કુશીલપણુ અને તે કર્મના ક્ષય ઉપશમ (શાંત–દૂર) થવાથી સુશીલપણુ થાય છે, તેથી વીર્ય (શક્તિ) બતાવવાને આ અધ્યયન કહીએ છીએ. આ સબધથી આવેલા આ અધ્યયનના ચાર અનુયોગદ્વારો ઉપક્રમ (શરૂવાત), નિક્ષેપ (સ્થાપના), અનુગમ (બોધ) અને નય,

(જુદી જુદી અપેક્ષા) કહેવા જોઈએ, તેમાં પણ ઉપક્રમની અંદર રહેલ અર્થાધિકાર (વિષય-બાબત) આ છે, બાલ (અવિવેકી), બાલ પંડિત (યથા શક્તિ સદાચારી), પંડિત (સંપુર્ણ સંયમ પાળનાર) એ ત્રણે પ્રકારના દરેકના વીર્ય (આત્મ બળ)નું વર્ણન સમજીને સાધુએ નિર્મળ સંયમ પાળવામાં યત્ન કરવો, આ વિષયની શરૂઆત છે. નિક્ષેપામાં 'નામ' આ અધ્યયનનું 'વીર્ય' છે. હવે વીર્યનો નિક્ષેપો નિર્યુક્તિકાર કહે છે —

विरए छक्कं दव्वे सचित्ताचित्तमीसगं चेव ।
दुपय चउप्पय अपयं एवं तिविहं तु सच्चित्तं ॥नि.९१॥

નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ એમ છ પ્રકારે નિક્ષેપ છે. નામ સ્થાપના બે પૂર્વે વર્ણવેલા સુગમ છે, દ્રવ્ય વીર્યના બે ભેદ આગમ અને નો-આગમથી છે, આગમથી જાણનારો પણ તે સમયે તેનું લક્ષ ન હોય, નો-આગમથી જ્ઞશરીર ભવ્ય શરીર અને બંનેથી જુદું વસ્તુમાં રહેલી શક્તિ સચિત્ત અચિત્ત મિશ્ર એમ ત્રણ પ્રકારે છે, તેમાં સચિત્તના દ્વિપદ ચોપગા તથા અપદના ત્રણ ભેદ છે, તેમાં અરિહંત (તીર્થંકર) ચક્રવર્તી બળદેવની શરીર શક્તિ સૌથી વધારે છે, તેમની અથવા ચક્રવર્તીના સ્ત્રી રત્ન (સૌથી સુંદર સ્ત્રી) પટરાણીના શરીરની શક્તિ તે અહીં દ્રવ્ય

વીર્યપણે લેવુ, ( અર્થાત્ જેની જેવી શકિત તેનું અહીં ( મનુષ્યનુ ) વર્ણન કરવુ, ચોપગામા ચક્રવર્તીના ઉત્તમ ઘોડા હાથી જે રત્ન જેવા છે, તેનુ બળ વર્ણવવુ અથવા સિંહ વાઘ શરભ ( જગલી ભયકર જાનવર ) નુ બળ કહેવું, અથવા બોજો ઉંચકવામા દોડવામા જે શકિત હોય તે વર્ણવવી, અપદ તે ઝાડો છે, તેમા ગોશીર્ષ-ચદન (સર્વોત્તમ ચદન-સુખડ) વિગેરેના ગુણોનું વર્ણન કરવુ, એટલે તે ચદનનુ વિલેપન કરવાથી શીયાળામા ઠઠ દૂર થાય, ઉનાળામા તાપ શાંત થાય, આ જીવવાળા મનુષ્ય ચોપગા અને ઝાડોના ગુણો બતાવ્યા, હવે અચિત્ત વીર્ય કહે છે—

अचित्त पुण विरियं आहारावरणपहरणादीसु ॥
जह ओसहीण भणिय विरिय रसविरिय विवागो॥नि.९२॥

અચિત્ત દ્રવ્ય વીર્ય (અજીવ વસ્તુ) નુ બળ-વીર્ય-શકિત આહાર ( ખાવા ) મા ગુણ અવગુણ કરે તે, આવરણ તે લડાઈમા શરીરનુ રક્ષણ કરે તે, અને પ્રહરણ હથીયાર લડવા વિગેરેમા કામ લાગે તે અહીં જાણવુ પ્રથમ ખાવાનું બતાવે છે –

सद्यः प्राणकरा हृद्या घृतपूर्णाः कफापहाः

ઘીથી ભરેલા ( ઘેબર, પકવાન ) ખાવામા આવે તો

શીઘ્ર ઇંદ્રિયો વિગેરે તેજમાં આવે,) હૃદય પ્રસન્ન થાય અને કફનો રોગ, દૂર થાય, વિગેરે, લાણવુ, ઔષધિ (સુકાયેલી વનસ્પતિ અથવા અનાજ) જે કાંટો વિગેરે લાગતા ઘા રૂઝવવામાં કામ લાગે, ઝેર ઉતારવામાં કામ લાગે અથવા બુદ્ધિ વધારવા વિગેરે કામ લાગે તે રસવીર્ય છે, વિપાક વીર્ય તે વૈદ્યક શાસ્ત્ર વિગેરેમા કહેલ છે, તે અહીં લેવુ, તથા યોનિ પ્રાભૃત નામના ગ્રંથથી જુદા જુદા પ્રકારનુ દ્રવ્ય વીર્ય સમજી લેવુ

आवरणे कवयादी चक्कादीयं च पहरणे होंति।
खित्तंमि जंमि खेत्ते काले जंमि कालंमि ॥नि. ९३॥

રક્ષણમા કવચ વિગેરેની શકિત તથા હથીઆરમા ચક્રવર્તીનુ ચક્ર (ગોળાકારે લડાઇનુ શસ્ત્ર) વિગેરે જે શક્તિ હોય છે તે લેવી, હવે ક્ષેત્ર વીર્ય અને કાલ વીર્ય પાછલી અરધી ગાથામા આવે છે ક્ષેત્ર વીર્ય દેવકુરૂ વિગેરે જુગલીયાના ક્ષેત્રને આશ્રયી બધા દ્રવ્યો જમીનના ગુણને લીધે ઉત્કૃષ્ટ શકિતવાળા થાય છે, અથવા કિલ્લા વિગેરે સ્થાનને લીધે કોઇ પુરૂષને ઉત્સાહ વધે છે, અથવા જે ક્ષેત્રમાં વીર્યનુ વર્ણન કરાય તે ક્ષેત્ર વીર્ય છે, એ પ્રમાણે કાલવીર્ય પણ પહેલો આરો સુખમ સુખમ નામનો છે તેમા વસ્તુ સર્વોત્તમ ગુણવાળી સુખદાયી હોય છે તે સમજવી, તથા વૈદ્યશાસ્ત્રમા કહ્યુ છે કે —

वर्षासु लवणममृतं शरदि जलं गोपयश्च हेमन्ते ।
शिशिरे चामलकरसो घृतं वसन्ते गुडश्चान्ते ॥

વર્ષા ઋતુમા લવણ (નિમક મીઠુ) શરદમા જલ હેમ ન્તમાં ગાયનુ દૂધ શિશિરમાં આમલાનો રસ વસંતમા ઘી અને ગ્રીષ્મમાં ગોળ અમૃત સરખુ છે, (ગુજરાતમા અસાડ સુદથી બે માસની ઋતુ ગણાય છે મારવાડમા અષાડ સુદ ૧૫ પછી બે માસની ઋતુ છે, તેથી વર્ષમાં એક માસ વધે છે, સુદમા બને એક છે, દીવાળી ગુજરાતની અપેક્ષાએ આસો વદ ૦)) અને મારવાડ કે શાસ્ત્રની અપેક્ષાએ કાર્તીક વદ ૦)) ગણાય છે)

ग्रीष्मे तुल्यगुडां सुसैन्धवयुतां मेघावनद्धेऽम्बरे ।
तुल्यां शर्करया शरद्यमलया शुण्ठ्या तुषारागमे ॥
पिप्पल्या शिशिरे वसन्तसमये क्षौद्रेण संयोजिता ।
पुंसां प्राप्यहरीतकीमिव गदा नश्यन्तु ते शत्रवः ॥१॥

બાળ હરડે (હિમજ) ઉનાળામા બરોબર વજનના ગોળ સાથે વાદળથી છાયેલા આકાશવાળી વર્ષામાં ચોખ્ખા સિંધવ સાથે, શરદ ઋતુમા સાકર સાથે, હેમંતમા શુંઠ સાથે, શિશિરમાં પીપર સાથે, વસંતમા મધ સાથે લેવાથી જેમ પુરૂષોના રોગો નાશ થાય તેમ તારા શત્રુઓ નાશ થાઓ

ભાવ વીર્યનું વર્ણન કહે છે.

भावो जीवस्स सवीरियस्स विरियम्मि लद्धिऽणेगविहा।
ओरसिंदिय अज्झप्पिएसु बहुसो बहुविहीय ॥९४॥

વીર્યની શક્તિવાળા જીવના વીર્ય સંબંધી અનેક પ્રકારની લબ્ધિ છે, તે પાછલી અડધી ગાથામાં બતાવે છે, પ્રથમ છાતીનું બળ તે શરીર બળ છે, તે પ્રમાણે ઇંદ્રિયોનું બળ તથા આત્માનું બળ તે મન સંબંધી છે, તે ત્રણે અનેક પ્રકારનું છે, તે બતાવે છે

मणवइ काया आणा पाणू संभव तहाय संभव्वे।
सोतादीण सद्दादिएसु विसएसु गहणं च ॥९५॥

અંદરના વ્યાપારવડે મન યોગ્ય પુદ્ગળો એકઠા કરીને મનપણે પરિણમાવે, ભાષા યોગ્યને ભાષાપણે પરિણમાવે, કાય યોગ્યને કાયપણે શ્વાસ ઉચ્છ્વાસનાં પુદ્ગળો-તે તે પ્રમાણે પરિણમાવે છે, તે મન વચન કાયા યોગ્ય પુદ્ગલોને તે રૂપે પરિણમાવેલાનું જે વીર્ય સામર્થ્ય (શક્તિ) છે તેના બે ભેદ છે, સંભવ-સંભાવ્ય તેમાં સંભવમાં તીર્થંકર અને અનુત્તર વિમાનના દેવોના ઘણાજ નિર્મળ શક્તિવાળા મનો-દ્રવ્ય હોય છે, કારણ કે અનુત્તર વિમાનના દેવોને ફક્ત મન વડેજ કાર્ય કરવાનું છે તેથી જ્યારે શંકા સમાધાન તીર્થંકરને પૂછવાનું હોય ત્યારે દ્રવ્ય અને ભાવ મનવડે

પ્રશ્ન પૂછે, તીર્થંકરે કેવળજ્ઞાને જાણે પણ તે દેવોને અવધિજ્ઞાનજ હોવાથી તીર્થંકરપ્રભુ રૂપીદ્રવ્યો અને પરિણામના પુદ્ગળો દ્રવ્ય મનવડે ગ્રહણ કરે ને પરિણમાવે તે અનુત્તર વિમાનના દેવો જુએ, અને સમજી જાય (૨) સભાવ્યમાં તો જે જીવ બીજા બુદ્ધિમાનનુ કહેલુ હમણા ન સમજી શકે, પણ અભ્યાસથી ભવિષ્યમા સમજી શકશે

## વાગ્વીર્યના બે ભેદ

સભવમા વચનની લબ્ધિવાળા તીર્થંકરોની વાણી એક યોજન સુધી ફેલાઈને પોત પોતાની ભાષામા લોકો સમજી જાય, તથા કેટલાક પુણ્યશાળી જીવોનુ વચન દૂધ મધના ઝરતા રસ જેવુ મીઠુ હોય તે વચનનુ સૌભાગ્ય છે, જેમકે હસ કોયલ વીગેરેનુ વચન મીઠુ હોય છે (હસને બદલે પોપટનુ વચન એમ ઠીક લાગે છે, આદિમા કાકાકઉઆ વિગેરે લેવા) સભાવ્યમા શ્યામાસ્ત્રીનુ ગાયન મીઠુ છે, તેજ કહે છે

सामा गायति महुर काली गायति खर च रुक्खं च।

બે સ્ત્રીઓમા એકનું નામ શ્યામા છે, તે મધુર સ્વરે ગાય છે અને કાલી નામની સ્ત્રી કઠોર અપ્રિય ગાય છે, વળી આ પ્રમાણે વિચારીએ છીએ કે આ શ્રાવકનો પુત્ર ભણાવ્યા વિના પણ ઉચિત બોલવાના અક્ષરો બોલશે (માબાપના ઉચ્ચ કોટીના શબ્દો કાને સાભળીને તેવુ

બોલવાનું શીખી લેશે) તથા અમે સભાવના કરીએ છીએ કે મેના પોપટને જો મનુષ્યના સંસર્ગમાં રાખીએ તો મનુષ્યની ભાષા શીખી લેશે

તે પ્રમાણે છાતીનું બળ તે પણ સંભવ, સભાવ્ય એ લેઈ છે

-સભવમાં ચક્રવર્તી બળદેવ વાસુદેવ વિગેરેના બાહુબળ વિગેરે શરીર બળ લેવું, જેમકે ત્રિપૃષ્ઠ વાસુદેવે ડાબા હાથની હથેળી વડે કોટિ શિલા (કરોડો મણની શિલા) ને ઉંચકી, અથવા સોળ હજાર રાજાનું સૈન્ય જે સાકળ ખેંચે તે પોતે સામે ખેંચીને અટકાવે, તે પ્રમાણે ચક્રવર્તીનું બમણું તથા તીર્થંકર અતુલ બળવાળા હોય છે, સભાવ્યમાં તીર્થંકર અલોકમાં લોકને દડા માફક ફેંકવાની શક્તિવાળા હોય છે, તથા પૃથ્વીને છત્ર માફક તથા મેરૂને દાંડા માફક ધરવાને શક્તિવાળા છે તેજ પ્રમાણે કોઇપણ ઇંદ્રજંબુદ્વીપને ડાબા હાથ વડે સહેજમાં મેરૂ પર્વતને છત્રીના દાંડા માફક ઉંચકે, તથા સભાવના કરીએ છીએ કે આ છોકરો મોટો થયા પછી આ મોટા પત્થરને ઉંચકવાને (અભ્યાસથી) હાથીને દમવાને અથવા ઘોડા ઉપર ચઢી દોડાવવાને શક્તિવાન થશે

ઇંદ્રિઓનું બળ કહીએ છીએ

કાન વિગેરે પાંચે ઇંદ્રિઓની શક્તિ પોતાનો એકેક

વિષય પારખવાને પાંચ પ્રકારે સમર્થ છે તે દરેકના પણ સંભવ સંભાવ્ય એવા બે ભેદ છે, સંભવમાં જેમ કાનનો વિષય બાર યોજનનો છે, એ પ્રમાણે બાકીની ચાર ઇંદ્રિયોમાં જેને જે વિષય (જેટલી શક્તિ) હોય તે જાણવો, સંભાવ્યમાં તો કોઈપણ માણસ જેની ઇંદ્રિ હણાઇ હોય, થાકેલી હોય, ક્રોધમાં ભાન ભુલ્યો હોય, તરસથી કે રોગથી તે સમયે કોઈ ઇંદ્રી પોતાનો વિષય ગ્રહણ ન કરે, (જેમકે ક્રોધમાં ધમધમેલો તે સમયે કીધા છતાં ન સાંભળે) પણ પછી તે દોષ (ક્રોધ) દૂર થતાં અનુમાન કરીએ કે તે સાંભળશે. (વળી તાવમાં ભાન ભૂલતાં કંઈનું કંઈ બકે પણ તાવ ઉતરતાં પાછું સીધે સીધું કામ કરે તે સંભાવના છે)

## હવે આધ્યાત્મિક વીર્ય કહે છે.

उज्जमधितिधीरत्त सोंडीरत्त खमायगंभीरं ।
उवओग जोग तव सजमादिय होइ अज्झप्पो ॥९६॥

આત્મા સંબંધી તે અધ્યાત્મ છે, તેમાં જે શક્તિ આધ્યાત્મિક છે, અર્થાત્ અંદરની શક્તિ જે સત્વથી ઉત્પન્ન થાય છે તે લેવી, તે અનેક પ્રકારે છે (૧) ઉદ્યમ એટલે સાધુને જ્ઞાન ભણવું કે તપ કરવા વિગેરેમાં (પ્રેરણા વિના) અંદરનો ઉત્સાહ વધે છે, તેના પણ સંભવ તથા સંભાવ્ય એવા બે ભેદ છે, તે ઉપર પ્રમાણે યોજવા, કોઈ સમયે

ઉદ્યમ કરે તે સભવ, પણ કોઇ પછી કરવાની ખાત્રી થાય તે સભાવ્ય છે; (૨) ધૃતિ તે સયમમા સ્થિરતા તે (દુ ખ કે લોગ વિગેરેના કારણ વડે વિકલ્પો થાય તો પણ) ચિત્તને ઠેકાણે રાખે, (સયમ ન મુકે), (૩) ધીરત્વ તે પરિષહ કે ઉપસર્ગ આવે, તો પણ ચલાયમાન ન થાય, (૪) શૌડીર્ય તે ત્યાગની ઉચ્ચ કોટીની ભાવના જેમ કે ભરત મહારાજાને વૈરાગ્ય થતા ચક્રવત્તિના છ ખડનુ રાજ્ય છોડતા પણ ચિત્ત ન કપે, અથવા દુ ખમા ખેદ ન કરે અથવા વિષમ (મુશ્કેલ) કાર્ય કરવાનુ આવ્યા છતા પારકાની આશા છોડીને મારેજ કરવુ, એવુ માનીને ખુશ થતો કામ પાર ઉતારે, (૫) ક્ષમાવીર્ય તે (પોતાના દોષ હોય કે ન હોય છતા પણ) કોઇ ગમે તેટલો આક્રોશ કરીને ધમકાવે, છતાં પણ મનથી પણ ક્ષોભ ન પામે (લીધેલુ કાર્ય રીસાઈને અધવચ ન છોડે) પણ આવુ તત્વ વિચારે

आक्रुष्टेन मतिमता तत्वार्थगवेषणेमति कार्या ।
यदि सत्य कः कोपः स्यादनृतं किं नु कोपेन ॥१॥

કોઇ ધમકાવે ત્યારે બુદ્ધિમાને ખરેખર મુદ્દો વિચારવા બુદ્ધિનો ઉપયોગ કરવો. જો પોતાનો દોષ હોય તો શા માટે રીસાવુ, અને જો તે દોષ વિના ધમકાવતો હોય તો (આપણને લાગુ ન પડે). માટે કોપ શુ કામ કરવો ? વળી–

अक्कोस हणण मारण धम्मब्भसाण वालसुलमाण ।
लामं मन्नइ धीरो जहूत्तराणां अमाव मि ॥१॥

આક્રોશ કરવો, હણવુ, જીવથી મારવુ, તે ધર્મભ્રષ્ટ એવા બાલ (મૂર્ખ) જીવોને સુલભ છે, એવા સમયમા આક્રોશ વિગેરે સામેના માણસ ઉપર ન કરતા ધીર પુરૂષ તેમા અનુક્રમે થોડો વધારે લાભ માને, (આક્રોશ કરતા ધૈર્ય રાખે તો જે લાભ થાય તેના કરતા કોઈ મારે તો વધારે લાભ માને, જીવથી મારે તો મેતાર્ય મુનિ માફક તેથી પણ વધારે લાભ માને) (૬) ગાભીર્ય–પરિષહ ઉપ સર્ગમા ન ડરવુ અથવા બીજાને ચમત્કાર પમાડે તેવુ પોતાનુ ઉત્કૃષ્ટ અનુષ્ઠાન ( ધર્મ ક્રિયા ) હોય તો પણ અહકાર ન કરે

चुल्लुच्छल्लेइ जहोइ ऊणय रित्तय कणकणेइ ।
मरियाइं ण खुब्मंती सुपुरिस विन्नाणमहाइ ॥१॥

ઘડા વિગેરેમા ખોબા જેટલુ ઓછુ પાણી હોય તોપણ ઉચ્છળે તેમ ઝાઝરામા કાસાની જુવાન સ્રીના ઘુઘરીઓ અવાજ કરે, પણ ભરેલા ઘડા છલકતા નથી, તેમ સારા પુરૂષોના રત્ન જડિત આભૂષણો પણ અવાજ કરતા નથી, તેમ થોડુ ભણેલા છલકાઇને ગમે તેમ અહકાર કરે, પણ

(વજ્ર સ્વામી જેવા) બહુ ભણેલા મોટે પણ ન બોલે કે આટલું હું ભણ્યો છુ.

ભરા સો છલકે નહિ, છલકે સો આધા,
ઘોડા સો ભુંકે નહિ, ભુંકે સો ગદ્ધા

(૧) ઉપયોગ-સાકાર અનાકાર એ ભેદે છે, સાકાર તે જ્ઞાનમા પાચ જ્ઞાન મતિ શ્રુત અવધિ મનપર્યય કેવળ, અને ત્રણ મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન, વિભંગ જ્ઞાન છે, એમાં સમ્યકત્વીને આશ્રયી જ્ઞાન અને મિથ્યાત્વીને આશ્રયી અજ્ઞાન છે, તે આઠ ભેદ થયા અને અનાકાર દર્શન, ચક્ષુ દર્શન અચક્ષુ (આંખ સિવાયની બીજી ચાર ઇંદ્રિયોનુ) દર્શન અને કેવળ દર્શન છે સામાન્ય બોધ તે દર્શન છે, વિશેષ બોધ તે જ્ઞાન છે, પદાર્થનુ સામાન્ય જ્ઞાન આખ વિનાના જે પ્રાણી કીડી વિગેરે છે તેને સામાન્ય બોધ નાક વિગેરેથી છે તે અચક્ષુદર્શન છે, અથવા ભીતને ઓઠે કે અધારામા દેખતો કે આધળો ગમે ત્યારે કઇ સાભળીને સમજે તે અચક્ષુદર્શન છે, તે બાર પ્રકારના ઉપયોગવાળો પોતાના વિષયનો દ્રવ્યક્ષેત્ર કાળ ભાવ રૂપે પરિચ્છેદ કરે સમજે તે અર્થાત્ લક્ષ રાખીને સમજે તે ઉપયોગ છે, (ગુજરાતીમાં તેને સાવચેતી કહે છે) યોગવીર્ય મન વચન અને કાયાથી ત્રણ ભેદે છે, સાધુનુ મનોવીર્ય તે કુચેષ્ટાના મનનો નિરોધ અને સિદ્ધાંત ભણવા કે સયમ

ક્રિયામા મન રાખે, અથવા મનની એકાગ્રતા કરવી, કારણ કે મનવીર્ય વડે જ ઉત્તમ સાધુઓ નિર્મળ પરિણામ વધારતા અને ધર્મમા દૃઢતા રાખનારા અવસ્થિત (નિશ્ચય) મનવાળા હોય છે, વચનશક્તિ વડે તો એવી રીતે સભાળીને બોલે કે ફરી ફરી તે વચન ન આવે, તથા નિરવદ્ય ભાષા બોલે, અને કાય વીર્ય તે હાથ પગ સ્થિર રાખીને કાચબા માફક બેસે, તે તપોવીર્ય બાર પ્રકારનુ છે, તે અણસણ ઉણોદરી વિગેરે બારે ભેદે તપ ઉત્સાહથી કરે અને ખેદ ન કરે તે પ્રમાણે સત્તર પ્રકારનો સયમ, હુ એકલો છુ એવી ભાવના ભાવતો બળથી મન વશ કરી નિર્મળ સયમ પાળે કે કોઇપણ રીતે પોતાને અતિચાર ન લાગે, આ બધા પ્રકારનુ વીર્ય અધ્યાત્મવીર્ય તે ભાવવીર્ય છે, વળી પ્રશ્ન થાય કે વીર્યપ્રવાદ પૂર્વમા અનતા પ્રકારનું વીર્ય બતાવ્યુ છે તે કેવી રીતે? તેનુ સમાધાન એમ છે કે અનતા વિષય, વાણુ પૂર્વ હોય છે તે પ્રમાણે વીર્ય પણ સમજવુ, અનત અર્થ પણ આ પ્રમાણે સમજવુ,

सव्व णईण जा होज्ज वालुया गणणमागया सन्ती।
तत्तो बहुयतरागो अत्थो एगस्स पुव्वस्स ॥१॥

બધી નદીઓની રેતીની જે ગણતરી થાય તેના કરતા ઘણો વધારે અર્થ એક પૂર્વનો હોય છે, (પૂર્વમા વપરાયલા

શબ્દો એટલા બધા ગભીર હોય કે તેમા ઘણાં અર્થો સમજાવી શકાય)

सव्वसमुद्दाण जल जइ पत्थमियं हविज्जसंकलियं ।
एत्तो बहुयतरागो अत्थो एगस्स पुव्वस्स ॥२॥

જે બધા સમુદ્રોનુ પાણી પ્રસ્તમિત તે થ ભાવીને એકત્ર કરે તેની જે ગણત્રી થાય તેના કરતા વધારે અર્થ એક પૂર્વનો છે, આ પ્રમાણે પૂર્વમા અનતઅર્થપણુ છે તે સમજનાર આત્મામા વીર્યની અનત અર્થતા છે, છતા તે બધુ વીર્ય ત્રણ ભેદોમા સમાઈ જાય છે, તે બતાવે છે

सव्व पिय त तिविह पडिय बालविरियं च मीसं च ।
अहवावि होति दुविहं अगार अणगारियं चेव नि–९७

ઉપર કહેલ ભાવવીર્ય પડિત બાળ અને મિશ્ર એમ એમ ત્રણ ભેદ છે, તેમા ઉત્તમ સાધુઓને પડિત વીર્ય છે, બાળ પડિત વીર્ય ગૃહસ્થોને છે, ત્રીજો ભેદ બાલવીર્ય શક્તિવાન છતા દુરાચારમા પડેલા તે છે એટલે ત્રણ ભેદ થાય કે બે ભેદ થાય તેમા સાધુનુ પડિત વીર્ય (નિર્મળ સાધુતા) આદિ સપર્યવસિત છે, જ્યારે ચારિત્ર લે ત્યારે ઉત્સાહથી ધર્મ અનુષ્ઠાન કરે તે પડિત વીર્ય સાદિ શરૂઆત છે અને તે કેવળજ્ઞાન પામીને મોક્ષમા જાય તે સમયે ધર્મ અનુષ્ઠાનનો અત આવી અક્રિય થાય તે અત

આવ્યો કહેવાય, તે સાત છે બાળ પંડિતવીર્ય દેશવિરતિ (યથાશકિત બ્રહ્મચર્ય વિગેરે પાળે કે સામાયિક વિગેરે) ગ્રહણ કરે તે શરૂઆત સાદી છે, અને સર્વ વિરતિ (સાધુપણુ) લે અથવા વ્રત ભંગ કરે તો તે (સપર્યવસાન અંતવાળુ) શાંત છે બાળ વીર્ય તે અનાદિ અનંત અભવ્યોને આશ્રયી અવિરતિ રૂપ છે, અને ભવ્યોને આશ્રયી અનાદિ સાંત, છે આદિ સપર્યવસિત તે વિરતિ લઇને ભાગે તેથી અવિરતિ સાદી થઇ અને જઘન્યથી ફરીથી તુર્ત અંત મુહૂર્તમા ચારિત્ર ગ્રહણ કરે અથવા ઉત્કૃષ્ટથી અપાર્ધ પુદ્ગળ પરાવર્તન કાળમાં ફરીથી ચારિત્ર ઉદય આવે તેથી શાન્તપણુ છે, સાદિ અનંત બાલવીર્યનો અસંભવ છે, અથવા પંડિત વીર્ય સર્વ વિરતિરૂપ છે, અને તે વિરતી ચારિત્ર મોહનીયનો કાંતો ક્ષય થાય, ક્ષયોપશમ થાય અથવા ઉપશમ થાય તો તે પણ ત્રણ ભેદો થાય એથી વીર્યના પણ તેજ ત્રણ ભેદો થાય છે નામ નિષ્પન્ન નિક્ષેપો એ પ્રમાણે વીર્યનો થયો, અને સૂત્ર અનુગમમા અસ્ખલિતાદિ ગુણયુકત સૂત્ર ઉચ્ચારવુ તે કહે છે–

दुहावेयं सुयक्खायं, वीरियंति पवुच्चई।
किंनु वीरस्स वीरत्तं, कहं चेयं पवुच्चई। सू. गा. १।

આ વીર્ય બે પ્રકારનું ખુ'નુ કહે છે ( આ વિશેષણ

सुधर्मा स्वामी जंबु स्वामीने प्रत्यक्ष कहेता होवाथी वापर्यु छे ) ते तीर्थंकर प्रभु विगेरेए बरोबर बताव्यु छे, ( वा अव्यय फक्त वाक्यनी शोभा माटे छे, तेथी तेनो अर्थ गणवानो नथी ) वीर्य तेमां विर्+ईर तेनो अर्थ विशेषथी प्रेरणानो छे; अर्थात् अहितने प्रेरणा करीने दूर करे ते वीर्य एटले आ जीवनी शकित छे. हवे अव्यय प्रश्नना रूपमा छे तेथी पहेलो प्रश्न पुछे छे के वीर ने सुभटनु वीरपणु कयु छे ? अथवा बीजो प्रश्न आ छे के शा कारणथी वीर कहेवाय छे, तेथी भेद पाडीने वीर शब्दनु स्वरूप बतावे छे.

कम्ममेगे पवेदेंति, अकम्म वावि सुव्वया ।
एतेहिं दोहि ठाणेहिं, जेहिं दीसति मच्चिया ॥सू २

कर्म अहीं क्रिया अनुष्ठान छे, एवु केटलाक उत्तम पुरूषो कहे छे, अथवा आठ प्रकारनुं कर्म ते बधी क्रियानु मूल छे, ते कारणमा कार्यनो उपचार करीने वीर्य कहे छे, तेज बतावे छे कर्म उदयमा औदयिक भावमां होय तेज वीर्य कहे छे, अने औदयिक भाव कर्मना उदयमा होय ते बाल वीर्य (कुकर्म के दुराचार) छे एटले एक प्रकार कर्म ते वीर्य बताव्यु हवे अकर्म ते वीर्यनो बीजो भेद बतावे छे, वीर्यांतराय कर्मनो क्षय ते अकर्म छे,

ચ (અને) અવ્યયથી ચારિત્ર મોહનીય નામનુ કર્મ તેનો ઉપશમ કે ક્ષયઉપશમથી જે આત્માનો નિર્મળ ચારિત્ર ગુણ ઉત્પન્ન થાય તે અકર્મ છે આવુ સાધુઓને સુધર્મા સ્વામી સમજાવે છે કે હે સાધુઓ ! આવુ પંડિત વીર્ય છે આ બે સ્થાનો વડે સકર્મક કે અકર્મકથી મેળ વેલ બાલ વીર્ય કે પંડિત વીર્યની વ્યવસ્થા વીર્યમા થએલ છે, (અર્થાત્ વીર્યના બે ભાગ પાડયા) અને આ બે વડે અથવા આ બે ભેદની વ્યવસ્થા (મૃત્યુને વશ થયેલામર્ત્ય) માણુસોમા દેખાય છે કે કહેવાય છે, (દુરૂપયોગ કે સદુપયોગને વીર્યવડે માણુસો કરે છે તે બતાવે છે કે જુદી જુદી ક્રિયાઓમા પ્રવર્તેલા, માણુસને ઉત્સાહ બળ યુક્ત જોઇ તે લોકો કહે છે આ વીર્યવાન માણુસ છે, એમ કહેવાય છે તથા તે વીર્યને રોકનાર કર્મના ક્ષયથી અનંત બળ યુક્ત આ માણુસ છે એમ કહેવાય છે, (અને આ સૂત્ર લખતી વખતે તેવા બળવાળા મનુષ્ય તરીકે કેવળી ભગવાન મહાવીર જેવા નજરે દેખાતા હતા તેને આશ્રયી શાસ્ત્રકાર કહે છે કે) આ નજરે દેખાય છે, અહીં બાળ વીર્યને કારણુમાં કાર્યનો ઉપચાર કરવાથી વીર્યપણે કર્મજ કહ્યુ છે, હવે કારણુમાં કર્મના ઉપકારથીજ પ્રમાદને કર્મ તરીકે બતાવે છે

पमाय कम्ममाहंसु, अप्पमायं तहाऽवरं।
तब्भावादेसओ वावि, बाल पंडियमेव वा ॥सू.३॥

२

સાઈ અનુષ્ઠાન રહિત પ્રાણીઓ જેના વડે થાય તે પ્રમાદ છે તે દારૂ વિગેરે—તે બતાવે છે—

मज्जं विसयकसाया णिद्दा विगहा य पंचमी भणिया।
एस पमायं पमाओ णिद्दिट्ठो वीयरागेहिं॥१॥

દારૂ વિગેરેનો નસો પાચ ઇંદ્રિયોની લોલુપતા અતિશે ક્રોધ, માન, માયા, લોભ, અતિ નિદ્રા, અને વિષય કલેશપોષક કથાઓ એ પાચ પ્રમાદ છે એ પ્રમાદ અને તે દૂષણ રહિત અપ્રમાદ છે, એ વીતરાગ પ્રભુઓએ કહેલ છે, આવા પ્રમાદને કર્મ તીર્થંકર વિગેરે કહે છે, અને અપ્રમાદને અકર્મ કહે છે, એનો પરમાર્થ આ છે કે પ્રમાદથી ભાન ભૂલેલો કર્મ બાંધે છે, અને આવા કર્મ સહિત જીવનું કૃત્ય બાલવીર્ય છે, તેજ પ્રમાણે અપ્રમત્ત (સાધુ)ના કર્ત્તવ્યમાં કર્મનો અભાવ છે આવા સાધુનું કૃત્ય પંડીત વીર્ય છે, એ પ્રમાણે બાળવીર્ય સકર્મીનું જાણવું, પંડીતવીર્ય અકર્મી (ઉત્તમસાધુ) નું જાણવું તે બનેનો ભાવ તે સત્તા તેનો ભાવ છે તે વડે આદેશ કે વ્યવદેશ છે, તેની વિગત બતાવે છે, પૂર્વે કહ્યા પ્રમાણે અભવ્યોને આશ્રયી બાળવીર્ય અનાદિ અનંત અને ભવ્યોને આશ્રયી અનાદિ સાંત કે સાદિ સાંત અને પંડિતવીર્ય તો સાદ સાંત છે

सत्थमेगे तु सिक्खता अतिवायाय पाणिणं।
एगे मंते अहिज्जंति पाणभूयविहेडिणो॥४॥

તેમા પ્રમાદથી મૂઢ થયેલા (ઇંદ્રિયોના લોલૂપી) સકર્મી પાપી જીવોના બાળવીર્ય (અધમ કૃત્ય)ને બતાવે છે, શસ્ત્ર તલવાર વિગેરે અથવા શાસ્ત્ર તે ધનુર્વેદ કે આયુર્વેદ વિગેરે જીવહિંસા કરનારા શાસ્ત્રો છે, તેને શરીર સુખાકારી મેળવવા (હૃષ્ટપુષ્ટથવા) કેટલાક ઉદ્યમ કરીને શીખે છે, તેમનુ શીખેલું પછીથી જીવોના ઘાતને માટે થાય છે, તેમા આવુ શીખવે છે કે જીવોને આવી રીતે આલીઢ પ્રત્યાલીઢ થઇને મારવા સ્થાન કેરવું, લડાઇમા તાકીને મારવા માટે કહે છે કે

मुष्टिनाऽच्छादयेल्लक्ष्य मुष्टौ दृष्टिं निवेशयेत् ।
हत लक्ष्य विजानीयाद्यदि मूर्धा न कम्पते ॥१॥

જેને મારવુ હોય તેને પોતાની મુઠીમા લક્ષમા લેવું અને તેમા દૃષ્ટિ મેળવવી, તે વખતે જો માથુ ન હલાવે તો અવશ્ય તેને હણે, તેનુ તીર કે ગોળી સામેનાને લાગે તથા જીવહિંસક વૈદક-શાસ્ત્રમા કહે છે કે લવકરસ ક્ષયના રોગીને આપવો (જેમ હાલ કોડલીવર ઓઇલ માછલાનુ તેલ આપે છે) અથવા અભય અરિષ્ટ નામનો દારૂ આપવો, તથા ચોર વિગેરેને શૂલીએ ચડાવવા વિગેરેની શિક્ષા કરવી, તથા ચાણક્ય નામના પંડિતની કૂટનીતિના અભિપ્રાયો બીજાને પૈસા પડાવવા માટે ઠગવો, તથા કામશાસ્ત્ર વિગેરે (દુરાચાર માટે) અશુભ અધ્યવસાયથી ભણે છે, તે રીતે એ પ્રમાણે શાસ્ત્ર ધનુર્વેદાદિ શાસ્ત્રનો જે અભ્યાસ તે, મોક્ષ માટે ન હોવાથી

તે બધું બાળવીર્ય છે, વળી કેટલાક પાપના ઉદયથી વેદોના મંત્રો પશુહિંસા વિગેરેના અથર્વ વેદના મંત્રો જેમાં અશ્વમેધ (ઘોડાનો હોમ) પુરૂષમેધ (બત્રીશ લક્ષણા પુરૂષનો હોમ) સર્વમેધ (બધા પ્રાણી હોમવા) વિગેરે શીખે છે વળી તે મંત્રો કેવા છે તે કહે છે, પ્રાણો તે બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિય, ભૂતો, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિને અનેક પ્રકારે બાધક ઘાતક રૂગ્વેદના મંત્રોને શીખે છે તે કહે છે

षट्शतानि नियुज्यन्ते, पशूनां मध्यमेऽहनि ।
अश्वमेधस्य वचनात् न्यूनानि पशुभिस्त्रिभिः ॥१॥

અશ્વમેધ યજ્ઞના વચનથી વચલા દિવસે છસોમાં ત્રણ ઓછા પશુઓ યોજવા (મારવા માટે તૈયાર કરવા) (મીલોના ચક્ચકિત કપડા પહેરનારાઓને જાહેર કરીએ છીએ કે અમદાવાદ મુંબઈ વિગેરેની મિલો માટે મુંબઈમાં રોજ રવિવાર સિવાય પાંચ હજાર ગાય ભેંસો વિગેરે મારી ને ચરબી કાઢી તે બાટલિયામાં સાફ કરાવી પછી મીલોવાળાને આપે છે, અને તે ચરબી કાજીમાં નાખી કપડાંની સફાઈ લાવે છે તેજ પ્રમાણે વિદેશી દરેક વસ્તુમાં સફાઈ માટે જીવહિંસામાં કોઈ વાતે બાકી રહેતી નથી, માટે વગર વિચારે કોઈ વસ્તુને ન વાપરવી) હવે સત્ય શબ્દની સાથે લાગુ પડતી નિર્યુક્તિ વડે ભદ્રબાહુ સ્વામી ખુલાસાવાર કહે છે—

सत्थं असिमादीयं विज्जामंते य देव कम्मकय ।
पत्थिव वारण अग्गेय वाऊ तह मीसग चेव ॥नि. ९८॥

શસ્ત્ર તે હથીયાર તલવાર વગેરે તથા વિદ્યાધિષ્ઠિત મત્ર અધિષ્ઠિત દેવ કર્મકૃત તે દિવ્ય ક્રિયાથી કરેલ એ પાચ પ્રકારનુ પાપ કૃત્ય છે, તે કહે છે, પૃથ્વી સબધી પાણી સબધી વારૂણ, અગ્નિ સબધી આગ્નેય વાયુ સબધી વાયવ્ય તે પ્રમાણે એ ત્રણથી મિશ્રિત એમ પાચ પ્રકારે પાપ કૃત્ય કરે, વળી—

माइणो कट्टु माया य कामभोगे समारभे ॥
हंता छेत्ता पगब्भित्ता आयसायाणुगामिणो ॥५॥

માયા પરને ઠગવાની બુદ્ધી કપટ જેમનામા હોય તે માયાવીઓ કપટ કરી પરને ઠગીને (એક માયા લેવાથી બીજા કષાયો પણ લેવા) તેથી ક્રોધી માની લોભીઓ કામ તે ઇચ્છાઓ અને ભોગ તે પાચે ઇંદ્રિયોના વિષયો સેવે છે, (કામભોગને માટે ક્રોધ માન માયા લોભ કરીને પાપ કરે છે) અથવા બીજી પ્રતમા સૂત્રપાઠ आरभाय तिवहेर તેનો અર્થ આ છે કે મન વચન કાયા આ ત્રણથી આરભમા મડે છે, તે આરભમા ઘણા જીવોને મારતો બાધતો નાશ કરતો આજ્ઞા પળાવતો ભોગાર્થી ધન ઉપાર્જન કરવા પ્રવર્ત્તે છે, ( હાલના યુરોપવાસીઓ તેમા પણ અગ્રેજો હિંદુસ્તાનને

તે ધન માટેજ પીડે છે અને સઘળા શસ્ત્રોવડે હણાવે છે) એ પ્રમાણે પોતાના સુખના લોલુપીઓ અને દુખના દ્વેષીઓ વિષય આસ્વાદમા ગૃદ્ધ થઈને કષાયથી મલિન આત્માઓ આવા પાપ કરનારા છે, હણનારા પ્રાણીઓ મનુષ્યો સુધાને જીવથી મારે છે (નિર્દોષ સત્યાગ્રહીને ધારાસણાની વૈશાખ વદી ૧૩ મે છાવણીમાં મારી નાખ્યો) છેદનારા દુરાચારો કરનારા સ્ત્રી પુરૂષનાં અંગો કાન નાક વિગેરે છેદે છે, તથા પીઠ પેટ વિગેરે છેદે છે, (પોતાના સુખને ખાતર બીજાને ઉપર સુજબ દુખ દેછે)

मणसा वयसा चेव कायसा चेव अंतसो ।
आरओ परओ वावि दुहावि य असंजया ।सू ६।

આ બધું કેમ કરે છે ? તે કહે છે, આ જીવોને દુખ દેવા રૂપ કૃત્ય મન વચન કાયાથી કરવા કરાવવા અનુમોદનવડે કોઈ તાદુલીયા માછલા માફક કાયાથી પોતે પાપ કરવા અશક્ત છતા પણ મનથીજ પાપનું અનુમોદન કરીનેજ કર્મ બાંધે છે, તથા આરત પરત લૌકિક વાણીની યુક્તિઓ લોકવાયકા આ પ્રમાણે છે, તે વિચારતાં આલોક પરલોક બને માટે પોતે કરે બીજા પાસે કરાવે, તે અસયત (કુસાધુ કે ગૃહસ્થો) જીવોને ઉપઘાત કરનારા દુખ દેનારા છે

હવે શાસ્ત્રકાર ભગવંતો તે જીવોને દુખ દેવાનો વિપાક બતાવે છે

वेराई कुव्वई वेरी तओ वेरेहि रज्जती ।
पावोवगा य आरंभा दुक्खफासा य अंतसो ।सू. ७।

વૈર જેને હોય તે વેરી વેર કરીને જીવોનો હત્યારો સેંકડો જન્મોના વેર બાંધે છે, તે નવાનવા વેરોથી બંધાય છે, અર્થાત્ નવાનવા વેરો બીજા સાથે કરે છે, તેનું પરિણામ શું?

ઉ—તે પાપની (મૂળ માફક) પાસે રહે તે આરંભો જીવઘાતક કૃત્યો અને (પાપ ઉદય આવતા) ફળ ભોગવતાં દુ:ખનો સ્પર્શ થાય તેવા અસાતાવેદનીના ફળ ભોગવે છે. (પહેલા જીવ હિંસા કરીને જે સુખ ભોગવે તે પછવાડે દુ:ખો ભોગવે છે)

संपराय नियच्छंति अत्तदुक्कडकारिणो ।
राग दोसस्सिया वाला पावं कुव्वंति ते बहु ।८।

વળી કર્મ બે પ્રકારના છે, તે ઇર્યાપથ અને સાંપરાયિક (તે ઇર્યા પથમાં ક્રોધ વિગેરે ન હોવાથી તેનું ફળ ન ભોગવે) સાંપરાય તે બાદર કષાય ઘણો ક્રોધ વિગેરે છે તેનાથી દુષ્ટ કૃત્ય થાય તેમાં જીવોની હિંસા થાય તેથી વેર બંધાય તે પોતે પાપો કરીને પોતાને બાંધે છે, તે બતાવે છે, કે રાગદ્વેષનો આશ્રય કરેલા સારાનરસાનો વિવેક ભૂલીને બાળક

જેવા મૂઢો ઘણા પાપો બાંધે છે (વૈર પરંપરા વધારી નવાનવા પાપો બાંધે છે) આ પ્રમાણે બાલ વીર્ય બતાવીને તેની સમાપ્તી કરતા થોડું સામટું કહી દેછે

एवं सकम्मवीरियं बालाणं तु पवेदितं ।
इत्तो अकम्म विरियं पंडियाण सुणेह मे ॥सू ९॥

એ પ્રમાણે પૂર્વે બતાવેલ પ્રાણીઓને મારવા માટે શસ્ત્ર કે શાસ્ત્ર કેટલાક શીખે છે કેટલાક વિદ્યામંત્રો જીવોને પીડનારા શીખે છે, કેટલાક કપટીઓ જુદાજુદા કપટ કરીને કામભોગ માટે આરંભો કરે છે, કેટલાક એવા કૃત્ય કરે છે કે વેરની પરંપરા વધે છે, જેમકે જમદગ્નિ ૠષિએ પોતાની પત્નીમાં લોલુપી કૃત્યવીર્ય રાજાને જીવથી માર્યો, કૃત્યવીર્યના પુત્રે જમદગ્નિને તે વેરના બદલામાં માર્યો જમદગ્નિના પુત્ર પરશુરામે તે વેરમાં ક્ષત્રિયોથી રહિત પૃથ્વી કરી ( સાતવાર બધે ફરીને જેટલા ક્ષત્રિયો મળ્યા તે મારી નાખ્યા) તેના વેરમાં કૃતવીર્યનો પોત્રો સુભૂમ નામનો ચક્રવર્તી થયો તેણે ૨૧ વાર બ્રાહ્મણોને બધે ફરીને મારી નાખ્યા, તેજ કહેલું છે

अपकारसमेन कर्मणा न नरस्तुष्टिमुपैति शक्तिमान् ।
अधिकां कुरु वैरियातनां द्विषतां जातशेषमुद्धरेत् ॥१॥

અપકાર (બગાડનારા) ના કૃત્યના બરોબર બદલો

લેવાથી માણસને કઇ સતોષ થતો નથી, પણ પ્રેરણા કરીને કહે છે કે તેથી અધિક એવી વૈરીઓને પીડા કર, અને દુશ્મનોની જાતને અશેષ (સપૂર્ણ) ઉખેડી નાખ, (કે ફરી કોઈ સામુ ન થાય) આવા વચનો સાભળીને કષાય વશ થયેલા જીવો એવુ કરે છે કે (મરતી વખતે) દીકરા પૌત્રોને પણ કરાવે છે કે હુ મરૂ છુ પણ તુ બદલો લેજે એમ વૈર પરપરા આપે છે, આ પ્રમાણે સકર્મી (પાપી) બાળ જીવોનુ વીર્ય (બહાદુરી) અને (ચ અવ્યયથી) પ્રમાદવશ થયેલા ઉન્મત જીવોનુ અધમ કૃત્ય બતાવ્યુ, હવે પછી અકર્મી પડિત જીવોનુ વીર્ય શુ કહુ છુ તે તમે સાંભળો.

दव्विए बंधणुम्मुक्के सव्व ओछिन्न बंधणे ।
पणोल्ल पावक कम्मं सल्ल कतति अतसो ।सू.१०।

જેવી પ્રતિજ્ઞા કરી તેવુ કહે છે—

દ્રવ્ય તે ભવ્ય મુક્તિ જવા યોગ્ય જીવ (કોશમા દ્રવ્ય તે ભવ્ય કહ્યો છે) અથવા રાગદ્વેષથી વિરહિત અર્થાત દ્રવ્યભૂત (કોમળ હૃદયનો) અકષાયી અથવા વીતરાગ આફક અલ્પ કષાયી (જેને એક રીસ ઘણીવાર મનમા ન રહે તે) જાણવો, તેજ કહ્યું છે—

किं सक्का वोत्तु जे सरागधम्मंमि कोइ अकसायी ।
।।सते वि जो कसाए निगिण्हइ सो वि तत्तुल्लो ।।१।।

સરાગ ધર્મમા રહેલા (છઠ્ઠા સાતમા ગુણસ્થાનવાળા) સાધુઓમા કોઈ કષાય રહિત છે એમ કહેવાને કોઇ શકચ છે ! ઉત્તર–હા-કષાય હોય પણ ઉદયમા આવતા હાળી દે, તો તે પણ વીતરાગ જેવો છે, (જે ગમ ખાય તેને નવા કર્મ ન બધાય) તે કેવો હોય છે તે કહે છે કષાયરૂપ બધનથી મુક્ત તે બધનથી ઉન્મુકત (દૂર) છે, કારણ કે બધન તો કષાયો હોય તો કર્મની સ્થિતિ (કાળ) વધે છે, તેમજ કહ્યુ —

"બધ સ્થિતિ કષાયને વશ છે" बंधठिई कषायवशा અથવા બધન ઉન્મુક્તની પેઠે તે બધન રહિત છે, તથા બીજો સર્વ પ્રકારે સૂક્ષ્મ બાદરરૂપ કષાય બધન છેદવાથી છિન્ન બધન થાય છે, (નવો બધ ન બાધે) તથા પાપોની પ્રેરણા કરીને તેના મૂળ આશ્રવ (આશા તૃષ્ણા) ને દૂર કરીને (લાગેલા કાટાની અણી જેવુ રહેલુ) શલ્ય માફક બાકી રહેલા કર્મો જડમૂળથી ઉખેડી કાઢે છે. બીજી પ્રતમા सल्ल कत्तई अप्पणो પાઠ છે તેનો અર્થ આ છે કે શલ્ય માફક આઠ પ્રકારના કર્મો જે આત્માની સાથે (અનાદિ કાળથી લાગેલા છે તે છેદે છે અર્થાત્ આઠકર્મ છેદી મોક્ષમા જાય છે) હવે જેના આધારે શલ્ય છેદે છે તે દેખાડે છે

**नेयाउयं सुयक्खायं उवादाय समीहए ।**
**मुज्जो मुज्जो दुहावासं असुहत्तं तहा तहा सू.॥११॥**

(સારે રસ્તે) દોરે તે નેતા કે નાયક છે (તૃ પ્રત્યય તેજ કૃત્યમા વર્તાવે તેને માટે છે, અહીં નેતા સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્રરૂપ મોક્ષ માર્ગ અથવા શ્રુતચારિત્રરૂપ ધર્મ મોક્ષમા લઈ જવાના સ્વભાવવાળો હોવાથી તે લેવો, તે માર્ગ કે ધર્મને મોક્ષમા લઇ જનારો છે તે તે તીર્થકર વિગેરેએ બરોબર કહ્યો છે, તે ગ્રહણ કરીને સારી રીતે મોક્ષ માટે ઇચ્છે, અર્થાત્ ધ્યાન અધ્યયન વિગેરેમા ઉદ્યમ કરે (પ્રથમ સૂત્રો ભણે પછી તેનો અર્થ વિચારી નિર્મળ ધર્મ માર્ગે ચાલે) ધર્મ ધ્યાનમાં ચડવા માટે કહે છે, (તે વિચારે કે) ફરીફરી બાલવીર્ય મેળવીને અનાદિ કાળથી અનતા ભવ ગ્રહણ કરી તેમા દુખમા રીબાવુ પડે તે દુખાવાસ છે તેમા પડે, અર્થાત્ જેમજેમ બાળવીર્યવાળો નરક વિગેરે દુખ આવાસમા ભટકે તેમતેમ તેને અશુભ અધ્યવસાય હોવાથી અશુભ (કર્મ) જ વધે, આવી રીતે સસારનું (દુખમય) સ્વરૂપ વિચારનારને ધર્મધ્યાનમા ચિત્ત લાગે છે

ठाणी विविहठाणाणि चइस्सति ण संसओ ।
अणियते अय वासे णाय एहि सुहीहिय मू. ॥१२॥

હવે અનિત્ય ભાવના તે ઉદ્દેશીને કહે છે સ્થાનો (ઉચ પદો) જેમા હોય તે સ્થાનીઓ તે આ પ્રમાણે દેવલોકમા ઇંદ્ર, તેના સામાનિક દેવો, ત્રાંયત્રિંશત્ તથા

ત્રણ પર્ષદાના આગેવાનો છે, એ પ્રમાણે મનુષ્યોમા પણ ચક્રવર્તી બળદેવ વાસુદેવ મહા મડલિક (મોટો રાજા) વિગેરે (ઉચ્ચ પદે) છે, તે પ્રમાણે તિર્યંચમા જે કઇ (ઉંચ પદે) છે, ભોગ ભૂમિ (યુગલિક ક્ષેત્રો) મા ઉત્તમ સ્થાન છે તે બધા જુદી જુદી જાતિના ઉત્તમ અધમ મધ્યમ સ્થાનો છે, તેને તે સ્થાનિઓ (પદ ધારકો) છોડશે, તેમા જરાપણ સશય ન લાવવો, તેજ કહે છે

अशास्वतानि स्थानानि, सर्वाणि दिवि चेह च ।
देवासुरमनुष्याणा मृद्धयश्चसुखानि च ॥ १ ॥

(જેઓને ઉચ્ચ પદવીનો ગવ છે તેમને સમજાવે છે કે હે બધુઓ! જેટલા ઉચ્ચ પદો દેવલોકમાં કે મનુષ્યમા છે તે બધા અશાસ્વત તે થોડા કાલના છે, તેમ દેવ અસુર અને મનુષ્યોની રિદ્ધિ તથા સુખ પણ થોડા કાલના છે (માટે અહકાર કે મમત્વ ન કરો) તથા જ્ઞાતિ કે કુટુબી સાથે (સ્નેહ છે,) કે મહાયક મિત્રો કે અતરગ પ્રેમીઓ સાથે જે સવાસ છે, તે પણ અનિત્ય છે, તે કહે છે

(માલિની છદ)

सुचिरतरमुषित्वा बान्धवैर्विप्रयोगः ।
सुचिरमपि हि रन्त्वा नास्ति भोगेषु तृप्तिः ॥
सुचिरम पि सुपुष्ट याति नाश शरीर ।
सुचिरमपि सुचिन्त्यो धर्म एकः सहायः ॥२॥

( મોક્ષમાર્ગ આરાધન કરતા સાધુને સમજાવે છે કે )
ઘણો કાળ વહાલા સગા સાથે રહીને પણ અંતે સર્વથા વિયોગ છે, (મુકીને જવુ છે) ઘણો કાળ ઇચ્છિત ભોગોમા રમીને (રસ લઈને) પણ તૃપ્તિ ન થઇ, ઘણોકાળ (સારો ખોરાક ખવડાવી સભાળ લઈને) શરીર પોષ્યું પણ તે નાશ થાય છે ( મરવું પડે છે ) ફક્ત ધર્મ સારી રીતે ચિતવ્યો હોય તે એકલોજ (આ લોક પરલોકમા) સહાયક છે ગાથામા એચ છે તેનો અર્થ એવો છે કે ધન્ય ધાન્ય દાસ ઢોર શરીર વિગેરે અનિત્ય ભાવવા, તથા અશરણ વિગેરે બાર ભાવનાઓ ભાવવા માટે છે, તથા જે કઈ કહેવુ બાકી હોય તે બધુ સમજી લેવુ, કે તમે છોડીને જશો કે તે છોડીને જશે માટે મમત્વ મુકો તથા તેને ખાતર અન્યાય ન કરો તે કહે છે

## एवमादाय मेहावी अप्पणो गिद्धिमुद्धरे ।
## आरियं उवमपज्जे सव्व धम्मम कोविय ।सू १३।

બધા સ્થાનો અનિત્ય છે, એવુ નિશ્ચય કરીને મેધાવી (સાધુપણાની) મર્યાદામા રહેલો અથવા સારા નરસાનો વિવેક સમજનારો આત્માની ગૃદ્ધિ મમત્વ (કે અહકાર) દૂર કરે, આ મારો છે, હુ તેનો સ્વામી એવી મમતા ક્યાય પણ ન કરે, તથા આરાત્ સર્વ અનાચારથી દૂર હોય તે આર્ય મોક્ષ

मार्ग सम्यग् दर्शन ज्ञान चारित्ररूप छे ते, अथवा आर्यो ते तीर्थंकर विगेरेनो आ आर्य मार्ग छे तेने धारण करे केवो मार्ग छे? उ—आ धर्म बधा कुतीर्थिक धर्मोथी अदूषित छे, ते आर्य धर्म पोताना महिमाथीज बीजाथी निंदावो अशक्य होवाथी उत्तमना पामेलो छे, अथवा बधा धर्मो ते स्वभावो के धार्मिक अनुष्ठानो धर्म-क्रियावडे अगोपित छे, अर्थात् कुत्सित कर्त्तव्यथी रहित होवाथी प्रकट छे,

सह संमइए णच्चा धम्मसारं सुणेत्तु वा ।
समुवट्ठिए उ अणगारे पच्चाक्खाय पावए।मू १४।

सुधर्म ते सारा धर्मनी ओळखाण जेम थाय ते बतावे छे धर्मनो सार परमार्थ छे, ते समजीने प्र-केवी रीते? उ—ते बतावे छे सह एटले सारी मति बुद्धिवडे अथवा स्वमतिने पोतानी विशेष बुद्धिवडे अथवा श्रुतज्ञानवडे के अवधिज्ञानवडे समजे छे (ज्ञान पोतानुं तथा बीजानुं भान करावे छे) ते ज्ञान सहित (ज्ञानवडे) धर्मनो सार पोतानी मेळे समजी ले, अथवा अन्यने तीर्थंकर गणधर विगेरेथी ईलापुत्र माफक बीजा साधुनुं सारूं वर्तन देखीने अथवा चिलात पुत्र माफक बीजा साधु पासे सांभळीने

ધર્મનો સાર સમજે છે, અથવા ધર્મનો સાર ચારિત્ર પામે છે, તે પામીને પૂર્વે બાંધેલા કર્મ ક્ષય કરવા માટે પંડિત વીર્ય પામેલો રાગાદિ બંધન મુક્ત બાલવીર્ય (દુરાચાર) છોડીને ચડતા ચડતા ગુણસ્થાને ચડવા માટે તૈયાર થયેલો સાધુ ચડતા પરિણામે જેણે સાવદ્ય અનુષ્ઠાન સે પાપોને ત્યાગેલા છે એવો પ્રત્યાખ્યાન પાપ કર્મ (નિર્મળ આત્મા) થાય છે, વળી કહે છે—

## जं किंचुवक्कम्म जाणे आउ क्खेमस्स अप्पणो। तस्सेव अंतरा खिप्पं सिक्ख सिक्खेज्ज पंडिए ।१५।

ઉપક્રમ-જેના વડે આયુ ક્ષય થાય તે આફત તે આફતને જે જાણે, પ્ર-જ્ઞાની, ઉ-પોતાના ઘાતની, તેનો સાર આ છે કે કોઇ તે કાંઇપણ કારણે પોતાના મોતની ખબર પડે, તો તે મરણ આવતા પહેલાં આકુળતા છોડીને જીવિતની આશા છોડીને પંડિત (વિવેકી) સાધુ સંલેખના રૂપ શિક્ષા તે ભક્ત પરિજ્ઞા અન્ન કે અન્ન પાણી બંનેનો ત્યાગ કરે, અથવા ઇંગિત મરણ (અન્ન પાણી ત્યાગે શરીરની સેવા કરાવે) અથવા પાદપ ઉપગમન (સેવા તથા આહાર બધુ ત્યાગ) અનુસણ કરે, તેમાં પ્રથમ સમાધિ મરણની વિધિ પ્રથમ જાણે, અને તે પ્રમાણે વર્તીને સમાધિ પૂર્વક આરાધનાથી મરે, વળી કહે છે—

जहा कुम्मे से अंगाइं सए देहे समाहरे ।
एवं पावाइं मेधावी अज्झप्पेण समाहरे ॥सू १६॥

યથા (દૃષ્ટાંત બતાવે છે) જેમકે કાચબો પોતાના અંગો માથુ હોઠ વિગેરે પોતાની ઢાલમા ગોપવીદે, તેજ રીતે પંડિત સાધુ પાપ અનુષ્ઠાન (કુવિચારો) ને અધ્યાત્મ તે સમ્યગ્ ધર્મ ધ્યાન વિગેરેની ભાવનાવડે ત્યાગે, અને મરણ કાળ સમીપ આવતા તપ કરી કાયા સુકવીને પંડિત મરણ-વડે આત્માને સમાધિ પમાડે, (મરતા આર્તરૌદ્ર ધ્યાન ન કરે) તે કેવી રીતે કરે તે કહે છે -

साहरे हत्थ पाए य मणं पचेंदियाणि य ।
पावक च परिणाम भासादोस च तारिसं सू ।१७।

પાદપ ઉપગમન ઇંગિની કે ભક્ત પરિજ્ઞા અણુસણમા અથવા બીજા સમયમા કાચબા માફક હાથ પગને સ્થિર રાખે (કોઇને પીડા ન કરે) તથા મનને કુવિકલ્પોથી નિવારે, તથા શબ્દાદિ પાચ ઇંદ્રિયોના અનુકૂલ પ્રતિકુલ વિષયોમા રાગ દ્વેષ છોડીને કાન વિગેરે પાચે ઇંદ્રિયોને (ચ શબ્દથી ક્રિયાપદ બધાનુ એક લેવુ) તથા તેનાથી થતું પાપ અને આ લોક પરલોકમા તેનું શું ફળ આવશે તે વિચારીને છોડે, તેમ ભાષા દોષનુ પાપ તજે (વિચારીને બોલે) તથા મન વચન

વશ રાખનો દુર્લભ સયમ મેળવીને બધા કમ નાશ કરવા પડિત મરણુ બરોબર પાળે (સમાધિ જાળવે)

## अणुमाण च मायं च, त पडिन्नाय पडिए।
## सातागारव णि हुए उवसते णिहे चरे ॥ सु १८॥

તેના ઉત્તમ સાધુને સયમમા તપશ્ચર્યા કરતો દેખીને કોઈ (મોટો માણુસ) પૂજા સત્કાર વિગેરેથી નિમત્રણ (તેડુ) કરે, તેથી પોતે અહકારી ન બને, તે બતાવે છે ચક્રવર્તી વિગેરે સ કાર્યો પૂજે તે પૂજા કરતા પોતે થોડુ પણુ માન (અહકાર) ન લાવે, તો વધારે માન તો કેમ લાવે ? અથવા ઉત્તમ મરણુમા ઉગ્રતપથી તપેલા દેહમા હુ કેવો મોટો તપસ્વી છુ એવો થોડો પણુ ગર્વ ન કરે, તથા પડુર આર્યા માફક જરાપણુ માયા ન કરવી. ઘણીની વાત શુ કરી ? આ પ્રમાણે ક્રોધ લોભ પણુ ન કરવા, આ પ્રમાણે જ્ઞપરિજ્ઞા (જાણુવુ) પ્રત્યાખ્યાન પરિજ્ઞા (વર્તવુ) એ બને પરિજ્ઞાવડે કષાયો તથા તેના ફળોને જાણીને તેને છોડે વળી બીજી પ્રતમા अइमाण च माय च त परिणाय पाडिए તેનો અર્થ—અતિમાન સુભૂમ જેવુ ઘણુ માન દુખાવહ છે તે સમજીને છોડે, તેનો સાર આ છે જો કે સરાગ સયમમા કદાચિત માનનો ઉદય થાય, તો તુર્ત તેને વિફળ કરવુ. (દાબી દેવુ) એ પ્રમાણે માયા વિગેરે પણુ

જાણી દેવા, અથવા આ પાઠ છે કે—"सुयं मे इहमेगेसिं एयं वीरस्स वीरियं ॥ જે બળવડે સગ્રામને મોખરે મોટા સુભટના સકટમા શત્રુના સૈન્યને જીતે છે, તે ખરી રીતે વીર્ય નથી, પરતુ જે શકિતવડે કામ ક્રોધને જીતે છે તે વીર મહા પુરૂષનુ વીર્ય આ સમાગમમા કે મનુષ્ય જન્મમાં કેટલાક તીર્થંકર વિગેરે (ઉત્તમ પુરૂષો) નુ વચન મે સાભળ્યુ છે, અથવા પાઠ છે કે—

आयतट्ठं सु आदाय एवं वीरस्स वीरियं ॥

આયત તે મોક્ષ કે જેના ગુણનો કે તેમા રહેવાસનો અત નથી, તેજ અર્થ કે તેનો અર્થ કે પ્રયોજન સમ્યગ દર્શનજ્ઞાન ચારિત્ર તે આપનાર તીર્થ (મોક્ષ માર્ગ) છે તેને સારી રીતે મેળવીને જે ધૈર્ય બળ વડે કામ ક્રોધાદિ વિગેરે ને જીતવા માટે પરાક્રમ બતાવે છે તેજ વીરનુ વીર્ય (શકિતનો સદુપયોગ) છે જે પૂર્વે કહેલુ કે—किं नु वीरस्स वीरत्तं વીરનુ વીરત્વ શુ ? તે આ કહ્યુ વળી સાતા ગૌરવ તે સુખ શીલતા ઇદ્રિયોનુ સુખ તેમા નિભૃત તે લાલચુ નહિ, તથા ક્રોધઅગ્નિના જય માટે ઉપશાંત ઠડો શીતળ એટલે શબ્દાદિ વિષયો અનુકૂળ કે પ્રતિકૂળ તે સારા માઠા આવે તેમા રાગદ્વેષ ન કરે જીતેદ્રિય હોવાથી રાગ-દ્વેષ રહિત છે, તથા નિહા કે જેના વડે પ્રાણીઓ હણાય તે માયા છે તે માયા પ્રપચ રહિત છે, તેમ માન રહિત

લોભ રહિત વિગેરે સમજવું આ પ્રમાણે ક્રોધાદિ રહિત થઈને સયમ પાળે, તેથી એ પ્રમાણે મરણ સમય અથવા બીજા વખતે પડિત વીર્યવાળો મહા વ્રતોમાં તત્પર થાય, તે મહાવ્રતોમાં અહિંસા મુખ્ય છે તે બતાવવા કહે છે—

उड्ढमहे तिरियं वा जे पाणा तसस थावरा।
सव्वत्थ विरतिं कुज्जा संति निव्वाण माहियं ॥१॥

સૂત્ર ગાથામાં આ શ્લોક નથી પણ જુની ટીકામાં છે માટે આ લખ્યો છે, તેથી સયમ વીર્યને પુષ્ટિ મળે છે

ઉંચે નીચે તીરછી દિશામાં જે પ્રાણીઓ ત્રસ સ્થાવર જીવો છે, તે સઘળામાં વિરતિ કરવી, અર્થાત્ તેમને દુખ ન દેવું, તેજ શાંતિ અને નિર્વાણ બતાવ્યું, જે બીજાને દુખ ન દે તે શાંતિ મેળવે અને મોક્ષમાં જાય વળી—

पाणे य णाइवाएज्जा अदिन्नं पि न णादए।
सादियं ण मुसं बूया, एस धम्मे वुसीमओ ॥सू १९॥

પ્રાણ જેમને વહાલા છે તે પ્રાણીઓને મારીશ નહિ, તથા પરથી ન અપાયેલું તે દાંત ખોતરવાની સળી સુદ્ધા પણ (વગર રજાએ) ન લઈશ, તથા મહ આદિથી પ્રથમ માયા સાથે રહેતે જૂઠ પારકાને ઠગવા માટે મૃષા બોલે તે માયા વિના ન હોય માટે પ્રથમ માયા પડી જૂઠ, તેનો સાર આ છે કે જે પરને ઠગવાનું જૂઠ તે માયા મૃષાવાદ ચત્તરમું

પાપ ત્યાગવું, પણ સંયમ રક્ષા માટે મૃગો (જોયા છતાં કહે કે) મેં જોયા નથી, તે દોષ પણ નથી, એમ માયામૃષાવાદ ત્યજવાનો ધર્મ પૂર્વે કહ્યો, તે શ્રુતચારિત્ર નામે છે, છંદ હોવાથી સુધીમંત શબ્દ છે, તેનો ખરો શબ્દ સ્વભાવ છે તેનો નિર્દેશ (કહેવાનો) અર્થ આ છે કે જ્ઞાન વિગેરે વસ્તુ (ગુણો) છે તે જ્ઞાનાદિવાળો આત્મા છે, (અર્થાત્ જીવ ન મારે કપટનું જૂઠું ન બોલે એ આત્માનો સ્વભાવ તે ધર્મ છે) અથવા સુતિમંત તે વશસ્થ શબ્દ છે, તેનો અર્થ આત્મ વશગ જીતેંદ્રિય છે, (એટલે જે જીતેંદ્રિય છે તે જીવ હિંસા ન કરે, કપટવાળું જૂઠ ન બોલે એ ધર્મ છે)

अतिक्कमंति वायाए मणसावि न पत्थए।
सव्वओ संवुडे दन्ते आयाणं सुसमाहरे ॥स २०॥

વળી પ્રાણીઓને અતિક્રમ તે પીડા કરવી, અથવા મહાવ્રતનો અતિક્રમ તે ઉલંઘવું અથવા મનમાં અહંકાર લાવી બીજાનો તિરસ્કાર કરવો, આવું અતિક્રમ (અઘટિત કૃત્ય) વાણીથી કે મનથી પણ ન કરે, એ બેનો નિષેધ થવાથી કાયાનો અતિક્રમ તો દૂરથીજ નિષેધ થયો એમ મન વચન કાયાથી કરવું કરાવવું અનુમોદવું, એ નવ ભેદે જીવહિંસાદિ પાપ ન કરે, તથા બધી રીતે બહારથી તથા અંતરથી સંવૃત ગુપ્ત અથવા ઇંદ્રિયોના દમનથી દાંત રહીને

મોક્ષ મેળવવા સાથ્ય દર્શન વિગેરેનો ઉદ્યમ કરીને મનની ભોગ વાસનાઓથી રહિત બની આદરે, (સારી રીતે સંયમ પાળે) વળી

कडं च कज्जमाणं च आगमिस्सं च पावगं ।
सव्वं तं णाणुजाणंति आय गुत्ता जिइंदिया ।सू २१

સાધુઓ માટેજ ઉદ્દેશીને કોઈ અણસમજુ કે અનાર્ય જેવાએ પાપ કર્યું હોય, તથા હમણા કરતા હોય, અથવ ભવિષ્યમા કરવાની ધારણ હો, તો તે સાધુ મન વચન કાયાથી ન અનુમોદે, અર્થાત તે પાતે ભોગવે નહિ, તેજ પ્રમાણે તેમણે પોતાના સ્વાર્થ માટે પાપ કર્યું, કરવ કે કરશે જેમકે ચોરનું માથું છેદ્યું છેદે કે છેદશે, તથા ચોર માર્યો, માર છ કે મારશે, એ બધુ પાપ પોતે સારૂ ન માને તેમ અશુદ્ધ આહાર બનાવી કોઈ તેડવા આવે, તો પોતે તે ન સ્વીકારે, આવુ કયા કરે ! તે બતાવે છે, જેમણે અકુશળ મન વચન કાયાને રોકીને આત્મા નિર્મળ રાખ્યો છે, તથા કાન વિગેરે ઇદ્રિઓ જીતી છે, એવા ઉત્તમ સાધુઓ પાપને પ્રશસતા નથી.

जे याऽबुद्धा महाभागा वीरा असमत्त दंसिणो ।
असुद्धं तेसिं परक्कंतं सफलं होइ सव्वसो ॥सू. २२॥

વળી જે અબુધો ધર્મનો ખરો પરમાર્થ ન જાણનારા ફક્ત વ્યાકરણનો શુષ્ક અર્થ તર્ક વિગેરે જાણવાથી અહંકારી બનેલ પોતાને પંડિત માનનારા છતાં તત્વને જાણનારા નથી, ફક્ત વ્યાકરણ ભણી જવાથીજ સમ્યક્ત્વ થયા સિવાય તત્વબોધ થતો નથી, તેજ કહ્યું છે કે—

शास्त्रावगाहपरिघट्टनतत्परोपि ।
नैवाबुधः समभिगच्छति वस्तु तत्वम ॥
नानाप्रकाररसभावगतापि दर्वी ।
स्वाद रसस्य सुचिरादपि नैव वेत्ति ॥१॥

(શબ્દનું જ્ઞાન મેળવીને) શાસ્ત્રનું અવગાહન કરવાને તત્પર કોઇ (પોતાની મેળે) થવા ચાહે, તો પણ તે અબુધ વસ્તુના રહસ્યને સમજી શકતો નથી, (અનુભવ જ્ઞાન તેને થતું નથી) જેમકે કોઇને દાળ કે કઢીના વાસણમાં નાખે, તેમાં ઘણા રસ ( ખારૂ ખાટુ તીખુ ગળ્યુ ) હોય તેમાં લેપાઇ જાય તો પણ તેનો સ્વાદ (તે જડ હોવાથી) ઘણો કાળ ઘણીવાર ડુબે તોયે લેતી નથી, (અર્થાત ભણવાની સાથે ગણવું કે અનુભવ લેવો તોજ વસ્તુતત્વ સમજાય છે ) અથવા તે અબુદ્ધ તે ધર્મ ન જાણનારા સંસારી બળવાન પુરૂષો તથા મહંતો જે મઠધારી મહાભાગ્યશાળી મહાપૂજ્ય લોકમાં જાણીતા હોય તથા વીર તે શત્રુ જીતનાર સુભટો હોય, ( તો પણ તેઓ મોક્ષનાં અધિકારી નથી) તેનો

સાર આ છે કે પંડિતો હોય, ત્યાગ વિગેરેથી લોકમા પૂજનીક હોય તથા સુભટપણુ ઘણુ કરતા હોય છતા તેઓમા કેટલાક મરયક્ તત્વજ્ઞાનથી વિકલ પણ હોય, તે કહે છે સમ્યક્ ભાવ ન હોય તે અસમ્યકત્વી અર્થાત મિથ્યા દૃષ્ટિઓ તે બાળક જેવાના કાર્યો તપ દાન અધ્યયન યમનિયમ વિગેરેમા ઉદ્યમ કરતા હોય તે અશુદ્ધ છે, મોક્ષનુ કારણ નહિ, પણ સસાર બધન માટે છે, તેનુ કારણ એ છે કે આવુ કષ્ટ કરીને પણ તેઓનુ અતર સસાર સુખ માટે છે જેમ પૈસાનો લોભી વૈદ્ય સારી રીતે દવા કરવાનુ કહે તો પણ પરિણામ તો વિપરીતજ આવે, તેમ જેઓ મોક્ષતત્વ સમજ્યા વિના સ્વર્ગાદિ સુખ માટે જે ક્રિયા કરે તે સફળ થાય છે, અર્થાત તેમને તેમનો તપ અનુષ્ઠાન વિગેરે કર્મ બધ માટેજ છે, (સાધુએ તેવુ સ્વર્ગાદિ સુખ મળે તો પણ કર્મ મોક્ષ માટેજ પ્રયત્ન કરવો)-હવે પડિત વીર્યવાળાનુ કહે છે—

जे य बुद्धा महाभागा वीरा मम्मत्तदंमिणो ।
सुद्ध तेसि परक्कत अफल होइ मव्वसो ॥सू. २३॥

કોઇ પોતાની મેળે બોધ પામેલા તિર્થંકર વિગેરે તથા તેમના શિષ્યો, તથા બુધ્ધ બોધિત તે ગણધર વિગેરે મહા-ભાગ્ય જગત્ પૂજનીક વીરો કર્મ શત્રુને હણવામા સમર્થ અથવા જ્ઞાન વિગેરેથી વિરાજે શોભે છે તે સમ્યક્ત્વદર્શી

દેહવાળો (તપસ્વી) છુ એવી રીતે પોતાનુ અનુષ્ઠાન પોતાની મેળે પ્રકટ કરીને નકામુ ન કરે

अप्प पिंडासि पाणासि अप्प भासेज्ज सुव्वए।
खंतेऽभि निव्वुडे दंते, वीतगिद्धी सदा जए।सू.२५।

સ્વભાવથી અલ્પ પિડનો ખાનારો અર્થાત ઉદર નિર્વાહ માટે થોડુ ખાય, તે પ્રમાણે પાણી પણ વિવેકથી પીએ, વિગેરે સમજવુ, તેજ આગમ કહે છે—

हे जंव तत्र आसीय, जत्थ व तत्थव सुहो व गय निद्दो ।
जेणव तेणव सतुट्ठवीर मुणिओसि ते अप्पा ॥१॥

જે મળ્યુ તે ખાઈને જ્યા જ્યા મળે ત્યા સુખથી નિદ્રા લે, જે મળે તેનાવડે નતોષી થઇ ચલાવી લે, તેવા સાધુને કહે છે કે હેવી રીતે તે ખરેખર આત્મા જાણ્યો છે,' (અર્થાત નિર્દોષ) આહાર પાણી મકાન લઈ જેમ તેમ ચલાવી કોઈને ન પીડે તો તેનુ ચારિત્ર પ્રશસા પામે તેમ તેણે આત્મા જાણ્યો કહેવાય,

अट्ठ कुक्कुडि अडगमेत्तप्पमाणे कवले आहारे माणे अप्पाहारे दुवालस कवलेहिं अवड्ढोयरिया सोलसहिं दुभागे पत्ते चउवीस ओमोदरिया तीस पमाण पत्ते बत्तीस कवला मपुण्णाहारे इति ।

અડ તે મોઢુ અર્થાત્ મોઢામા સુખથી જાય તેવા કુખ ભરવા માટે આઠ કોળીયા ખાય તો અલ્પાહારી છે, બાર કોળીએ અપાર્ધ ઉનોદરી છે સોળ કોળીએ અડધી ઉનોદરી, ૨૪ કાળીએ થોડી ઉનોદરી, ત્રીસ કોળીયે પ્રમાણ આહાર અને ૩૨ કોળીએ સંપૂર્ણ આહાર તેથી વધારે ખાય તો પેટ અકળાય દુખી થાય તેથી હમેશા ઓછુ ખાવાની ટેવ પાડવી પાણીમા તથા ઉપકરણમા પણ ઓછાશ કરવી, તેજ કહ્યુ છે—

थोवाहारो थोव भणिओ अज्जो होइ थोवनिद्दोअ ।
थोवोवहि उवकरणो तस्स हु देवावि पणमति ॥१॥

થોડુ ખાય, થોડુ ભણે, (બોલે) થોડી નિદ્રા કરે થોડી ઉપધિ અને થોડા ઉપકરણ હોય તેને દેવતા પણ નમે, તથા સારા વ્રતવાળો સાધુ થોડુ હિતવાળુ બોલે, હમેશા વિકથા રહિત હોય, હવે ભાવ ઉનોદરી કહે છે ક્રોધાદિનો ઉપશમ તે શાત ક્ષમાધારી તથા અભિનિર્વૃત તે લોભાદિ જય કરવાથી આતુરતા રહિત તથા ઇંદ્રિયો મન દમવાથી દાંત જીતેંદ્રિય તેજ કહ્યુ છે કે—

कषाया यस्य नोच्छिन्ना यस्य नात्मवश मन. ।
इंद्रियाणि न गुप्तानि प्रव्रज्या तस्य जीवन ॥१॥

જેણે કષાયો દૂર કર્યા નથી, જેને પોતાનુ મન વશ કર્યુ નથી, ઇંદ્રિયોના સ્વાદ છોડયા નથી, તેની દીક્ષા ફક્ત

ઉદર ભરવા માટે છે (તેને મોક્ષ મળવાનુ નથી) એ પ્રમાણે ગૃદ્ધિ છોડીને આશયા દોષ રહિત બની હમેશા સયમ અનુષ્ઠાનમા યત્ન કરે

झाण जोग समाहट्टु काय विउसेज्ज सव्वसो ।
तितिक्खं परम णच्चा आमोक्खाए परिव्वएज्जासि २६
(गाथा ४४६) त्तिबेमि इति श्री वीरिय नाम मट्ठम ज्झयण समत्त

વળી ચિત્ત વશ કરવુ તે ધ્યાન, ધર્મ ધ્યાન વિગેરે તેમા યોગ મન વચન કાયાનો સયમમા વ્યાપાર તે ધ્યાન યોગને આદરીને દેહ જે અકુશલ યોગમા વર્તે તેને રોકે, તથા સર્વ રીતે હાથ પગ વિગેરેને પરને પીડા કરવામા ન વાપરે, તથા તિતિક્ષા તે ક્ષમા પરિસહ ઉપસર્ગમા સહન રૂપ છે તે મુખ્ય જાણીને બધા કર્મ ક્ષય કરવા માટે તુ સયમ અનુષ્ઠાન ચાલુ રાખજે આ પ્રમાણે સુધર્માસ્વામી જબુસ્વામીને કહે છે, (તે પ્રમાણે બધા સાધુએ સમજીને વર્તવુ) પ્રભુએ અમને કહ્યુ, તે તમને હુ કહુ છુ



# ધર્મ નામનું નવમું અધ્યયન

આઠમા પછી નવમુ કહે છે તેનો આ સબધ છે, આઠમામા બાળ અને પડિત એવા બે ભેદે વીર્ય બતાવ્યુ, અહીં પણ તેજ પડિત વીર્યવડે ધર્મમા ઉદ્યમ કરે, માટે અહીં ધર્મ કહે છે આ સબધથી ધર્મ અધ્યયન આવ્યુ છે તેના ચાર અનુયોગદ્વાર ઉપક્રમ વિગેરે છે તેમા ઉપક્રમમા અર્થાધિકાર આ છે કે અહીં ધમ કહીશુ, તે પ્રમાણે નિર્યુક્તિકાર કહે છે—

धम्मो पुव्वोवदिट्ठो, भावधम्मेण एत्थ अहिगारो ।
एसेव होइ धम्मे एसे व समाहि मग्गोति ॥ नि-९९

દુર્ગતિના જતા જીવને પકડી રાખવાના લક્ષણવાળો ધર્મ પૂવે દશવૈકાલિક શ્રુતસ્કધ છઠ્ઠા અધ્યયનમા ધર્માર્થકામ નામના અધ્યયનમા બતાવ્યો છે, અહીં ભાવધર્મનો અધિકાર છે, કારણ કે ભાવધર્મ તેજ પરમાર્થથી ધર્મ છે, આજ અર્થ આ પછીના બે અધ્યયન દશામા અગ્યારમામા છે તે પણ થોડામા બતાવે છે, એજ સમાધિ છે, અને ભાવ માર્ગ પણ છે, એમ સમજવુ, પરમાર્થથી તેમા કઇપણ ભેદ નથી, તે કહે છે, ધર્મ શ્રુત અને ચારિત્ર એ બે નામે છે, અથવા ક્ષાંતિ આદિ દશ ભેદવાળો છે ભાવ સમાધિ પણ એજ છે, તે બતાવે છે, સમ્યગ્ આધાન તેજ ક્ષમા વિગેરે ગુણોનુ

આશીપવુ તે અમાધિ તેજ મુક્તિ માર્ગ પણ જ્ઞાનદર્શન ચારિત્ર નામનો ભાવ ધર્મપણે કહેરો આ પ્રમાણે થોડામા બતાવ્યા છતા પણ અહીં સ્થાન ખાલી ન રહે માટે ધર્મના નામાદિ નિક્ષેપા બતાવે છે

णाप ठवणा धम्मो दव्व धम्मो य भाव धम्मो य ।
सचित्ता चित्त मीसग गिहत्थ दाणे दविय धम्मे ।नि. १००॥

નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ એમ ચાર પ્રકારે ધમનો નિક્ષેપ છે, તેમા પણ નામ સ્થાપના છોડીને જ્ઞશરીર ભવ્ય શરીર એ સિવાયનો વ્યતિરિક્ત (જુદો) દ્રવ્ય ધર્મ સચિત્ત અચિત્ત મિશ્ર એમ ત્રણ પ્રકારે છે, તેમા પણ સચિત્તનો ધર્મ સરીરનો ઉપયોગ લક્ષણવાળો છે, ધર્મ તે સ્વભાવ છે, એ પ્રમાણે અચિત્તતે ધર્માસ્તિકાયાદિનો જે જેનો સ્વભાવ તે તેનો ધમ છે, તે કહે છે

गइ उरवरवणओ धम्मो अहम्मो ठाण लक्खणो ।
भायण सव्व दव्वाण नह अवगाह लक्खण ॥

વસ્તુ માત્રને અદૃશ્ય રીતે ચાલવામા સહાય આપવી તે ધર્માસ્તિકાયનો સ્વભાવ (ગુણ ધર્મ) છે, અધર્માસ્તિકાય ઉભુ રાખવામા સહાય કરે છે, વાગણ માફક બધા દ્રવ્યોને આધાર આકાશ આપે છે, પુદ્ગલાસ્તિકાયનો સ્વભાવ (ગુણ) તે તેના ધર્મપણે જાણવો, અને ગૃહસ્થોનો જે ધર્મ

છે તે કુલ, નગર ગ્રામ વિગેરેના જે ધારા રીવાજ બધાયલા હોય તે ધર્મ (ફરજ) છે, અથવા ગૃહસ્થોએ ગૃહસ્થોને જે દાન (જોઈની વસ્તુ) આપવુ તે દ્રવ્ય ધર્મ જાણવો, તેજ કહ્યુ છે—

अन्न पान च वस्त्र च आलयः शयनासनम ।
सुश्रुषा नन्दन तुष्टिः पुण्य नवविध स्मृतम ॥१॥

ભુખ્યાને અન્ન તરસ્યાને પાણી, નગ્નને વસ્ત્ર, દુખીને સ્થાન સુવાનુ બેસવાનુ આદાની સેવા નમસ્કાર અને હસ્તે ચેહરે વાત એમ બીજા સાથે વર્તન કરવાથી નવ પ્રકારે પુણ્ય બધન છે તેમ કહ્યુ છે ભાવ ધર્મનુ સ્વરૂપ બતાવે છે

लोइयलोउत्तरिओ दुविहो पुण होति भावधम्मोउ ।
दुविहो वि दुविह तिविहो पच विहो होति णायव्वो ॥नि १०१॥

ભાવધર્મ નોઆગમથી બે પ્રકારે છે, લૌકિક, લોકોત્તર, તેમા લૌકિક બે પ્રકારનો ગૃહસ્થ, અને તેમના ગુરૂ પાખડિ (બાવા વિગેરે)નો છે, લોકોત્તર ધર્મ ત્રણ પ્રકારે-જ્ઞાન દર્શન ચારિત્ર નામે છે, તેમા મતિ શ્રુત અવધિ મન પર્યવ અને કેવળ એમ પાચ ભેદે જ્ઞાન છે, ઔપશમિક સાસ્વાદન ક્ષાયોપશમિક વેદક અને ક્ષાયિક એ પાચ ભેદે દર્શન છે સામાયિક છેદોપસ્થાપનીય પરિહારવિશુદ્ધિ સૂક્ષ્મસપરાય અને યથાખ્યાત પાચ પ્રકારે ચારિત્ર છે ગાથાના

અક્ષરોનો અર્થ આ પ્રમાણે જાણવો ભાવ ધર્મ લૌકિક લોકોત્તર એમ બે ભેદે છે, અને તે બંને પ્રકાર પણ બે અને ત્રણ ભેદવાળા જાણવા, તથા લૌકિક ગૃહસ્થી અને તેમના,ત્યાગી ગુરૂનો ધમ જાણવો, તે લોકોત્તરિક જ્ઞાન દર્શન ચારિત્ર એમ ત્રણ ભેદે છે, તે દરેક પણ પાચ પાચ ભેદવાળો છે, તેમા જ્ઞાન દર્શન ચારિત્રવાળા સાધુઓનો જે ધર્મ તે દેખાડે છે

पासत्थोसण्ण कुसील सथवोण किर वट्टती काउ ।
सुयगडे अज्झयणे धम्मपि निक्काइत एय ॥१०७॥

સાધુના ગુણોને બાજુ (દૂર) મુકે તે પાસત્થા, તથા સયમની ક્રિયાથી કટાળે તે અવસન્ના, તથા ખરાબ આચાર વાળો કુશીલ આ ત્રણ પ્રકારના ઢીલા સાધુ સાથે ઉત્તમ સાધુએ પરિચય ન રાખવો, તેજ વાતને આ સૂયગડાગ સૂત્રના ધર્મ અધ્યયનમા બતાવ્યુ છે નામ નિષ્પન્ન નિક્ષેપો પુરો થયો, હવે સૂત્ર અનુગમ (અધિકાર)મા અસ્ખલિતાદિ ગુણ યુક્ત સૂત્ર ઉચ્ચારવુ તે આ છે–

कयरे धम्मे अक्खाए माहणेण मतीमता ।
अजुधम्म जहातच्च जिणाण त सुणेह मे ॥ सू १

જબુસ્વામી સુધર્માસ્વામીને કહે છે, કે દુર્ગતિ જતા જીવોને ધારી રાખે તે વડે કયો ધર્મ, માહણ તે કોઈ જીવને

ન હતો, એવી શિષ્યોને વાણી બોલતાં ભગવાન મહાવીર વર્ધમાન પ્રભુએ કહ્યો, હવે તેમના વિશેષણ કહે છે, ત્રણે જગતના સ્વરૂપને ત્રણ કાળમાં જેવું હતું તેવું જેનાથી જાણે તે કેવળજ્ઞાન નામની મતિ છે, તે મતિવાળા અર્થાત્ કેવળજ્ઞાન થયા પછી સર્વજ્ઞ થયા તે પછી ભગવાન મહાવીરે કેવો ધર્મ કહ્યો તે પૂછ્યું, સુધર્માસ્વામી કહે છે રાગદ્વેષને જીતે તે જિન, તેઓનો ધર્મ સરળ માયા પ્રપંચરહિત છે, તે જેવો છે તે હું યથાયોગ્ય કહું છું તે સાંભળો, પણ જેમ અન્ય મતવાળે દભવાળો ધર્મ કહ્યો, તેવો ભગવાને નથી કહ્યો, પાઠાંતરમાં जणगा त सुणेहमे, જન્મે તે જનો તેજ જનકો તેઓને આમંત્રણ આપીને કહે કે લોકો તમે મહાવીર પ્રભુના કહેલા સરળ ધર્મને સાંભળો

## माहणा खत्तिया वेस्सा चंडाला अदुवोक्कसा ।
## एसिया वेसिया सुद्दा जेय आरंभणिस्सिया ॥ सू २

અન્વય વ્યતિરેક અનુકૂળ વિરૂદ્ધ એમ બે બતાવ્યાથી અર્થ ઠીક કહેલો ગણાય તેથી કહે છે કે પ્રથમ ધર્મ કહ્યો તેથી વિરૂદ્ધ અધર્મ છે, તે અધર્મને આશ્રય કરેલા લોકો બતાવે છે, બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ચંડાળ તથા બોક્કસ તે મિશ્ર જાતિય તે કહે છે, તેમાં બ્રાહ્મણ બાપ અને મા શૂદ્રી હોય તો જન્મેલો પુત્ર નિષાદ કહેવાય, બ્રાહ્મણ

વૈશ્યાસ્ત્રીથી જન્મે તે અબષ્ટ કહેવાય, દીકરી અબષ્ટી કહેવાય, તે નિષાદ અને અબષ્ટિથી જન્મે તે બોક્કસ કહેવાય, તથા મૃગ શોધનાના એષિક મૃગના માસથી જીવન ગુજરનાર તથા હાથીના માસથી જીવન ગુજારે તે હસ્તિ તાપસ, તથા જે કદ મૂળથી આજીવિકા ચલાવે, તે એષિક જાણવા, વૈષિક તે કપટ યુક્ત વેપારી તથા જુદીજુદી કળાથી પેટ ભરનારા જાણવા, શૂદ્રો તે ખેતીથી આજીવિકા કરનાર આભીર રબારી છે, હવે કેટલાક કહેશો? તેનો ઉત્તર ગુરૂ કહે છે કે બીજી વર્ણવાળા જુદાજુદા આવત્ર જીવહિંસા યુક્ત આરંભવાળા યત્ર પીલન નિર્લછન (ડામ દેવા)નુ કામ કરનાર કોયલા બનાવનારા વિગેરે પદર કર્માદાનથી પેટ ભરતા જીવોને દુખ દેનરા છે, તેમને પરસ્પર વેર વધે છે તે હવે બતાવે છે

परिग्गह निविट्ठाणं वेर तेसिं पवड्ढई ।
आरंभ संभियाकामा न ते दुक्खविमोयगा ॥सू ३॥

પરિગ્રહ, જેના ઉપર સંપૂર્ણ માલિકી ધરાવે તે, દાસ દાસી ઘોડા હાથી બળદ ગાય ભેંસ વિગેરે ઢોર, ધન ધાન્ય આદી સોનું વિગેરેમા મામપણુ ધારે, અને (તેના સુખથી) તેમા ગૃદ્ધિપણુ રાખતા (તેને લીધે આરંભ કરતા) અસાતા વેદનીય વિગેરે પાપ પૂર્ણ કહેવા આરંભી જીવોને ઘણું વધે.

છે, અને તે બીજા સેકડો ભવ સુધી છુટવુ મુશ્કેલ થાય છે, વળી વેરતેસિ પવ દ્દૈઇ આ પાઠ છે તેનો અર્થ-જે માણુસ દુર્બુદ્ધિથી જેવુ પાપ કરે, તેના પાપી સસ્કારો હજારો ગણા દુ ખ દેનારા થાય છે, પૂર્વે કહેલ જમદગ્નિ અને કૃતવીર્ય માફક વૈર પરપરા પુત્ર અને પોતા સુધી વધે છે પ્ર-શા માટે ? ઉ-તે ઇન્દ્રિય લોલુપીઓ આરભમા પુર છે, તે આરભો જીવઘાતક છે, તેથી ઉપર કહેલા તમામ સસારી જીવો સસાર સુખ વાછકો આરભમા મગ્ન રહેલા દુ ખ દેનાર આઠ કર્મોને છોડનારા નથી બનતા, (બહારથી અને અદરથી નામ ભોગ ત્યાગે ત્યારે પાપથી છુટી મોક્ષમા જાય)

आघाय किच्च माहेउ, नाइओ विसएसिणो ।
अन्न हरति तं वित्त कम्मी कामेहिं किच्चति सू ४।

વળી જેના આઘાત થાય, એટલે પ્રાણીઓના દશે પ્રકારના પ્રાણો હણાય તે આઘાત કે મરણ છે, તે આઘાત માટે કે આઘાતમા અગ્નિ સસ્કાર જલાજલિદેવી, પિત્રપિડ (પછવાડે બ્રાહ્મણ જમાડે તે) વિગેરે મરણ ક્રિયા કરીને તેના સગા પુત્ર સ્ત્રી ભત્રિજા વિગેરે સસાર સુખના ચાહકો તે મરનારનુ કષ્ટે મેળવેલુ પોતાના ઉપભોગમા લે છે, તે બતાવે છે

મિત્ર હતો તેણે બાપને સમજાવ્યાં છતાં પાડા મારતો ન રહેવાથી તેનો કેડો છોડયો, તેમ તેના પ્રત્યક્ષ દાહના દુખ દેખી ધર્મમાં દૃઢ થયો, અને તે મહા સત્વવાન સુપુત્રે પાછળથી તે કસાઈની મિલકત તથા ધંધો લોકે ચલાવવા કહ્યા છતાં પોતે તેમાં ન જોડાયો, પણ તેણે પોતાના પગ ઉપર કોહાડો મારી લોહી નીકળતા લોકોને કહ્યું કે આ મારૂ દુખ તમે નથી લેતા તેમ પરલોકમાં પાપનું ફળ ભોગવવું પડે તો તમે કેવી રીતે લેશો? એમ સમજાવી પોતે નિર્દોષ રહ્યો

## एयमट्ठे सपेहाए परमट्ठाणुगामिय ।
## निम्ममो निरहंकारो चरे भिक्खू जिणाहियं॥सू ६॥

વળી ધર્મ રહિત પોતાના કરેલા કાર્યથી ડુબતાં પ્રાણીને આ લોક કે પર લોકમાં કોઈ રક્ષણ કરનાર નથી, એવું પોતે સમજીને પ્રધાન અર્થ મોક્ષ કે સંયમને આદરે, તે પરમાર્થ અનુગામી છે, અથવા તે સંયમના સ્વભાવવાળો સમ્યગ્દર્શન વિગેરે છે, તેને જોઈને, આ કત્વા (ને) પ્રત્યયથી પૂર્વની ક્રિયાને બીજી ક્રિયાનો સબંધ છે માટે જોઈને શું કરે તે કહે છે દૂર કર્યું છે મમત્વ બાહ્ય અભ્યંતર વસ્તુમાં જેણે તે નિર્મમ બને, તથા અહંકાર અભિમાન છોડે એટલે પોતે પ્રથમ ઐશ્વર્યવાળો કે ઉંચ જાતિ કે

બીજા ગુણોથી શ્રેષ્ઠ હોય તેનો મદ ન કરે, તે પ્રમાણે દીક્ષા લીધા પછી ઘણો તપ કરે, ઘણું ભણેલો હોય તેનો અહંકાર ન કરે, અર્થાત્ રાગદ્વેષ રહિત થાય, આવો ઉત્તમ સાધુ જિનેશ્વરે કહેલો અથવા આદરેલો માર્ગ અથવા જિનોનો માર્ગ તે આદરે, (પોતે રાગદ્વેષ જીતી જિન-કેવળી થાય અને મોક્ષમા જાય)

चिच्चा वित्त च पुत्ते य णाइओ य परिग्गह ।
चिच्चा ण अतग सोय निरवेक्खो परि व्वएा॥ सू ७॥

વળી સંસારના સ્વરૂપનો જાણુ અનુભવ મતિવાળો તત્વજ્ઞ સારી રીતે છોડીને

પ્ર—શું છોડીને?

ઉ—પોતાનુ દ્રવ્ય દીકરાઓ, દીકરામા વધારે સ્નેહ હોય માટે તે લીધો તથા જ્ઞાતિ-સગા વહાલા, તથા અંદર મમત્વ રહે તે પરિગ્રહ (અહીં 'ण' ગાથામા છે તે ફકત વાકયની શોભા માટે છે તેનો અર્થ ન લેવો) અંતગ દુખથી છોડાય તેવો છે અથવા અંતક (પોતાનો કે પરનો) નાશક છે, અથવા આત્મામાં રહે તે આંતર શોક સંતાપ છોડીને અથવા શ્રોત-મિથ્યાત્વ અવિરતિ પ્રમાદ કષાય છે કર્મોના બંધના દ્વાર છે તે તજીને અથવા विच्चाणडणतग સોમ પાઠ છે, અંતને પામે તે અંતગ તે અંતગ નહિ તે અણંતગ

શ્રોત તે શોક છે તેને છોડી નિરપેક્ષ પુત્ર સ્ત્રી ધન ધાન્ય આદી સોનુ વિગેરેની ઈચ્છા છોડી મોક્ષ માટે પરિ તે સર્વથા સયમ અનુષ્ઠાનમા રહે, તેજ કહ્યુ છે —

छलिया अवयक्खता निरावयक्खा तरंति ससार कतार ।
तम्हा पवयणसारे, निरावयक्खेण होयव्व ॥ १ ॥

જેમણે પરિગ્રહાદિમા મમત્વની અપેક્ષા રાખી તેમા તેઓ ઠગાયા, પણ જેઓ નિરપેક્ષ રહ્યા તે સસાર કતાર ને તરી ગયા, તેથી પ્રવચન સિદ્ધાતનો સાર (તત્વ) સમજનારે નિરપેક્ષ રહેવુ

भोगे अवयक्खता पडति ससारसागरे घोरे ।
भोगेहि निरवयक्खा तरंति ससार कतार ॥ २ ॥

ભોગોની ઈચ્છા કરતા જીવો ઘોર (ભયકર) સસાર સાગરમા પડે છે, ભોગોથી નિરપેક્ષ રહેલા સસાર કતાર (જગલ)થી પાર ઉતરે છે

पुढवी उ अगणी वाऊ तणरुक्ख सबीयगा ।
अडया पोय जराउ रस ससेय उब्भिया ॥ सू ८॥

તે (સાધુ) આ પ્રમાણે દીક્ષા લીધેલો સુવ્રત અવસ્થિત (સ્થિર) આત્મા અહિસા વિગેરે મહાવ્રતોમા ઉદ્યમ કરે, તેમા અહિસાની પ્રસિદ્ધિ માટે કહે છે, પૃથ્વી વિગેરે બે

શ્લોક ૮-૯ મા બતાવેલ છે તેમા પૃથ્વીકાય જીવો સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત ભેદથી જુદા પડેલા છે, અપકાય પાણીના જીવો, અગ્નિ જીવો તથા વાયુકાય છે, તથા વનસ્પતિકાયને થોડામા ભેદ સહિત બતાવે છે

તૃણ ઘાસ તે કુશ વચ્ચ (પુર્વના નામ છે, હાલના ઘાસ ખડ વિગેરે છે) વૃક્ષ તે ઝાડ આંબા અશોક વિગેરે, બીજવાળા તે અગીજ (કૂળો વિગેરે) બીજ તે ઠમોદ ઘઉ જવ વિગેરે આ બધા એકેદ્રિય જીવ પાચે કાયો છે હવે છઠ્ઠી ત્રસકાય કહે છે ઇડામાથી જન્મે તે અડજ પક્ષી તે સમળી, ગરોળી, સાપ વિગેરે તથા પોતાપણે (પડવિના જન્મેલા) પોતજ હાથી શરભ વિગેર, તથા જરાયુજ તે પાતળી ચામડી પડથી વીંટેલા તે ગાય મનુષ્ય વિગેરે તથા રસમા જન્મેલા તે દહીં ગોવીર વિગેરેથી જન્મેલા તથા પરસેવાથી થયેલા સસ્વેદજ જુ, માકણ વિગેરે ઉદ્‌ભિજ–ખજરીટક ( ) દેડકા વિગેરે છે, અજ્ઞાત ભેદોને ન સમજવાથી દુ ખથી રક્ષણ થાય છે, માટે ભેદો બતાવ્યા.

एतेहिं छहिं काएहिं, त विज्ज परिजाणिया ।
मणसा काय वक्केण, णारभी ण परिग्गहीं ।सू ९।

આ છ કાયો જે ત્રસસ્થાવર રૂપે છે, તેમા સૂક્ષ્મ બાદર

પર્યાપ્ત અપર્યાપ્ત ભેદોથી ભિન્ન છે, તેનો આરંભ ન કરે, ન તેનો પરિગ્રહી થાય, એ સબંધ છે, તે આ વિદ્વાન જૈન શાસ્ત્ર ભણેલો જ્ઞ પરિજ્ઞાથી જાણે પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી મન વચન કાયાથી જીવોને પીડા કરનાર આરંભ તથા પરિગ્રહને છોડે

मुसावाय बहिद्ध च उग्गह च अजाइया ।
सत्था दाणाइ लोगसि त विज्जं परिजाणिया ।सू १०।

હવે બીજા વ્રતો કહે છે, જુઠો વાદ તે મૃષાવાદ તેને પ્રત્યાખ્યાન પરિજ્ઞા વડે છોડે, તથા બહિદ્ધ તે મૈથુન, તથા અવગ્રહ તે પરિગ્રહ (ઉતરવાની જગ્યા) વગર માગે વાપરે તે અદત્તાદાન અથવા બહિદ્ધ તે મૈથુન તથા પરિગ્રહ અને અવગ્રહથી અયાચિત અદત્તાદાન-એ બધા મૃષાવાદ વિગેરે પ્રાણીઓને ઉપતાપ (દુખ) કરે છે, તેથી શસ્ત્ર જેવા છે, તથા જેના વડે આઠ કર્મ ગ્રહણ થાય તે આદાન-કર્મ ઉપાદાનના કારણો છે, તે બધા જ્ઞ પરિજ્ઞા વડે જાણે, પ્રત્યાખ્યાન પરિજ્ઞા વડે છોડે

पलिउचण भयण च, थडिल्लुस्सयणाणि या ।
धूणादाणाइ लोगसि त विज्ज परिजाणिया सू ११।

પંચ મહાવ્રત ધારવા પણ કષાયિ-ક્રોધી વિગેરે ને તે

નકામા છે, તેથી તે વનોને સફળ કરવા કષાયો છોડવા તે બતાવે છે, પલિ કુંચ-જેના વડે પરિ-બધી રીતે કુચ કરવી વક્રતા કરવી, તે માયાની ઠગાઇ વડે થાય તે દગો કે પતિ કુચન માયા-(કપટ) છે, તથા જેના વડે બધી રીતે આત્મા ચંચળ થાય તે ભજન-લોભ છે, તથા જેના ઉદય વડે આત્મા સાગ ખોટાનો વિવેક ભૂલે તે વિષ્ટા માફક છોડવા જેવો હોય તે સ્થડિલ ક્રોધ છે, તથા જેમા જાતિ વિગેરે પ્રથમથી આશ્રય લે અને દર્પની ઉન્મત્ત બને તે ઉચ્છ્રાય માન છે, ઠવિતામા હોવાથી નપુંસકલિંગ છે, (સંસ્કૃતમા માન-પુલ્લિંગ છે) જાતિ વિગેરે મદના બહુ સ્થાનો છે તેથી કારણો પ્રમાણે કાર્યમા બહુ પણું લેવાથી બહુવચન છે (ચકાર અવ્યય અન્દરના જુદા ભેદો બનાવવા માટે છે અથવા બધાનો અર્થ ભેગો લેવા માટે છે) ધૂનય આ ક્રિયાપદ છોડવાના હોવાના અર્થમા છે તે બધા સાથે જોડવુ, માયાને પી-લોભ ક્રોધ, માન, ને છોડ, સૂત્રની રચના વિચિત્ર હોવાથી ક્રમ બદલાયો છે, (ક્રોધ મન માયા લોભ લખવા જોઈએ,) માટે દોષ નથી, અથવા નાગનુ તજવુ ઘણુ મુશ્કેલ છે, અને લોભમાયા પૂર્વક છે, તેથી પ્રથમજ માયા લોભ લીધા, કષાય છોડવામા બીજુ કારણ કહે છે, એ માયા વિગેરે લોકમા કર્મ બંધન છે, તેથી વિદ્વાન જ્ઞપરિજ્ઞા વડે જાણીને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી છોડે.

धोयणं रयणं चेव, वत्थि कम्म विरेयण ।
वमणजण पलीमथ, तं विज्ज परिजाणिया ।सू १२।

ઉત્તર ગુણોને આશ્રયી હવે લખે છે, ધાવન હાથ પગ કપડા વિગેરેનુ ધોવુ, તેને સુશોભિત રગવુ, (ચ સામટા અર્થ માટે) તથા બસ્તિકર્મ ગુહ્ય ઇંદ્રિયને ધોવી વિગેરે, વિરેચન-નિરૂહ આત્મક હસ્ત દોષ, અથવા જુલાબ લેવો, અથવા ઉર્ધ્વ વિરેક તે આખમા અજન આજવુ, આ બધુ શરીરની શોભા માટે કરે તે સયમને નાશ કરનાર છે, તેથી અલ્પ સુખ તથા મોટા દુખના કડવા ફળના વિપાકને સમજી તેવા પાપોને છોડે વળી કહે છે કે—

गंध मल्ल सिणाणं च दंत पक्खालणं तहा ।
परिग्गहित्थिकम्मं च तं विज्जं परिजाणिया ।सू १३।

ગધ તે કોઠની પડીઓ (હાલના સુગધી અત્તરો સેન્ટો વિગેરે) સ્નાન શરીરને થોડા ભાગમા કે સપૂર્ણ ધોવુ, દત-પખાલ તે કદબ બાવળ વિગેરેના લાકડાથી દાત સાફ કરવા, પરિગ્રહ તે સચિત્ત વસ્તુ વિગેરેનુ સઘરવુ, તથા સ્ત્રી તે દેવતા મનુષ્ય તિર્યંચ એ ત્રણે જાતની સ્ત્રીઓથી સગ કરવો, કર્મ તે હસ્તદોષ કે સાવદ્ય અનુષ્ઠાન, આ બધા અશુભ કર્મના બધન જાણીને સસાર ભ્રમણના કારણ જાણીને વિદ્વાન સાધુ તેને છોડે

उद्देसिय कीयगड पामिच्च चेव आहडं।
पूयं अणेसणिज्जं च त विज्ज परिजाणिया ।सू १४।

સાધુ સાધ્વી વિગેરે માટે ઉદ્દેશીને તૈયાર કરાવીને દાન દેવા માટે સ્થાપે, ક્રીત-વેચાતુ ખરીદ કરીને વહોરાવે, પામિચ્ચ-બીજા પાસે ઉછીતુ લેઇ આપે, (ચ-સમુચ્ચય માટે, એવા નિશ્ચય માટે) સાધુ માટે ગૃહસ્થ લાવે તે આહૃત, પૂતિ તે આધાકર્મના અવયવોથી મળેલા શુદ્ધ આહાર હોય તો પણ તે પૂતિદોષ છે, ઘણુ શુ કહીએ? જેથી કોઈ પણ દોષ વડે ન લેવા યોગ્ય અશુદ્ધ તે બધુ સસાર કારણ પણે સમજીને નિસ્પૃહી બનેલો અશુદ્ધને ત્યાગે, શુદ્ધને ગ્રહણ કરે

आसूणि मक्खिरागं च गिध्धुवघाय कम्मगं।
उच्छोलण च कक्क च तंविज्ज परिजाणिया ।।सू १५।।

વળી ઘી પીવા વિગેરેથી અથવા રસાયણ ક્રિયાવડે ભસ્મ વિગેરે ખાવાથી કુતરા જેવો આશૂની બળવાન બને તે આશૂની કહેવાય છે, અથવા આસૂણી-શ્લાઘા તે પોતાના કોઇ ગુણની પ્રશસા સાભળી લઘુ પ્રકૃતિ તુચ્છ સ્વભાવવાળો કોઇ મદાધ બને તે, તથા અક્ષિ આખ તેમા સુરમો વિગેરે (શોભા માટે) આજે, તથા મધુરા શબ્દ વિગેરેમા ગૃદ્ધ બની

તે વાજીત્ર વિગેરે સાભળવા ઇચ્છે છે, તથા ઉપઘાત-જેનાથી બીજા જીવોની હિંસા થાય, તે ઉપઘાત કર્મ કહેવાય છે, તે થોડામા બતાવે છે

ઉચ્છોલન—અયતનાથી ઠડાપાણીથી હાથ પગ વિગેરે ધુએ તથા કલ્ક-લોધ્ર વિગેરે વસ્તુથી શરીરને લેપ કરે, ને બધુ કર્મબધન માટે સમજીને જ્ઞ પરિજ્ઞાથી વિદ્વાન સાધુ સમજીને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી ત્યાગે

संपसारी कय किरिए, पसिणा य तणाणि य ।
सागारियं च पिंड च त विज्ज परिजाणिया । सू १६।

અસયતો સાથે સસારી પર્યાલોચન (વાર્તા) ત્યાગ કરે, તથા અસયમના અનુષ્ઠાનનો ઉપદેશ ન આપે તથા તેણે પોતાના સ્થાનમા શોભા કરી હોય તો તેની પ્રશસા ન કરે, તથા જ્યોતિષના પ્રશ્નોનો ઉત્તર ન આપે, અથવા ગૃહસ્થો કે જૈનેતરોને પોતાના શાસ્ત્રોમા શકા પડે તો પોતે નિર્ણય આપવા ન જાય, તથા શય્યાતરનો પિડ વિગેરે ન લે, તથા સુતકવાળાનો પિડ અથવા તદન નીચ જાતિનો પિડ વિદ્વાન સમજીને ન લે, (ચ-સમુચ્ચયના અર્થના છે)

अट्ठावय न सिक्खिज्जा वेहाईय च णो वए ।
हत्थकम्म विवाय च, त विज्ज परिजाणिया । सू. १७।

ધન ધાન્ય આદી સોનું જેનાથી મળે તે અર્થ, તે જેનાથી પ્રાપ્ત થાય તે શાસ્ત્ર ચાણાક્ય વિગેરેના અર્થશાસ્ત્ર પોતે ન ભણે, ન બીજાને પૈસા પેદા કરવાના શાસ્ત્ર શીખવા ઉપદેશ આપે, અથવા અષ્ટાપદ તે જુગાર વિગેરે ન શીખે, પૂર્વે શીખ્યો હોય તો તેનો ઉપયોગ ન કરે, તથા વેધ તે ધર્મ બંધન થાય તે અધમ પ્રધાન વાક્ય ન બોલે, અથવા વસ્ત્ર વેધ તે જુગારની એક જાતિ, તેનું વચન પણ ન બોલે, તો બોલવાનું શું કહેવું ? હસ્તકર્મ જાણીતું છે અથવા હસ્તક્રિયા તે વચન વિગ્રહમાંથી મારામારી હાથથી થાય તેવું વચન કે ક્રિયા ન કરે, તથા વિવાદ શુષ્કવાદ આ બધા પાપ રૂપ સંસારભ્રમણના કારણ જાણી ને છોડે

पाणहाओ य छत्त च णालीयं वालवीयण ।
परकिरियं अन्नमन्न च त विज्ज परिन्नाणिया सू १८।

ઉપાનહ તે લાકડાની પાદુકા (ચાખડી) તથા તડકા વિગેરેના રક્ષણ માટે છત્ર તથા નાલિકા એક જાતનું જુગાર તથા મોર પીછા વિગેરેનો પંખો, તથા પરસ્પરની ક્રિયા જેમાં કર્મ બંધન હોય તે એક બીજાની ન કરે, આ બધું સમજીને વિદ્વાન સાધુ છોડે

उच्चार पासवण हरिएसु ण करे मुणी ।
वियडेण वा विसाहट्टु णावमज्जे कयाइवि ॥सू.१९॥

झाडो पेशाब विगेरे वनस्पति बीज के अयोग्य स्थळे साधु न करे, तथा अचित पाणीथी पण बीज विगेरे दूर करीने निर्लेपन न करे, तो अचित्त पाणीथी तो केम करे?

परमत्त अन्नपाण ण भुजेज्ज कयाईवि ॥
परवत्थ अचेलोवि त विज्जं परिजाणिया॥सू २०॥

गृहस्थनु वासण काचा पाणीए आगळ पाछळ धोवाना डरथी हाथमाथी पडीने फुटवाना भयथी तेना वासणमा मुनि न खाय पीये, अथवा साधु पातरा राखे ते स्थवीर कल्पी अने न राखे ते जिनकल्पी, ते जिनकल्पी लब्धिधारी होय तेथी हाथमा लीधेली वस्तु न ढळे, पण स्थविर कल्पीने ढळी जाय माटे हाथमा लेवु ते परपात्र छे, अर्थात् स्थविर कल्पीए प्रवाही वस्तु हाथमा न लेवी, तेज प्रमाणे जिनकल्पी लब्धि धारीने लब्धि होवाथी पात्रु लेवु ते परपात्र छे, तेथी सयम विराधनाना भयथी नवापरे, ते प्रमाणे गृहस्थनु वस्त्र साधु अचेल होय तोपण पछवाडे काचा पाणीथी धुए विगेरे दूषणथी तथा गृहस्थनु वस्त्र चोराई जाय विगेरे कारणथी तेनु वस्त्र न वापरे अथवा जिनकल्पिकादि अचेल (वस्त्र रहित) थाय त्यारे बधा वस्त्र तेने परवस्त्र जणाय तथा वस्त्र त्यागीने फरी न पहेरे, ते प्रमाणे परपात्र भोजन विगेरे सयम विराधना समजीने प्रत्याख्यान (प्रतिज्ञावडे) त्यागे

आसदि पलियंके च णिसिज्जं च गिहंतरे ॥
संपुच्छणं मरणं वा तं विज्जं परिजाणिया ॥सु २१॥

આસદી (માચી) આથી બધા આસન સમજવા પર્યંક પલંગ સુવામાં વપરાય તે, તથા ઘરની અંદર ઓરડીમાં અથવા બે ઘરના વચમાં નાની ગલી હોય, તેમાં બેસવું, આ બધા સંયમવિરાધનાના ભયથી ત્યાગે, તેજ કહ્યું છે—

गंभीर झुसिरा एते पाणा दुप्पडिलेहगा ।
अगुत्ती बंभचेरस्स इत्थीओ वावि संकणा ॥१॥

એવા આસને બેસવું તેમાં જીવો નજરે ન દેખાય તેથી પડિલેહણા ન થાય, તેમજ બ્રહ્મચર્યની રક્ષા ન થાય તથા ગલીમાં છુપા બેસવાથી સ્ત્રીઓની શંકા થાય, તથા ગૃહસ્થના ઘરમાં કુશળ વિગેરેનું પૂછવું અથવા પોતાના શરીરના અવયવનું પૂછવું તથા પૂર્વે ભોગવેલા વિષય ભોગવ્યો હોય તે યાદ કરવું, આ બધું અનર્થ માટે છે, તે સમજીને જ્ઞ પરિજ્ઞા વડે ત્યાગે

जसं कित्तिं सिलोयं च जा य वंदण पूयणा ।
सव्वलोयंसि जे कामा तं विज्जं परिजाणिया ॥२२॥

મોટી લડાઈમાં લડવામાં જીતે તે યશ, દાન દેવાથી મળે તે કીર્તિ, જાતિ તપ બાહુબળ ભણવા જે વિગેરેથી મળે તે

શ્લાઘા તથા દેવેંદ્ર અસુરેંદ્ર ચક્રવર્તિ બળદેવ વાસુદેવ વિગેરે તેને નમે તે વંદના, સત્કાર કરીને વસ્ત્ર વિગેરે આપે તે પુજના તથા બધા લોકમા ઈચ્છા કામ ચેષ્ટા તે આ બધુ યશ કીર્તિ શ્લોક વિગેરે દુ ખદાયી સમજીને છોડે

जेणेह णिव्वहे भिक्खू अन्न पाणं तहाविह ।
अणुप्पयाणमन्नेसि त विज्ज परिजाणिया ॥२३॥

વળી જે અન્ન પાણી વડે એટલે શાસ્ત્રમા કહ્યા પ્રમાણે શુદ્ધ અને કારણ પડે અશુદ્ધ વડે આ લોકમા સયમ યાત્રાદિકને ધારે અથવા દુકાળ કે રોગ આતંક વિગેરે આવે, તો અન્ન પાણી વડે પોતે નભાવે, બીજાને પણ નભાવે, ને બને ત્યા સુધી શુદ્ધ ગ્રહણ કરે, અને બીજા સાધુને તેમાથી આપીને તેમના સયમ યાત્રાનો નિર્વાહ કરે, અથવા કઈ અનુષ્ઠાન કરવા વડે ચારિત્ર અસારતા પામે તેવુ અન્નપાન ન લે, તથા તેવુ અકાર્ય પણ ન કરે, તથા તેવુ દોષિત અન્નપાન વિગેરે ગૃહસ્થો કે જૈનેતરોને સયમ ઉપઘાતક અન્ન ન આપે, તે સમજીને વિદ્વાન છોડે, (સારા સાધુને નિર્દોષ આહાર આપે)

एव उदाहु निग्गंथे महावीर महामुणी ।
अणत नाणदसी से धम्म देसितव सु ते॥सु.२४॥

ઉપરની નીતિએ મહાવીર મહામુનીએ કહ્યુ તે કહે છે, બાહ્ય અભ્યંતર ગ્રંથ છોડયો માટે નિર્ગ્રંથ મહાવીર વર્ધમાન સ્વામી મોટા મુનિ તે મહા મુનિ અનંત જ્ઞાનદર્શન જેને છે તે અનંત જ્ઞાનદર્શનવાળા ભગવાને ચારિત્ર લક્ષણ-વાળો ધર્મ તથા શ્રુત તે જીવાદિ પદાર્થ બતાવનારો ઉપદેશ કર્યો

भासमाणो न भासेज्जा णेववफेज्ज मम्मय ।
मातिठाण विव जेज्जा अणुचिंतिय वियागरे ॥२५॥

જે ભાષા સમિતિ પાલનારા છે, તે બોલે પણ જો તે ભાષામા ધર્મ કથા સબંધ હોય તો અભાષક છે કહયુ છે કે

वयण विहत्ती कुसलोवओगय बहु विह वियाणंतो ।
दिवसमवि भासमाणो साहू वयगुत्तय पत्तो ॥१॥

વચન વિભક્તિમા કુશળ બોલવાનો બહુ વિધિ જાણતો દિવસભર બોલે તોપણ સાધુ વચન ગુપ્તિ યુકત છે, અર્થાત દોષિત નથી, અથવા કોઈ રત્નાધિક બોલતો હોય, તે વખતે હુ વધારે પંડિત છુ એમ બતાવવા વચમા ન બોલે, તેમ મર્મ વચન ન બોલે, અર્થાત્ સાચુ હોય કે જુઠુ હોય પણ જે બોલવાથી બીજાનુ મન દુખાય તે વિવેકી સાધુ ન બોલે, કપટનુ વચન ન બોલે, તેનો સાર આ છે કે પરને ઠગવાની બુદ્ધિની મનમા દગો રાખી બોલે કે ન બોલે છતા

अन्य ठगाय तेवु न करे, पण ज्यारे बोलवानी इच्छा थाय त्यारे प्रथम विचारे के आ वचन बीजाने मने के बनेने दुखदायी नथी, पछी बोले, ते कहे छे —

पुव्विं बुद्धीए पेहित्ता पच्छा वक्क मुदाहरे

प्रथम बुद्धिए विचारीने पछी वाक्य बोले

तत्थिमा तइया भासा जवदित्ताऽणुतप्पती ।
जं छन्नं त नवत्तव्वं एमा आणाणियठिया ।सू २६।

वळी १ साची, २ जूठ, ३ साच जूठ, ४ न साच जूठ आ चारप्रकारनी भाषा थोडा साचा जुठानी भाषा मिश्र छे ते आ रीते के आ गाममा दश बाळको जन्म्या के मर्या, तेमा थोडा ओछा वधता पण होय तेथी स ख्या जूठी कहेवाय (अथवा कई वात उमेरीने करे अथवा पक्षपातथी मुद्दानी वात छोडे ते साची जुठी कहेवाय) जे बोलवाथी जन्मान्तरमा ते बोलवाना दोषथी पोताने कलेश भोगववो पडे, के पस्तावु पडे के मारे आवु शु काम बोलवु जोईए? तेनो सार एछे के मिश्र भाषा पण दोषने माटे छे, तो समूळगु जूठु बोलवाथी केम पस्तावु न पडे? तथा सत्य भाषा पण प्राणीओने दुख देनारी होय ते न बोलवी, चोथी असत्यामृषा पण पठित साधुओने बोलवा योग्य न होय, ते न बोलवी, साची वातनो पण दोष बतावे

છે, જે છન્ન-હિંસા ભરેલી ભાષા હોય, જેમકે આ ચોરને બાધો, કેયારા લણીલો, નવા બળદીયા (ગોધવા) ને રથમા જોડો, અથવા છાનુ-કોઇની એબ રૂપ હોય તે લોકો પણ યત્નથી ઢાકે, તેવુ છિદ્ર બોલવા રૂપ ગ્રાન્નુ હોય તે પણ ન બોલવુ, આ આજ્ઞા નિર્ગ્રંથ ભગવાન ( તીર્થંકર ) ની વાણી છે

होलावय सहीवाय गोयावाय च नोवदे ।
तुम तुमंति अमणुन्न सव्वसो त ण वत्तए ।सू २९

હોલા એવો વાદ હોલા (અરયા ?) વાદ, તથા સખા (મિત્ર) તેનો વાદ તથા ગોત્રવાદ હે કશ્યપગોત્રી, હે વશિષ્ઠગોત્રી,

એવુ સાધુ (ગૃહસ્થ માફક) ન બોલે, તથા તુ તુ, એવુ તિરસ્કારવાળુ જ્યા બહુ વચન ઉચ્ચારવા યોગ્ય હોય ત્યા તુંકારવાળુ એક વચન બીજાને માઠુ લાગે તેવુ સાધુએ સર્વથા ન બોલવુ

अकुसीले सया भिक्खू णेव संसग्गियं भए ।
सुहरूवा तत्थुवसग्गा पडिबुज्झेज्जते विऊ'सू २८

જેને આશ્રયી નિર્યુક્તિકારે પૂર્વે કહ્યુ કે -पासत्थो कण्ण कुसील सद्दवो ण किल वट्टए काउ તેનો પરમાર્થ બતાવે છે ખરાબ આચારવાળો (દુરાચારી) તે પાસત્થા વિગેરેમાથી કોઇ પણ પોતે ન બને, તે સાધુ અકુશીલ કહેવાય તેવા પોતે

સદા સદાચારી રહેવુ, તે કુશીલોનો સગ પણ ન કરે, તેના દોષો બતાવે છે, સુખરૂપ સાત ગૌરવ (ઇંદ્રિયોને આનદ પમાડવા) રૂપ તે કુશીલીયાની સોબતમા સયમને ઉપઘાત કરનાર ઉપસર્ગો થશે, તે કુશીલીયા કહે છે કે હાથ, પગ, દાત વિગેરે અચિત્ત પાણીથી ધોવામા શુ દોષ છે ? તેમ શરીર વિના કઇ ધર્મ ન થાય, માટે કોઈ પણ પ્રકારે જો આધા કર્મી વિગેરેથી જોડા છત્ર વિગેરેથી શરીરનુ રક્ષણ થાય તો તે વાપરવુ, તેનુ પ્રમાણ તે આપે છે કે—

अप्पेण बहु मेसेज्जा एय पडिय लक्खण ॥

અલ્પદોષથી મોટો લાભ થતો હોય તો તે લેવો એ પડિતનુ લક્ષણ છે, વળી તે કહે છે કે—

शरीर धर्मसयुक्त रक्षणीय प्रयत्नतः ।

शरीरात् स्रवते धर्मः पर्वतात् सलील यथा ॥१॥

શરીર ધર્મ સહિત છે, તેથી પ્રયત્નથી રક્ષણ કરવુ, કારણ કે જેમ પર્વતથી પાણી નીકળે, તેમ શરીરથી ધર્મ થાય છે

વળી તે સયમ ભ્રષ્ટ કહે છે કે હમણા અલ્પ છેવટુ સઘયણ છે, સયમમા થોડી ધીરજવાળા જીવો છે, આવુ તેમનુ વચન સાભળીને ઢીલા સાધુ તેમનામા ભળી જાય છે, (સાધુમાથી જતિ થાય) એથી વિવેકી સાધુ સમજીને દુ ખ રૂપ કુશીલીયાનો સગ તજે.

ननत्थ अंतराएणं परगेहे ण णिमीयए ।
गाम कुमारियं किड्डं नातिवेल हसे मुणी ।सू.२९।

ભિક્ષા નિમિત્તે ગામ વિગેરેમા ગયેલા સાધુ પર તે ગૃહસ્થ તેના ઘરમા ઉત્સર્ગે માર્ગે ન બેસે, પણ અપવાદે અંતરાય તે અશક્તિના કારણે બેસે, તે અશક્તિ બૂઢાપાથી કે રોગથી થાય, અથવા ઉપશમ લબ્ધિવાળો સોબતી સારો હોય અને ગુરૂ એ કોઇને ધર્મોપદેશ દેવાની જરૂર હોય તો પણ બેસે, ત્યા ગામમા છોકરા તેઓની સાથે ગામની કન્યાઓ તે નાની છોકરીઓ તેની સાથે ક્રીડા હાસ્ય કંદર્પ હાથનો ફરસ આલિંગન વિગેરે સાધુએ ન કરવુ, અથવા ગેડી દડો વિગેરે રમતા હોય તેમા સાધુ સામેલ ન થાય, તથા તેમની ક્રીડા જોઇને મુનિ મર્યાદા છોડીને ન હસે, જ્ઞાનાવર્ણીય વિગેરે આઠ કર્મના બંધનથી ડરીને પોતે ન હસે, તે આગમમા કહ્યુ છે

जीवेण भंते ! हसमाणे (चा) उस्सूय माणे वा कइ कम्म पगडीओ बधइ ! गोयमा सत्तविह बंधए वा अट्ठविह बंधए वा इत्यादि ।

— જીવ હસે અથવા ઉત્સુક બને તો કેટલી કર્મ પ્રકૃતિ બાંધે?

ઉ—ગોયમ ! સાત અથવા આઠ, (જો આયુ પ્રથમ

બધાઇ ગયુ હોય તો સાત પછી બાંધવાનુ હોય તો આઠ,) કારણ કે આયુ એકજવાર બધાય છે, બીજી પ્રકૃતિમા બધ પડી વધારો થાય છે માટે હસવુ નહિ, તે માટે સસારીક્રીડામા ઉત્સુક્તા ન બતાવવી

अणुस्सुओ उरालेसु जयमाणो परिव्वए ।
चरियाए अप्पमत्तो पुट्ठोतत्थऽहियासए ॥सू ३०॥

વળી ઉદાર તે ચક્રવર્તિ વિગેરેના મનોહર શબ્દો વિગેરેમા તથા બીજી ઇંદ્રિયોના કામ ભોગો તે વસ્ત્ર દાગીના ગીત ગધર્વ યાન વાહન વિગેરે તથા આજ્ઞા ઐશ્વર્ય વિગેરે દેખીને કે સાભળીને તેમા ઉત્સુકતા ન ધરાવે, (પારાતરમા) ન નિશ્રિતો ડનિશ્રિત અપ્રતિબદ્ધ રહે, સયમ સ્થાનમા યતના કરતો મૂળ ઉત્તર ગુણોમા ઉદ્યમ કરે, સયમ પાળે, તથા ભિક્ષાચર્યામા અપ્રમત્ત રહે, આહાર વિગેરેમા ગૃદ્ધ ન થાય, તથા પરિસહ ઉપસર્ગો ફરસે (આવે) ત્યા અદીન (હિમત ધારી) મનવાળો બનીને કર્મની નિર્જરા માનીને સહે

हम्ममाणो ण कुप्पेज्ज, वुच्चमाणो न सजले ।
सुमणे अहियासिज्जा ण य कोलाहल करे ।सू ३१।

પરિસહ ઉપસર્ગોને સહન કરવાનુ બતાવે છે; લાકડી મુક્કી લકુટ (લખોટો) વિગેરેથી મારતા કોપાયમાન ન થાય,

તથા કોઇ ગાળો કે મહેણા બોલે તો પણ આક્રોશ ન કરે, તિરસ્કાર કરતા બળે નહિ, સામે ઉત્તર ન આપે, મનમા પણ કુવિચાર ન લાવે, પણ સુમન (શાત મન) વાળો બનીને કોલાહલ ન કરતા સહન કરે

लद्धं कामे ण पत्थेज्जा विवेगे एवमाहिए ।
आयरियाइ सिक्खेज्जा बुद्धाण अंतिए सया ।सू २२।

વળી પ્રાપ્ત થયેલા કામ તે ઇચ્છા કામ ચેષ્ટા અથવા ગધ અલકાર વસ્ત્ર વિગેરે જેમ વજ્રસ્વામીને મળ્યા છતા, ત્યાગ્યા તેમ પોતે પણ તેને ન વાછે, આપવા આવે તો પણ ન લે, અથવા કામ ચેષ્ટાવાળા ગમનાદિ લબ્ધિરૂપ કાય તપસ્યાથી લબ્ધિઓ પ્રાપ્ત થાય, તોપણ તેનો બ્રહ્મદત્ત માફક ઉપયોગ ન કરે, (બ્રહ્મદત્તે પૂર્વભવમા તપનુ ફળ ચક્રવર્તી પદ માગ્યુ તેમ સાધુ નિયાણુ ન કરે) એમ કરવાથી ભાવ વિવેક પ્રકટ કરેલો થાય, (અર્થાત નિર્મળ સાધુભાવ પ્રગટ થયેલો કહેવાય) તથા આર્યોના કૃત્યો તે સદાચારમા વર્ત્તે, અનાર્ય કૃત્યો ત્યજે, અથવા આચરવા યોગ્ય મુમુક્ષુ પુરૂષે પૂર્વે આચરેલા જ્ઞાનદર્શનચારિત્રને આચાર્ય ભગવતો પાસે હમેશા શીખે, આથી એમ બતાવ્યુ કે ઉત્તમ સાધુએ નિરતર ગુરૂકુલવાસ સેવવો, હવે કહ્યુ કે બુદ્ધ (આચાર્ય) પાસે શીખે, તે ખુલાસાથી બતાવે છે

सुस्रसमाणो उवसेज्जा, सुप्पन्नं सुतवस्सियं ।
वीरा जे अत्तपन्नेसी, धितिमन्ता जिइंदिया ।सू ३३।

ગુરૂનો આદેશ સાભળવાની ઈચ્છા તે સુશ્રૂષા એટલે ગુરૂ વિગેરેની વૈયાવચ્ચ કરતો ગુરૂને સેવે, તેનાજ બે પ્રધાનગુણ-દ્વારા બતાવે છે, સારી પ્રજ્ઞા જેને હોય તે સુપ્રજ્ઞ અર્થાત્ સ્વ સિદ્ધાત પરસિદ્ધાત જાણનારો ગીતાર્થ, તથા સારો બાહ્ય આભ્યતર તપ હોય તે સુતપસ્વી એટલે ગીતાર્થ તથા સારા તપવાળો (સુશીલ) ગુરૂને પરલોકનો હિતાર્થી સાધુ સેવે તેજ કહે છે

नाणस्स होइ भागी थिरयरओ दसणे चरित्ते य ।
धन्ना आवकहाए गुरुकुलवास न मुचति ॥१॥

જે સાધુઓ એવુ કરે છે, તે બતાવે છે, અથવા કયા જ્ઞાનીઓ અથવા તપસ્વીઓ છે, તે બતાવે છે. કર્મ વિદારણ કરે તે વીરો, પરિસહ ઉપસર્ગો સહન કરે તે ધીર, અથવા બુદ્ધિથી શોભે તે ધીર કે જેઓ મુર્ત મોક્ષમા જનાર છે, આપ્ત-રાગદ્વેષથી મુકત તેની પ્રજ્ઞા કેવળજ્ઞાન તેને શોધવાના શીલવાળા અર્થાત્ સર્વજ્ઞે કહેલા વચનને શોધનારા અથવા આત્માની પ્રજ્ઞા જ્ઞાન તેને શોધનારા અર્થાત્ આત્મહિતને શોધનારા તથા ધૃતિ તે સયમમા રતિ તે ધૃતિમત કારણ કે સયમમાં ધૈર્ય હોય તો પચ મહાવ્રતો

ભાગ ઉપાડનો સહેલો થાય છે, અને તપથી સુગતિ માધવી તે હાથમા મળેલી છે, તે કહે છે—

जस्स धिई तस्स तवो जस्स तवो तस्स सुग्गई सुलहा।
जे अधिईमतपुरिसा तवो वि खलु दुलहो तेसिं ॥ १ ॥

જેને ધીરજ તેને તપ થાય, જેને તપ થાય, તેને સુગતિ સુલભ છે જે અધૃતિવાળા પુરૂષો છે, તેમને તપ પણ દુર્લભ છે, તથા જેણે ઇંદ્રિયોના રાગદ્વેષ રૂપશ વિગેરે જીત્યા છે, (અર્થાત્ સારામા રાગ ને વિપરીતમા દ્વેષ કર્યો નથી) તે જીતેંદ્રિય સેવા કરતા શિષ્યો અથવા ગુરૂઓ શિષ્યોના સેવાથી પ્રસન્ન થઈ બોધ આપતા ઉપલા વિશેષણવાળા થાય છે, (સુશિષ્યને ભણાવવાથી તથા તેના તપથી ગુરૂમા પણ ઉત્તમ ગુણો વધે છે)

गिहे दीवमपासंता पुरिसादाणिया नरा ।
ते वीरा बंधणुम्मुक्का नावकंखंति जीवियं ॥सू ३४॥

એ જ પ્રતિજ્ઞા કરેલા પૂર્વે બતાવેલા ઉત્તમ ગુણવાળા કયા સાધુઓ છે, તે બતાવે છે, ઘરમા તે ઘરવાસમા કે ઘરના ફાંસામા ગૃહસ્થ ભાવવાળા છે, તે દીપ માફક પ્રકાશે, પણ 'ભાવદીપ તે શ્રુતજ્ઞાનનો લાભ મેળવતા નથી, અથવા દ્વીપ તે સમુદ્ર વિગેરેમા જીવોને આશ્રય' રૂપ છે, તેમ આ સંસાર સમુદ્રમાં ભાવદ્વીપ સર્વજ્ઞ કહેલા ચારિત્ર લાભ મળે તેવા

દીપ કે દ્વીપ જેવા ગૃહસ્થવાસમા ન થાય, પણ દીક્ષા લેઇ પાળવાથી દિવસે દિવસે ગુણોના લાભથી કેવા સરસ થાય છે, તે બતાવે છે નર–પુરૂષ–ધર્મમા પુરૂષ પ્રધાન માટે નર શબ્દ લીધો છે, નહિ તો સ્ત્રીને પણ સાધુપણુ ઉદય આવે છે, અથવા દેવ વિગેરેને ન ગણવા, તેમને ચારિત્ર ઉદય ન આવે, માટે ચારિત્ર લીધેલા ઉત્તમ પુરૂષો મુમુક્ષુઓને આશ્રય કરવા યોગ્ય છે, મોટા (ગૃહસ્થો) થી પણ મોટા (પુજનીક) થાય છે અથવા આદાનીય હિતસ્વીઓને મોક્ષ અથવા તેનો માર્ગ સમ્યગ્દર્શન વિગેરે પુરૂષોને આદરણીય છે, તે જેનામા હોય તે અર્થ લેઈને વાળો પ્રત્યય લગાડવો, તેથી પુરિસાદાણીય નર થાય છે, અર્થાત મોક્ષ કે મોક્ષમાર્ગ આરાધે તે નર છે, તે નરો વિશેષથી આઠ પ્રકારના કર્મને પ્રેરે તેથી વીર છે, તથા બાહ્ય અભ્યતર સ્ત્રી પુત્રનો સ્નેહ રૂપ, બધન તેને ઉત્સાહ લાવીને છોડેલા અસયમ જીવિત કે પ્રાણ ધારવાને નથી વાછતા, (વિલાસી જીવન કરતા મરણને વધારે વહાલુ ગણી નિર્મળ સયમ પાળે છે)

अगिद्धे सद्दफासेसु आरंभेसु अणिस्सिए ।
सव्वं तं समयातीतं जमेत लवियं बहु ॥सू० ३५॥

વળી અગૃદ્ધ તે અમૂર્છિત–શેમા ? મનોજ્ઞ શબ્દો કેસ્પર્શોમા એટલે મનોજ્ઞ શબ્દરૂપ ગધ રસ સ્પર્શો માં (શબ્દ

તથા કુંમ લીધાથી પાછે લેવા) અગૃદ્ધ એટલે ત્યાગી તેમ વિપ રીતમા દ્વેષ ન કરે, એમ કહેવુ, (અર્થાત્ રાગદ્વેષનો ત્યાગ કરી સમભાવી રહે,) તથા આરંભ તે સાવદ્ય અનુષ્ઠાન રૂપ પાપોમા અનિશ્રિત પ્રવૃત્તિ ત્યાગે, હવે ઉપસહાર (દુકાણુ) કરે છે, આ અધ્યયનથી શરૂવાતમા અનાચાર ત્યાગવાનુ ઘણુ કહ્યુ, તે બધુ સમયથી તે જિનેશ્વરના આગમથી વિરૂદ્ધ હોવાથી નિષેધ્યુ છે, તથા જે વિધિદ્વારે કુસમયથી વિરૂદ્ધ લોકોત્તર હોય તેનો નિષેધ નથી, પણ જે કુતીર્થિકોએ ઘણુ કહ્યું, તે સિદ્ધાત વિરૂદ્ધ હોવાથી ન આદરવુ

अइ माण च माय च त परिण्णाय पंडिए ।
गारवाणि य सव्वाणि णिव्वाण संधए मुणि ॥३६॥

જે મુખ્ય ત્યાગવાનુ તે ત્યાગવાના છે દ્વારવડે મોક્ષ આધ વાનુ બતાવે છે અતિમાન (અતિશે માન-અહકાર) ચશબ્દથી તેનો સોગતી ક્રોધ તથા માયા તથા તેનો કાર્ય ભૂત લોભ તે ચારેને વિવેકી સાધુ જ્ઞપરિજ્ઞાથી સમજીને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી ત્યાગે, તથા બધા ગારવો તે રૂદ્ધિ રસસાતા ગારવો મસાર કારણરૂપે જાણીને ત્યાગે, ત્યાગીને સાધુ પોતે નિર્વાણ તે બધા કર્મ ક્ષયરૂપ વિશિષ્ટ આકાશ દેશ (સિદ્ધિ સ્થાન) મા ધ્યાન રાખે, (અને મેળવે) આ પ્રમાણે સુધર્મા-સ્વામીએ જબુસ્વામીને ધમ નામનુ નવમુ અધ્યયન કહ્યુ



# દશમું સમાધિ અધ્યયન

નવમા પછી દશમુ આરભીએ છીએ, નવમા દશમાનો આ સબધ છે, નવમામા ધર્મ કહ્યો, તે અપૂર્ણ ધર્મ સમાધિ હોય તો થાય, તેથી હવે સમાધિ કહીએ છીએ, આ સબધે આવેલા આ અધ્યયના ઉપક્રમ નિક્ષેપ અનુગમ તથા નય એ ચાર અનુયોગ દ્વારો કહેવા, તેમા ઉપક્રમ દ્વારમા રહેલો અર્થાધિકાર (વિષય) આ છે, ધર્મમા સમાધિ કરવી, સારી રીતે મોક્ષ કે તે માર્ગમા આત્મા જે ધર્મ ધ્યાન વિગેરે વડે સ્થાપીએ તે સમાધિ ધર્મ ધ્યાન વિગેરે છે, (ચચળ મનને સ્થિર કરવા જે પરોપકાર કે આત્માનુ ધ્યાન કરીએ તે સમાધિ છે) તે સમાધિ જાણીને ફરસવી, નિક્ષેપામા નામ નિષ્પન્ન જે સમાધિ શબ્દ છે, તેનો અધિકાર નિર્યુક્તિકાર કહે છે—

आयाण पदेणाडाय गोण णाम पुणो समाहित्ति ।
णिक्खिविऊण समाहिं भाव समाही इ पगय ॥१०३॥

સૂત્રમા પ્રથમ જે લઈએ તે આદાન જેમકે નામના કે ક્રિયાપદના પ્રત્યયો સુપ્ સુ વિસર્ગ નૃપ, ક્રિયાપદમા તિ ભવતિ (ગુજરાતીમા નામમા વિભકિતના પ્રત્યયો તથા ક્રિયાપદના પ્રથમ અક્ષર વડે લાગે તે) આ આદાન (પ્રથમ) પદ છે તે "આઘ" નામ આ અધ્યયનનુ છે, કારણ કે પ્રથમ સૂત્ર આ અધ્યયનનુ आघं मईमं मणुवीइ धम्म વિગેરે, જેમ

ઉત્તરાધ્યયનમા ચોથા અધ્યયનમા પ્રમાદ અપ્રમાદ નામના અધ્યયનને પણ પ્રથમ શબ્દ અસંખય હોવાથી તે નામે બોલીએ છીએ, ગુણનિષ્પન્ન નામ આ અધ્યયનનનુ સમાધિ છે, તેથી અહીં સમાધિ કહીશુ (સમાધિ ગુજરાતીમા સ્ત્રી લિંગ છે, સં મા પુલ્લિંગ છે) તે સમાધિ નામ વિગેરે કરીને અહીં આપણે ભાવ સમાધિનો અધિકાર કહેવાનો છે,

णाम ठवणा दविए खेत्ते काले तहेव भावे य ।
एसो उ समाहीए णिक्खेवो छव्विहो होइ ॥ १०४॥

સમાધિના નિક્ષેપા કહે છે, નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ એ પ્રમાણે સમાધિ નિક્ષેપો છ પ્રકારે છે, 'તુ' અવ્યય ગુણ નિષ્પન્ન નામ (સમાધિ) ના છ નિક્ષેપા થાય છે, તે બતાવે છે, નામ સ્થાપના સુગમ છે, તે છોડી દ્રવ્ય વિગેરે સમાધિ કહે છે

पंचसु विसएसु सुभेसु दव्वंमि त्ता भवे समाहित्ति ।
खेत्त तु जम्मि खेत्ते, काले कालो जहिं जो ऊ ॥१०५॥

પાચ શબ્દાદિ મનોહરવિષયોમા કાન વિગેરે પાચ ઇંદ્રિયોને અનુકૂળ ( ગમતુ ) આવતા મનમા જે ખુશી ( રતિ ) થાય છે તે દ્રવ્યસમાધિ છે, તેનાથી ઉલટુ અસમાધિ છે, અથવા બે દ્રવ્ય કે ઘણા દ્રવ્યો જેમા વિરોધ ન હોય, કે સ્વાદ ન બગડે, પણ સ્વાદ વધે, તે દ્રવ્ય

तण सथार निसन्नोवि मुणिवरो महरागमयमोहो ।
ज पावइ मुत्तिसुह कत्तो त चक्कवट्टीवि ॥ १ ॥

પાથરવા માટે (આસનના અભાવે નિર્દોષ) ઘાસનો સથારો (પાથરણું) ઉપર બેઠેલો પણ જેના રાગ મદ મોહ દૂર થયા છે તેવો ઉત્તમ સાધુ જે મુનિ (નિર્લોભતા) નું સુખ પામે છે, તેવું ચક્રવર્તી પણ (રાજ્ય વધારવા સાચવવાની ચિંતાથી) ક્યાંથી પામે ?

नैवास्ति राजराजस्य तत्सुख नैव देवराजस्य ।
यत्सुखमिहैव साधो र्लोकव्यापाररहितस्य ॥ २ ॥

જે સુખ રાજાના રાજા ચક્રવર્તીને નથી, તેમ દેવોના રાજા ઇંદ્રને નથી તેવું સુખ લોક વ્યાપારથી રહિત નિર્લોભી સાધુને અહીં છે, વિગેરે જાણવું તપની સમાધિથી તે મોટી માસખમણાદિની તપસ્યા કરે, તો પણ તેને ખેદ ન થાય, તેમજ અભ્યાસ પડવાથી ભૂખ તરસ વિગેરે કષ્ટોથી ઉદ્વેગ ન પામે, તથા અભ્યંતર તપનો અભ્યાસ કરવાથી ધર્મ ધ્યાન કે શુકલ નિર્મળ ધ્યાનમાં મન રહેવાથી મોક્ષમાં રહેવા માફક સુખ દુ ખ ની હર્ષ શોક કરતો નથી આ પ્રમાણે ચાર પ્રકારની સમાધિમાં રહેલો ઉત્તમ ચારિત્રમાં સાધુ રહેલો છે, નામ નિક્ષેપ સમાધિનો થયો હવે સૂત્રાનુગમમાં શુદ્ધ ઉચ્ચાર વિગેરે ગુણોથી શુદ્ધ સૂત્ર બોલવું તે કહે છે—

आघ मईम मणुवीयधम्मं, अंजूसमाहि तमिणं सुणे।
अपडिन्न भिक्खू उ समाहिपत्ते, अणियाण भूतेसु
परिवएज्जा ॥ सू. १ ॥

આ કાવ્યસૂત્રનો ધર્મ અધ્યયનના સૂત્ર સાથે આ સંબંધ છે, અશેષ (બધા) ગારવ (અહંકારો) ને છોડીને મુનિ નિર્વાણ સાધે, એવુ કેવળજ્ઞાની થયેલા ભગવાન મહાવીરે કહ્યુ વળી આ પણ કહ્યુ તે કહે છે, આઘે-કહ્યું, (કહેતા હવા) કોણ? મતિમાન્ મનન (વિચાર કરે) તે મતિ બધા પદાર્થો જાણવાનુ જ્ઞાન જેને છે તે અર્થાત્ કેવળજ્ઞાની, આવુ અસાધારણ (મોટુ) વિશેષણ હોવાથી અહીં તીર્થંકર લેવા, વળી કહેતા હવા એ વચનથી નજીક કાળના (છેલ્લા) તીર્થંકર મહાવીર વર્ધમાન સ્વામી જાણવા, શુ કહ્યુ?

ઉ—ધર્મ તે શ્રુત ચારિત્રરૂપ કેવી રીતે કહ્યો? અનુવિચિંત્ય-કેવળજ્ઞાન વડે જાણીને કહેવા યોગ્ય પદાર્થોનો આશ્રય લઇને ધર્મ કહે છે, અથવા સાંભળનારા શ્રોતા (ઘરાકો) ને ધ્યાનમા લઇને આ કયા અર્થને સમજી શકશે? તથા આ પુરુષ કેવો છે? કોને માને છે? અથવા કયા મતનો છે, એ બધુ વિચારીને કે જે ઉપદેશને શ્રાતાઓ માને છે, અને દરેક સમજે છે કે અમારે માટે ખાસ વિચારોને ભગવાન ધર્મ કહે છે, કારણ કે ભગવાનના બોલ-

ચોથી બધાની શંકા દૂર થવાથી મન સંતોષ પામે છે, કેવો ધર્મ કહે છે? રૂજુ-સરળ જે વસ્તુનું-સ્વરૂપ હોય તેવું કહે છે, પણ શાક્યો બૌધ મતવાળા કહે છે કે "બધું ક્ષણિક છે, એવું માનીને પૂર્વે કરેલી ક્રિયાનો નાશ તથા ન કરનારને લાગુ પડવું, એ દોષ લાગુ પડતો જાણીને સંતાન માનવા લાગ્યા, (આમાં દોષ એ છે કે જે ફળ તૈયાર થયું તે નાશ પામ્યું, અને પકવનાર પણ નાશ પામ્યો, તેને બદલે બીજું ફળ ઉત્પન્ન થયું અને બીજો લેનારો થયો, આ કોઈ ન માને તેથી એવું માની લીધું કે ફળનું સંતાન (છોકરા માફક) બીજું સંતાન રૂપે ફળ થયું અને પંકવનારનો નાશ થવાથી છોકરો માલીક થયો! તેવી રીતે જો પરણનારનો નાશ માને, અને સ્ત્રીનો નાશ માને તો અને નવા થયેલા સંસાર ભોગવતી વખતે (કુમારપણાનો દોષ લાગે, વિગેરેથી ક્ષણવાદ ટકતો નથી,) વળી તેઓ પોતે છેદતા નથી, પણ છેદનનો ઉપદેશ આપે છે, તથા કાર્ષાપણ (સિક્કો ચલણી રૂપિયો) વિગેરે ચાંદી પોતે ન લે, પણ બીજા મારફતે ક્રય વિક્રય કરાવે છે, વળી સાંખ્યમત વાળા સર્વ અપ્રચ્યુત (અવિનાસી-) અનુત્પન્ન (ન બનેલું) સ્થિર (કાયમ) એક સ્વભાવ વાળું નિત્ય માનીને તેથી કર્મ બંધ અને મોક્ષનો અભાવ થતો જાણીને તે દોષથી બચવા આવિર્ભાવ (પ્રકટ) તિરોભાવ (ગુપ્ત) નો

આશ્રય લીધો વિગેરે બીજા માફક વીતરાગ પ્રભુએ કુટીલ ભાવ છોડીને અવક (નિર્દોષ) સાચો ધર્મ બતાવ્યો, તથા સમ્યગ્ સધાય મોક્ષ કે તેના માર્ગ પ્રત્યે જવા યોગ્ય આત્મા જે ધર્મના વડે કરાય તેવો ધર્મ સમાધિ છે, તેને પ્રભુએ કહ્યો, અથવા ધર્મ કહ્યો, અને ધ્યાન વિગેરેની સમાધિ પણ કહી સુધર્માસ્વામી કહે છે, તે ધર્મ કે સમાધિ ભગવાને કહેલી તે તમે સાભળો, તે આ પ્રમાણે-આ લોકના સુખની પ્રતિજ્ઞા આકાક્ષા જેને તપનુ અનુષ્ઠાન કરતા ન હોય તે સાધુ ધર્મ અપ્રતિજ્ઞ ભિક્ષાથી નિર્વાહ કરનારો ભિક્ષુ તેજ પરમાર્થથી સાધુ ધર્મ અને ધર્મ સમાધિને પામેલો છે, તથા જેને આરભ રૂપ પ્રાણીઓને દુખનુ નિદાન (કાર્ય) ન હોય તે અનિદાન તેવો સાધુ સાવદ્ય અનુષ્ઠાન રહિત સયુણ સચમ અનુષ્ઠાન પામે છે, અથવા આનદાન ભૂત અનાશ્રવ રૂપ તે કર્મોપાદન રહિત સારી રીતે દીક્ષા પાળે અથવા અનિયાણુ ભૂત તે નિયાણા રહિત જ્ઞાન વિગેરે છે તેમા ચિત્ત રાખે, અથવા નિદાન હેતુ કારણ જે દુખના છે તે છોડી કોઇને પણ દુખ ન આપે, તે અનિદાન બની સયમ સારી રીતે પાળે, પહેલી ગાથાનો ટુક અર્થ કહે છે

સર્વજ્ઞ મહાવીર પ્રભુએ વિચારીને નિર્દોષ સમાધિ આપનારો ધર્મ કહ્યો તે હુ તમને કહુ છુ તે સાભળો સસારની આકાક્ષા રહિત થઈને સાધુ સમાધિમા રહીને પ્રાણીઓને

દુખ દેવા રૂપ નિયાણુ જે કાર્ય છે, તે છોડીને સયમને આરાધે, (સુત્ર ૧)

उड्ढं अहेय तिरियं दिसासु तसाय जे थावर जेयपाणा। हत्थेहि पाएहिय संजमित्ता, अदिन्नमन्नेसु य णो गहेज्जा ॥ सू. २॥

ઉચે નીચે તીરછી દિશાઓમા ત્રસ થાવર જે જીવો છે, તેને હાથ પગ વશ રાખીને ન પીડીશ અને બીજાનુ તે આપેલુ ન લે જીવહિંસા વિગેરે કર્મના મૂળ છે, તે જીવહિંસા પણ દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ એમ ચાર ભેદે છે, તેમા ક્ષેત્ર આશ્રી કહે છે, સર્વ પ્રાણાતિપાત (જીવ હિંસા) કરાય તે પ્રજ્ઞાપક (કહેનાર) ની અપેક્ષાએ ઉચે નીચે તીરછુ જાણવુ, અથવા ઉચે નીચે તીરછે, એમ ત્રણ લોક (જગત) તથા પૂર્વ પશ્ચિમ વિગેરે દિશા તથા ખુણામા દ્રવ્ય પ્રાણાતિપાત આ છે, ત્રાસ પામી કપતાં દેખાય તે ત્રસ બેઇંદ્રિય વિગેરે, અને સ્થાવર તે સ્થિર રહેનારા પૃથ્વીકાય વિગેરે છે, (અદરના ભેદ સૂચવે છે) અથવા કાળ પ્રાણાતિપાત સુચવે છે, તેથી દિવસે કે રાત્રે પ્રાણ તે જીવો જાણવા હવે ભાવ હિંસા કહે છે-પૂર્વે કહેલા જીવોને હાથ પગ વડે બાધી રાખીને અથવા બીજી રીતે તે જીવોને હાથ પગ વડે દુખ થાય, તેવુ કૃત્ય સાધુ

ન કરે, અથવા એ જીવોને પોતાના હાથ પગ સયમમા રાખી વશ રાખેલી કાયાવાળો બની પોતે હિસા ન કરે, ચ શબ્દથી–ઉંચો શ્વાસ નીચો શ્વાસ ખાસી છીક, વા નીકળવો વિગેરેમા બધે મન વચન અને કાયાથી ક્રિયા કરવામા સયત બનીને ભાવ સમાધિને પાળે, (નિર્મળ મનથી કોઈને પીડા ન કરે) તથા પરનુ ન આપેનુ ન ગ્રહણ કરે, તે ત્રીજા વ્રતને સૂચવ્યુ, આ ચોરી નિષેધવાથી પરિગ્રહનો નિષેધ કર્યો, કારણ કે પરિગ્રહ કર્યા વિના સ્ત્રી વિગેરે ભોગવાતી નથી તેથી સ્રીસગ વિગેરે મૈથુનનો પણ નિષેધ કર્યો તેમ બધા વ્રત સારા પાળવાના ઉપદેશથી જૂઠનો પણ અર્થ નિષેધ કર્યો

सुयक्खाय धम्मे वितिगिच्छतिण्णे, लाढे चरे आय-
तुले पयासु ।
आयं न कुज्जा इह जीवियट्ठी, चयं न कुज्जा
सुतवस्सि भिक्खू ॥सू. ३॥

જ્ઞાનદર્શન સમાધિને આશ્રયી કહે છે, સારી રીતે કહે છે, શ્રુત ચારિત્રરૂપ ધર્મ જે સાધુએ તે સ્વાખ્યાન ધર્મા સાધુ (સત્ય વક્તા) છે, એથી જ્ઞાન સમાધિ કહી. વિશિષ્ટ (ઉચ્ચ કોટીના) જ્ઞાન સિવાય સારી રીતે ધમ કહે-

ચાનુ ન બને, અર્થાત્ ગીતાર્થ હોય તે બરોબર ધર્મ બતાવે તથા વિચિકિત્સા મનની શકા અથવા વિદ્વાનોની નિંદા તે છોડીને જે જિનેશ્વરોએ કહ્યું તે સાચુ છે, એવુ શકારહિત માનીને ચિત્તમા શકા ન લાવે, (અધીરતા ન કરે) આ દર્શન સમાધિ કહી જે કઈ પ્રાસુક (નિર્દોષ) આહાર ઉપકરણ મળે, તે વિધિએ આત્માને નિર્વાહે તે લાઢ, એવો નિર્દોષ ત્યાગી બનીને સયમ પાળે, વારવાર જન્મે તે અળપૃથ્વી વિગેરે જીવો તે પોતાના આત્મા સમાન માનીને, તેવો સાધુજ ભાવ સાધુ છે, તેજ કહ્યુ છે—

जह मम ण पिय दुक्ख जाणिय एमेव सव्वजीवाणं ।
ण हणइ ण हणावेइ य, सम मणइ तेण समणो ॥ १ ॥

જેમ મને દુખ પ્રિય નથી, એવુ બધા જીવોને જાણીને પોતે ન હણે ન હણાવે, એમ સમભાવે વર્તવાથી સમણ તે શ્રમણ કહેવાય વળી સાધુ જાણે કે મને કોઈ ધમકાવે, કે ખોટુ કલંક આવે, તો દુખ થાય છે, તેમ બીજાને પણ થાય, આ પ્રમાણે માનીને પ્રજા બધા જીવોમા સમાનભાવવાળો થાય વળી હુ અસયમ (પાપ) થી જીવનવાળો બની ઘણો કાળ જીવીશ, એવો વિચાર પણ થાય તે કર્મનુ આશ્રવ (આશા) પણ ન કરે, તથા ચય આહાર ઉપકરણ વિગેરે અથવા ધન ધાન્ય દાસ ઢોર વિગેરેનો પરિગ્રહ ભવિષ્યના સુખ માટે સારી તપસ્યા કરનારો તપથી કાયા ગાળનારો

ભિક્ષુ સચય ન કરે સારો ધર્મ કહેનાર સાધુ તૃષ્ણા કે શ્રંધા છોડીને સતોષથી વિચરે, અને પ્રજા જીવમાત્રમા પોતાના સમાન બધામા વર્તે, આ લોકમા જીવિતનો અર્થી બનીને આશ્રવ પાપ ન કરે, અને સારો તપસ્વી ભિક્ષુ ઉપાધિ સચય ન વધારે ફક્ત ખપ જેટલુ નિર્દોષ લે,

सव्विंदियाभिनिव्वुडे पयाए, चरे मुणी सव्वतो-
विप्पमुक्के ।
पासाहि पाणे य पुढो वि सत्ते, दुक्खेण अट्टे परि-
तप्पमाणे ॥सू ४ ॥

બધી ઇદ્રિયો સ્પર્શ વિગેરે છે, તેમનાથી નિવૃત્ત-વશ કરવો તે જીતેદ્રિય બને પ્ર-શેમા ? પ્રજા—સ્ત્રીઓમા (સૃષ્ટિનુ મૂળ જન્મ આપનારી સ્રી છે,) કારણ કે તેમા પાચે પ્રકારના શબ્દ (ગાયન) વિગેરે વિષયો વિદ્યમાન છે તેજ કહે છે

कलानि वाक्यानि विलासिनीनां, गतानि रम्याण्यवलोकितानि ।
रतानि चित्राणि च सुंदरीणां, रसोपि गन्धोपि च चुम्बनानि ।१।

યુવાન સુદરીઓ મનોહર વાક્યો છે (કાનને પ્રિય લાગે છે) સુદર રૂપ છે તે દેખતા આનદ આવે છે, સુદર સ્રીના સ્પર્શમા કોમળતાનો આશ્ચર્યજનક આનદ છે, શરીરમા સુદર સુગધી લગાવે તેથી નાકને આનદ આવે છે, અને

મોઢાના સુંદર દેખાવથી ચુંબન કરતા જીભને સ્વાદ આવે છે, (આ બધા કૃત્રિમ આનંદ છતાં ગમે તેવાને ભૂલાવે તેવો ખરો આનંદ દેખાય છે) આ પ્રમાણે સ્ત્રીમાં પાંચે ઇંદ્રિયોના વિષય હોવાથી તેમાં જીતેંદ્રિય થવું (તેના સહવાસથી દૂર રહેવું) તે બતાવે છે સંયમ અનુષ્ઠાનમાં સાધુ બહારથી તથા અભ્યંતરથી નિસંગ રહે, નિષ્કિંચન રહે (મમત્વ થાય તેવું કંઈપણ ન રાખે) તું એના બંધનથી સર્વથા મુક્ત થયેલો બનીને જો, જુદા જુદા પૃથ્વીકાય વિગેરેમાં સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત, તથા અપિ શબ્દથી વનસ્પતિ કાયમાં સાધારણ એક શરીરમાં અનંતા જીવો આવેલા છે તે જો

પ્રશ્ન—તે કેવા છે?

ઉત્તર—અસાતા વેદનીય દુઃખરૂપે પીડાય છે, પરવશ બનીને આઠ કર્મોથી પીડાયેલા સંસાર કડાયાના મધ્ય ભાગમાં પોતાના કરેલા કર્મ રૂપ ઇંધનવડે રીબાતા બળતા છે તે જો અથવા ખોટા ધ્યાન વડે પીડાતા ઇંદ્રિયોના વિષયોમાં આર્તધ્યાન કરતા મન વચન કાયાથી તપતા દુઃખીઆઓને જો, એમ બધે જોવાનો સંબંધ છે, (આ જોવાથી દુઃખ ઘણું સુખ અલ્પ અને તે પણ કૃત્રિમ છે તેવું વિચારતા મોહ દૂર થશે) ચોથી ગાથાનો ટુંકમાં અર્થ

(બધી ઇંદ્રિયોને વશ કરી જીવ આત્મામાં નિસ્પૃહ રહી

બધી જગ્યાએ રાગદ્વેષ રહિત થઈને વિચરે, જો કોઈ જગ્યાએ રાગદ્વેષ થાય તો તેને ઉપદેશ આપે છે કે આ બધા જીવો પોતાના કરેલા કર્મોના ફળ ભોગવતા સાધારણ એક શરીરમા અનતા જીવોને તથા મનુષ્યો પશુઓ પણ આર્તધ્યાનમા દુ ખીઆ છે, તે બધી રીતે સતાપ કરે છે, તે દરેકને જુદા જુદા જો)

एतेसु बालेय पकुव्वमाणे आवट्टती कम्मसु पावएसु।
अतिवायतो कीरती पावकम्म निउजमाणे उ करेड कम्मं ॥सू ५॥

પૂર્વે કહેલા પ્રત્યેક તથા સાધારણ વનસ્પતિમા ઉત્પન્ન થયેલા તથા દુ ખના ઉપતાપથી પીડાતા જીવો છે, તેમને બાળ-અજ્ઞાની તથા 'ચ' અવ્યયથી અજ્ઞાની નહિ એવો પણ પેલા વનસ્પતિ વિગેરે જીવોને સઘટ્ટન પરિતાપન અપદ્રાવણ વિગેરે કૃત્યોથી પાપ કર્મોને કરતો તે પાપનાં ફળ ભોગવવા તે પૃથ્વી આદિ જતુ (પ્રાણીઓ) મા અવતાર લઇ તે પોતે બીજાને પીડતો, તેમ તે બીજા જીવોથી પીડાય છે, દુ ખ ભોગવે છે, પાઠાતરમા एव तु चाले છે તેનો અર્થ-એ પ્રમાણે દૃષ્ટાત આપે છે કે જેમ ચોર કે પરસ્ત્રીલપટ પોતાના પાપોથી હાથ પગોનુ છેદાવાનુ કે વધ બધનના અહીં દુ ખ ભોગવે છે, તે પ્રમાણે બીજો કોઇ પાપ કરનારો એવા પ્રત્યક્ષ દૃષ્ટાતથી અનુમાન કરે છે કે મારે પણ દુઃખ

પ્રકર્ષે, આઉટ્ટતિ પાઠ છે.તેનો અર્થ કહે છે કે અશુભ કર્મ વિપાક (દુ:ખો) દેખીને સાભળીને જાણીને પાપકૃત્યોમાથી મુક્ત થાય છે

પ્ર—કયા પાપોથી છુટે છે?

ઉ—અતિપાત–જીવહિંસાથી–બીજા જીવને મારવાના અશુભ હેતુથી અશુભ જ્ઞાનાવરણીય વિગેરે કર્મ બાંધે છે, તથા પોતે નોકર વિગેરેને જીવહિંસા વિગેરેમા રોકીને પાપ-કર્મ કરે છે, 'તુ' અવ્યયથી જાણવુ કે જૂઠ વિગેરે બીજા પાપને કરતો કરાવતો અશુભકર્મ ભેગા કરે છે

પાચમા કાવ્યનો ટુક અર્થ—

ઉપર કહેલા જતુમા આરભ કરતો બાલ કે પ્રૌઢ માણસ પાપ કરી તેમા જન્મ લઇ દુ:ખ ભોગવે છે, જે કોઇ જીવ હિંસા કરી પોતે પાપ કર્મ કરે છે, તેમ બીજા નોકર વિગે-રેને રોકી પાપ કરી તે અશુભ કર્મ બાધે છે

आदीणवित्तीव करेतिपाव, मंताउ एगंत समाहि माहु बुध्धे समाहीय रते विवेगे, पाणातिपाता विरते-ठियप्पा ॥सू ६॥

આદીનવૃત્તિ કઈ રીતે કરૂણાવાળી વૃત્તિ (ધંધો) કૃપણ તનીપક (કગાળ ભીખારી) નો ધધો હોય, છતા પણ પાપ કરે, પાતાલમા આદીનભોજી અર્થાત દુ:ખે પેટ ભરતો હોય તો પણ પાપ કરે, કહ્યું છે કે—

पिंडोलगेव दुस्सीले णरगाओ ण मुच्चइ ॥

ટુકડા માટે ભટકનારો પણ દુરાચાર કરી નરકથી છુટતો નથી, કોઈ વખતે આગે આવાનો ટુકડો ન મળે તો મૂર્ખ હોવાથી ન આપનાર ઉપર દુર્ધ્યાન કરી તેનું બુરૂ ચીંતવી મારવા જતા અશુભધ્યાને મરી નીચે સાતમી નારકીમા પણ જાય, તેજ કહે છે—રાજગ્રહ નગરમા ઉજાણીમા વૈભાર પર્વતની ટળાટીમા ગયેલા લોકોએ એક ભીખારીને ટુકડો પણ ન આપવાથી તે ઉપર ચડીને લોકોને મારવા માટે તેણે મોટો પત્થર ગબડાવ્યો, પણ પોતાનોજ પગ ખસવાથી વચમા તે આવ્યો અને મુઓ, પત્થર અટક્યો તેથી લોકો બચી ગયા, આવી રીતે દુખથી પેટ ભરનારા માફક પાપ કરે છે, એવું જાણીને એકાંત નિર્મળ ભાવરૂપ જ્ઞાનાદિ સમાધિ છે તેને સસારથી પાર ઉતરવા માટે તીર્થંકર ગણધરો વિગેરે બતાવે છે, દ્રવ્ય સમાધિઓ તો ઇંદ્રિયોના સ્પર્શ વિગેરેનું સુખ આપે તે પણ અનિશ્ચિત અલ્પ કાળની હોય છે અતમા અવશ્ય દુખની અસમાધિ હોય છે, તેજ બતાવે છે

यद्यपि निषेव्यमाणा मनसः परितुष्टिकारका विषयाः ।
किम्पाकफलादनवद्भवन्ति पश्चादतिदुरन्ताः ॥

કોમળ ફળ રસ વિગેરેના સુખતા જે વિષયો ભોગવેલા તે મનને આનંદ આપનારા પ્રથમ થાય છે, પણ કિંપાક વૃક્ષના ફલ માફક પછવાડે ઘણું દુખ દેનારા થાય છે. આ

પ્રમાણે તત્વ સમજેલો પંડિત સાધુ જ્ઞાન વિગેરે ચાર પ્રકારની સમાધિમાં આનંદી છે, અથવા આહાર ઉપકરણ કષાય ઓછા કરીને દ્રવ્યથી તથા ભાવથી આનંદ માનનારો થાય છે, તે બતાવે છે દશ પ્રાણવાળા પ્રાણીના પ્રાણ એ, વિનાશ થાય તેનાથી દૂર એવા ઉત્તમ માર્ગોમાં રહેલ છે આત્મા જેનો અથવા કિંચિત્ શુદ્ધ આત્મ વડે લેશ્યા જેની નિર્મળ રહી છે તે સ્થિતાર્ચિ અર્થાત્ સુવિશુદ્ધ સ્થિર લેશ્યાવાળો છે (છઠા કાવ્યનો દુજો અર્થ) ભીખારી જેવી વૃત્તિવાળો પણ તૃષ્ણાથી પાપ કરે છે, એવું જાણીને ઉત્તમ પુરૂષો એકાંત સમાધિ તે જ્ઞાનદર્શન ચારિત્ર તપમાં આનંદ લેવાનું કહે છે, તેવું સમજીને પંડિત સાધુ સમાધિવાળો બની વિવેકમાં રક્ત થાય છે, અને જીવહિંસા વિગેરેથી દૂર રહેનારો સ્થિર આત્મા (મન) વાળો થાય છે

सव्व जगं तू समयाणुपेही पियमप्पियं कस्स इ णोकरेज्जा ।
अट्ठाय दीणो य पुणो विसन्नो सपूयणं चेव सिलोयकामी ॥सू ७॥

બધું ચર અચર (સ્થિર) જગતના જીવોને સમાનપણે દેખવાના આચારવાળો તે સમતાનુપ્રેમી છે, અથવા સમતાનોપરયક છે, ન કોઇનો પ્રિય ન કોઇનો દ્વેષી અર્થાત્ રાગદ્વેષ રહિત છે

नत्थि य सि कोइ निस्सो पिओव सव्वेसु चेव जीवेसु

બધા જીવોમાં તેને કોઇ દ્વેષી કે મિત્ર નથી, તેજ પ્રમાણે ચિંતવે છે કે जह मम ण पिय दुक्ख ॥ જેમ મને દુખ પ્રિય નથી વિગેરે વળી સમતા ધારી જીવ કોઈનુ પ્રિય અપ્રિય ન કરે, પણ નિસગપણે વિચરે, એ પ્રમાણે થતા સપૂર્ણ ભાવ સમાધિવાળો સાધુ થાય છે કદાચ કોઇ ભાવ-સમાધિથી દીક્ષા લઇને પરિસહ ઉપસર્ગો (કષ્ટો) થી કટાળી દીનભાવ પામીને પાછો ખેદ કરે છે, વિષય લોલુપી બને છે, અથવા કોઇ ગૃહસ્થપણુ પામે છે, રસ સાતા ગૌરવ ગૃદ્ધ અથવા માન પૂજાનો ચાહક બને છે, તેના અભાવે દીન બની પાસત્થો (ઢીલો) વિગેરે બની ખેદી થાય છે, કોઈ તે પ્રમાણે વસ્ત્ર પાત્રાદિનુ પૂજન વાછે, વળી કોઈ સ્તુતિનો ચાહક બની વ્યાકરણ ગણિત જ્યોતિષ નિમિત્ત શાસ્ત્ર ભણે (સાતમા કાવ્યનો ટુકો અર્થ) બધુ જગત તે તમામ જીવો તરફ સમતા ધારીને કોઈનુ પ્રિય અપ્રિય ન કરે, જો તે રાગદ્વેષ કરવા જાય તો અસ્થિર મન થતા પાછો દીન બનીને જગતમા સપૂજન ચાહે, તથા પોતાની પ્રશસા વાછે, અર્થાત્ આત્મસમાધિ ભૂલી મોક્ષથી પતિત થાય)

आहाकडं चेव निकाममीणे नियामचारी य विसण्णमेसी ।
इत्थीसु सत्तेय पुढोय वाले, परिग्गहं चेव पकुव्वमाणे ॥सू. ८॥

વળી સાધુને માટે બનાવેલ આધાકર્મી આહાર ઉપકરણ વિગેરેને જે નિકામ–ઘણા ચાહથી વાંછે, તે નિકામ મીણ તથા નિકામ ઘણા ચાહથી આધા કર્મી વિગેરે વસ્તુ લે અથવા તેને માટે નિમંત્રણ વાંછે, કે નિમંત્રણથીજ જાય, તેવા તે બનીને પાસત્થા એઢી કે કુશીલીયો હોય તેના જેવા પતિત ભાવને સંયમ ઉદ્યોગમાં પોતે વાંછે અર્થાત્ તે ઢીલો બની ચારિત્રથી ભ્રષ્ટ થાય અને છેવટે સંયમની ક્રિયાથી એઢી બનીને સંસાર કાદવ (ગૃહસ્થપણા) માં પાછો ખુંચે છે તથા જુવાન રૂપાળી સ્ત્રીઓમાં તે આસક્ત બનીને તેમના કોમળ ગાયનો હાસ્ય ક્રીડા કે મુખ સ્તન વિગેરે ભાગોમાં રાગી થઇને અજ્ઞાની–વિવેક રહિત બાળક માફક તે સ્ત્રીઓનું મન મનાવવા દ્રવ્ય વિના તેની કાર્યસિદ્ધિ ન થાય માટે જેવા તેવા કોઈ પણ વ્યાપાર વડે તે દ્રવ્ય સંગ્રહ કરવા પરિગ્રહ (સંચય) કરતો પાપ કર્મોને બાંધે છે—

वेराणुगिद्धे निचयं करोति, इओ चुते सइहमट्टदुग्गं।
तम्हाउ मेधावि समिक्ख धम्मं चरे मुणी सव्वउ
विप्पमुक्के ॥सू.९॥

પારગ્રહ એકઠો કરતા જેવા તેવા કર્મ વડે પરને તાપ ઉપજાવવાથી વેર બાંધે છે, તે વેર સેંકડો જન્મ સુધી સાથે જાય છે, તે વેરમાં ગૃદ્ધ (આસક્ત) અથવા આરંભસક્તો (પાઠ

છે') એટલે આરંભ-પાપરૂપ વ્યાપાર તેમા લાગેલો નિર્દય બનેલો નિર્ધન તે દ્રવ્ય સંચય કરે છે, અથવા દ્રવ્ય સંચય માટે તે પાપકર્મ બાંધે છે, આવા પાપ કર્મોથી વૈર બાંધીને અહીંથી ચવી બીજા ભવમા ગએલો ત્યા નરકની પીડાવાળા દુઃખ છે તેવા 'અથ' દુર્ગતિ દુર્ગતિના વિષમ સ્થાનોમા જાય છે, (સંસાર ભ્રમણ કરે છે) તેથી મેધા (બુદ્ધિ)વાળો સાધુ વિવેક કે મર્યાદામા રહીને સમાધિ ગુણને જાણતો શ્રુત અને ચારિત્ર એવા બે પ્રકારના ધર્મને સમજીને મુનિ (સાધુ) સર્વથા બાહ્ય અભ્યતર પરિગ્રહથી મુકત બનીને સર્વ સંયમ અનુષ્ઠાનોને મોક્ષે જવાના હેતુરૂપ માનીને સારી રીતે આરાધે, તથા સ્ત્રી તથા આરંભોથી નિસંગ બનીને નિસ્પૃહતાથી વિચરે

आयं ण कुज्जा इह जीवियट्ठी, असज्जमाणो य परिव्वएज्जा ।
णिसम्मभासीय विणीयगिद्धिं, हिंसन्नियं वा ण कहं करेज्जा ॥सू १०॥

વળી આવક તે દ્રવ્ય વિગેરેનો લાભ અથવા દ્રવ્ય મેળવવા જતા આઠ પ્રકારના કર્મનો લાભ (કર્મ બંધ) અહીં અસંયમી (ગૃહસ્થ) જીવનનો વાછક (ભોગ વાંછતો)

ન કરે, અથવા આજીવિકાના ભયથી દ્રવ્ય સચય ન કરે, છદ ण कुज्जा (પાઠ છે) છદ-ઇંદ્રિયોની પરવશતા ન વાછે, તથા પૂર્વના પુત્ર પુત્રી ઘર સ્ત્રી વિગેરેમા મોહ ન કરતો વિહાર કરે, તથા ગૃદ્ધિ-આસક્તિ-સ્વાદ છોડીને પ્રથમ વિચારીને પછી બોલે, તે બતાવે છે, હિસાયુક્ત કથાને ન કહે તેમા પોતાને તથા પરને બાધક થાય તેવુ વાકય ન બોલે, જેમકે આઓ પીઓ આનદ કરો હણો, છેદો, પ્રહાર કરો, રાધો, એવી પાપના ઉપાદાન રૂપ કથા ન કરવી

**आहाकडं वा ण णिकामएज्जा णिकामयंते य ण संथवेज्जा ।**
**धुणे उरालं अणुवेहमाणे चिच्चा ण सोयं अणवेक्खमाणे ॥सू ११॥**

વળી સાધુઓ માટે ઉદ્દેશીને બનાવેલુ આધાકર્મી ભોજન નિશ્ચયથી ન ઇચ્છે, તેવુ આધાકર્મી ભોજન ઇચ્છનારા પાસત્થાઓથી લેવુ દેવુ જોડે રહેવુ, બહુ વાતચિત કરવી, તે ન કરે, પણ ઉદારિક શરીરને મોટી તપસા વડે કૃશ બનાવે, કદાચ તપ કરતા કાયા કૃશ થાય તો શોક ન કરે, પરતુ તે માગી લાવેલા ઉપકરણ માફક માનીને તેને ન ગણકારે, અને કર્મ મેલ શરીરનો ધોઇ નાખે

एगत्तमेयं अभिपत्थएज्जा, एवं पमोक्खो न मुसंति पासं ।
एस पमोक्खो अमुसे वरेवि, अक्कोहणे सच्चरते तवस्सी ॥सू १२॥

વળી એકત્વપણાને વાછે, બીજાની સહાયતા ન વાછે, એકતાને અધ્યવસાય વિચારે, જન્મ જરા મરણ રોગ અને શોકથી આકુળ સંસારમાં પોતાના કરેલા કર્મથી દુઃખ પામતા જીવોને કોઇ આશ્રય આપનાર નથી, તે કહે છે–

एगोमे सासओ अप्पा णाण दसण सजुओ ।
सेसामे बाहिरा भावा सव्वे संयोग लक्खणा ॥१॥

મારો આત્મા એકલો શાશ્વત છે, જ્ઞાનદર્શન સંયુક્ત છે, બાકીના બધા આત્માથી બહારના પદાર્થો છે, તે કર્મના સંયોગના લક્ષણવાળા છે આવી એકપણાની ભાવના ભાવે, આ એકત્વ ભાવનાથી પ્રપંચથી મોક્ષ–છુટકારો થશે, રાગ દશા ઓછી થશે, તેમાં જરા જૂઠ નથી એવું દેખ, એજ મોક્ષનો ઉપાય છે, એજ અમૃષા સત્ય છે, તે પ્રધાન ભાવ સમાધિ છે, અથવા જે તપસ્વી છે, દેહથી તપ કરે, ક્રોધ ન કરે, માન માયા લોભ પણ તેના સંબંધી છે, તે ન કરે તેજ સાચો મોક્ષ શ્રેષ્ઠ (મુખ્ય) વસ્તુ છે.

इत्थीसु या आरय मेहुणाओ, परिग्गहं चेव अकुव्वमाणे ।
उच्चावएसु विसएसु ताई निस्संसयं भिक्खु समाहिपत्ते ॥१३॥

દેવી સ્ત્રી તિર્યંચીએ ત્રણ પ્રકારની સ્ત્રીઓમાં કુચેષ્ટારૂપ મૈથુનથી પાછો હઠ, તેજ પ્રમાણે જીવ હિંસાદિ પાપોથી પણ હઠ, તથા ધન ધાન્ય દાસ દાસી ઢોર વિગેરેનો પરિગ્રહ ન કર, તથા શ્રેષ્ટ કે હલકા વિષયોમા રાગીદ્વેષી ન થતા બીજા જીવોનો રક્ષક થા, તેવો ઉપદેશ આપવાથી પોતે ભાવ-સમાધિ પામશે, પણ તે સિવાયનો નહિ પામે, અથવા ભાવ સમાધિ પામેલો સાધુ મોટા નાના વિષયોમાં રાગી ન થાય, ન રાગદ્વેષ કરે

अरइं रइं च अभिभूय भिक्खू तणाइफासं तहसीयफासं ।
उण्हं च दंसं चऽहियासएज्जा, सुब्भिं व दुब्भिंव तितिक्खएज्जा ॥१४॥

વિષયનો આશ્રય ન લેવાથી કેવી રીતે ભાવ સમાધિ પામે, તે કહે છે, તે ભાવ ભિક્ષુ પરમાર્થ દેખનારો શરીર વિગેરેમા નિસ્પૃહ મોક્ષ જવામા તત્પર થયેલો સંયમમા અરતિ (ખેદ) અસંયમમા રતિ (હર્ષ) થાય તે ત્યાગીને

સહન કરે, તે આ પ્રમાણે નિષ્કિચનપણાથી તૃણ વિગેરેના ફરસ તથા ઉંચી નીચી જમીનમા સુતા દુખ થાય તે અરાબર સહન કરે, તેમ ઠંડ તાપ ડાસ મચ્છર ભુખ તરસ વિગેરેના પરિષહોને ડર્યા વિના કર્મની નિર્જરા થવા માટે સહન કરે, તથા સુગધ કે દુર્ગધ આવે તે સહે (હર્ષ ખેદ ન કરે) તેમજ આક્રોશ ક્રોધ કોઇ કરે તો મોક્ષાભિલાષી બનીને સહન કરે,

गुत्तो वईए य समाहिपत्तो, लेसं समाहट्टु परिव्वएज्जा।
गिहं न छाए णवि छायएज्जा, संमिस्स भावं पयहे पयासु ॥१५॥

વાણીમા કે વાણી વડે ગુપ્ત મૌન મન ધારક અથવા શુભ વિચારીને બોલે તે ભાવ સમાધિ પામેલો થાય, તથા તેજસુ પદમ શુક્લ લેશ્યાને મેળવીને અશુદ્ધ કૃષ્ણ નીલ કાપોત નામની લેશ્યા છોડીને સયમ અનુષ્ઠાનમા રહે, વળી ઘર પોતે ન છાયે, બીજા પાસે ન છવરાવે, જેમ સાધુ બીજાના ઓદેલા ઘરમા રહે, તેમ પોતે બીજાના ઘરમા રહેલ હોવાથી તેનો કઇપણ સુધારો વધારો ન કરે, બીજા પણ ગૃહસ્થના કામ ત્યાંગવાના બતાવે છે, વારવાર જન્મે તે પ્રજા, તેમનામા મિશ્રભાવ થાય તે છોડે, તેનો પરમાર્થ આ છે કે દીક્ષા લઇને રાંધવા રંધાવવાની ક્રિયા કરવાથી ગૃહસ્થ

સાથે સમિશ્ર ભાવ (રાગ દશા) થાય છે, અથવા પછી સ્ત્રીઓ તેમની સાથે મિલાપ રાખવો, તે સંપૂર્ણ સંયમાર્થી તજે

जे केइ लोगंसिउ अकिरिय आया, अन्नेणपुट्ठा धुयमादिसंति।
आरभमत्ता गढिताय लोए धम्मं ण जाणंति विमुक्ख हेउं ॥१६॥

વળી આ લોકમાં કેટલાક આત્માને અક્રિય (નિર્લેપ) માનનારા સાંખ્ય વિગેરે છે, તેઓનો માનેલો આત્મા સર્વ વ્યાપિ હોવાથી અક્રિય છે, તે કહે છે

अकर्त्ता निर्गुणो भोक्ता, आत्मा कपिलदर्शने ॥

સાંખ્ય મતમાં આત્મા આ રીતે બતાવે છે,

અકર્તા પોતે કર્તા નથી, નિર્ગુણ, સિદ્ધ જેવો ગુણ રહિત છે, ભોક્તા છતાં કર્મ ફળનો ભોગવનારો છે, આ સાંખ્ય મત કપિલ ઋષિએ કાઢેલો છે, તેમનું કહેવું છે કે આત્મા દેખાતો નથી માટે અમૂર્ત છે, નાનો મોટો થતો હોવાથી સર્વવ્યાપિ છે, તેથી પોતે અકર્તા જણાય છે, તેમના માનવા પ્રમાણે જો આત્મા અક્રિય બતાવે માને તો બંધ અને મોક્ષ કેમ ઘટે, એવું પૂછતાં તેઓ અક્રિયવાદ બતાવે છે છે છતાં પણ બંધ-મોક્ષ અને તેનો અભાવ તે બધા બતાવે છે-સ્વીકારે છે, (આત્મા અકર્તા છતાં પ્રકૃતિને

(વિકાર માને છે, તે બંધ અને પ્રકૃતિ છુટે તે મોક્ષ માને છે) વળી તે સાંખ્યના સાધુઓ પોતે રાંધે છે, રંધાવે છે, અથવા નહાવા માટે નદીમા પડે છે, તેવા પાપઆરંભમા મગ્ન (મૂઢ) થયેલા મોક્ષના સાચા હેતુ રૂપ ધર્મ તે શ્રુત ચારિત્રરૂપ તે ન જાણે, અર્થાત્ તેવા બધાએ કુમાર્ગ (મોહ દશા)ને વળગેલા ધર્મ તત્વ કે મોક્ષને ન જાણે

**पुढोय छंदा इहमाणवा उ किरियाकिरीयं च पुढोयवायं।**
**जायस्स बालस्स पकुव्व देहं, पवड्ढती वेरमसंजतस्स**
**॥१७॥**

પૃથક્ છંદ તે જુદા જુદા અભિપ્રાયવાળા આહીં મનુષ્યો છે, તે મનુષ્યો નિશ્ચયથી જુદાજુદા અભિપ્રાયો (વિચાર મતવ્ય) તે ક્રિયા અક્રિયા વાદને માની બેઠેલા છે, બતાવે છે કે ક્રિયાવાદી કહે છે

क्रियैव फलदा पुंसा, न ज्ञान फलदं मत ।
यत स्त्रीभक्ष्यभोगज्ञो न ज्ञानात्सुखितो भवेत् ॥१॥

ક્રિયા ને જ્ઞાન કરતા વધારે માનનારો કહે છે કે માણસને ક્રિયા, (ઉદ્યમ)જ કામની છે, પણ જ્ઞાન ફળ દેનાર નથી, કારણ કે સ્ત્રી કે ખાવાનુ કે ભોગ જાણનારો તે જાણવા માત્રથી સુખી થતો નથી—

આ પ્રમાણે ક્રિયાવાદી ક્રિયાનેજ ફળદાયી માની જ્ઞાન ઉપર

લક્ષન આપે, એથી ઉલટા અક્રિયવાદી જ્ઞાનનેજ પુષ્ટિ આપે ધર્મ ક્રિયા બરોબર ન કરે, એનો ઉત્તર આગળ ટુકડા કહેશે અહીં પરમાર્થ આ છે કે તેઓ જુદાજુદા અભિપ્રાયના માણુસો આરભમા સક્ત ઇદ્રિયોને વશ થયેલા રસ સાતા (સુખ) ગૌરવ (માન)ના અભિલાષીઓ જે કરે છે તે કહે છે, નવા જન્મેલા અવિવેકી બાળકને જેમ (ભૂખી કુતરીઓ) ટુકડા કરીને ખાઇને આનદ માને છે, તેમ પરને પીડા કારક ક્રિયા કરીને અસયતિ (પતિત) સાધુ પાપથી ન છુટવાથી પરસ્પર વૈર વધારે છે, અથવા—

जायरस बालस्स पगब्भणाए–પાઠ છે, તેનો અર્થ કહે છે અથવા બાલકને જેમ હિસાવાદમાં ધૃષ્ટતા થાય છે, (પાપ કરતા અજ્ઞાન ડરતો નથી) તેથી પરસ્પર વૈર વધે છે,

आउक्खयं चेव अबुज्झमाणे, ममातिसे साहस-
कारि मदे ।
अहोय राओ परितप्पमाणे, अट्टेसु मूढे अजरामरेव्व
॥१८॥

આયુ (આઉખુ) તેનો ક્ષય ઓછુ થવુ તે આયુ ક્ષયને આરભમા રક્ત થયલો જાણતો નથી, જેમ પાણીનો કુડ ફાટ પડતા પાણી વહી જાય તે સાછવુ ન જાણે, પછી પકડાઇ જતા પસ્તાય તેમ આ સસારી મૂર્ખ જીવ આ

મારૂ છે મારૂ છે હુ એનો સ્વામી છુ એમ માનીને સાહસ મૂર્ખાઈ કરે તે સાહસકારી વાણીયાનો દૃષ્ટાન્ત કહે છે, તેણે પરદેશથી ધન કમાઈ આવીને રત્નોને લઈને રાજદાણ ન લે તેમ ચોર ન ચોરે પીતરાઈ ભાગ ન માગે એ સારૂ ઉજ્જેણી નગરીની બહાર પડયો રહ્યો, અને વિચાર્યું કે વખત જોઈને રાતે ગમે તેમ પેસી જઈશ પણ વિચારમા ને વિચારમા રાત પુરી થઈ ત્યા સુધી પણ ન પેઠો, તેથી સવારમા પેમતા દાણચોરી કરવાનુ સાહસ કરતા તેની લુચ્ચાઈનો બદલો વાળવા બધા એ રત્ન રાજપુરૂષોએ પડાવી લીધા, તેમ આ સસારમા બીજો કોઈપણ માણસ શુ કરવુ, શુ કરવું એમ આકુળ થયેલો આયુક્ષય થાય તે ન જાણતો પરિગ્રહ અને આરભમા રક્ત થઈને સાહસકારી (મહા પાપી) થાય, તથા કામ ભોગમા રક્ત બનીને દહાડો રાત દ્રવ્ય મેળવવા ચિંતામા પડેલો 'મમ્મણ શેઠ' માફક આર્તધ્યાન કરીને કાયા વડે હાય હાય કરે (માંથા કે છાતી પણ દુખથી કુટે) તે કહે છે

अजरामरवद् बालः क्लिश्यते धनकाम्यया ।
शाश्वत जीवित चैव, मन्यमानो धनानि च ॥ ९ ॥

બાલ-અજ્ઞાન અવિવેકી ધનની વાછાથી દુખ પામે છે, તે જીવિત અને ધનને શાશ્વત (નિરતર રહેનાર) માને છે, તેવી રીતે આર્તધ્યાનમા પડેલો વિચારે છે કે—

कइया वुच्चइ सत्थो किं भंड कत्थ कित्तिया भूमि।
आ वेपारीनो साथ क्यारे उपडशे, शुं वासणो के माल भर्यो छे, अने केटले दूर जवु छे

खक्खणइ खणइ णिहणइ रत्तिं न सुयइ दियावि य ससंको ॥
उंचे पहाड विगेरे खोदावे जमीननी खाणु खोदावे जीव हिंसा करे, रातना सुखेन सुए, दिवसे पण भयनी शंकाथी शोकातुर होय, आ प्रमाणे चित्तनी पीडाथी, मूढ बनेलो अजर अमर वाणीया माफक सांधु पण शुभ अध्यवसायना अभावे दहाडो गत आरंभमा प्रवर्ते छे.

जहाहि वित्तं पसवोय सव्व, जेय बंधवा जेय पिया य मित्ता।
लालप्पतीसेऽवि य एइ मोहं, अन्नेजणा तं सि हरंति वित्तं ॥१९॥

वळी उपदेश आपे छे के, वित्त-धन तथा पशुओ गाय भेस बळद विगेरे सर्वेने छोडे, तेमा ममत्व न करे, जे पूर्वना माता पिता के-पछी थयेला सगा सासु-ससरो होय, तथा प्रियमित्र, जे बाळपणथी साथे खेलनारा होय, ते बधाओ परमार्थथी कंइ पण करता नथी, अने पोते पण धन पशु बांधव मित्रनो अर्थी, फरीफरी बोले छे के मा! हे बाप आ प्रमाणे शोकमां आकुळ थई रहे छे,

અને તે મળવાથી મોક્ષ પામે છે, 'કંડરીક જેવા' રૂપવાન, મંમણ શેઠ માફક ધનવાન, તિલક શેઠ માફક ધાન્યવાળો, છતાં પણ ઘણા કલેશથી મેળવેલું ધન તેના જીવના મુઆ પછી બીજા લઈ લે છે,

सीहं जहा खुड्डमिगा चरंता, दूरे चरंती परिसंकमाणा।
एवं तु मेहावि समिक्ख धम्मं दूरेण पावं परिवज्जएज्जा ॥२०॥

તપ તથા ચારિત્ર પાળવાનો ઉપાય બતાવે છે, જેમ નાના મૃગ વિગેરે ક્ષુદ્ર પશુઓ જંગલમાં ફરતા ચારે બાજુએ શંકાથી જુએ છે કે, શીકાર કરનારા સિંહ વાઘ કે, બીજા મારનારથી પોતે બચી જાય તેવી રીતે સંભાળથી ચરે છે, તેમ મેધાવી મર્યાદામાં રહી સારી રીતે ધર્મ સમજીને મન વચન કાયાથી અશુભ કાર્ય છોડીને સંયમમાં રહી તપ કરે, અથવા જેમ સિંહના ભયથી મૃગ જેમ દૂર રહે તેમ સાધુ પોતે પાપના સાવદ્ય અનુષ્ઠાન દૂરથી છોડે, નિર્મળ ચારિત્ર પાળે.

संबुज्झमाणे उ णरे मतीमं, पावाउ अप्पाण निवट्टएज्जा।
हिंसप्पसूयाइं दुहाइ मत्ता, वेराणुबंधीणि महब्भयाणि ॥२१॥

મનન કરવું, વિચારવું તે મત તે જેને સારી મતિ

હોય તે મતિમાન (અહીં માન શબ્દ પ્રશંસાના અર્થે છે) તે બુદ્ધિવાન પુરૂષ સારી મતિના લીધે મોક્ષાભિલાષી તે મુમુક્ષુ હોય, તે સમ્યક્શ્રુત અને ચારિત્રરૂપ ધર્મ કે ભાવ સમાધિને સમજીને બુઝેલો તે શાસ્ત્રમાં બતાવેલ સંયમ અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરે, અને પાપ કૃતિઓથી આત્માને છોડાવે, તે બતાવે છે, હિંસા જૂઠ ચોરી વિગેરેથી આત્માને દૂર રાખે, નિદાન (મૂળ) કાઢવાથી નિદાની (ફણગા) આપોઆપ નીકળી જાય તેમ બધા કર્મને ક્ષય કરવા ઇચ્છતો સાધુ પ્રથમથીજ આશ્રવ દ્વારો રોકે, આમ કહેવાનો હેતુ છે, વળી હિંસાથી થતાં દુઃખો તે અશુભ કર્મ બંધાવાથી નરક વિગેરેમાં ભોગવવા પડે છે તથા બીજા સાથે વેર બંધાતાં સેંકડો કે હજારો ભવે પરસ્પર ન છુટે તેવા બંધાય છે, તેથીજ પરસ્પર મોટો ભય એક બીજાને થાય છે, એવું સમજીને હિંસા વિગેરે પાપો છોડે, અથવા निव्वाण भूए व परिव्वएज्जा પાઠ છે

તેનો અર્થ—અથવા લડાઇથી નિવૃત્ત થયેલો કોઇનો ઘાત ન કરે તેમ સાધુ પણ સંસારથી નિવૃત્ત થયેલો કોઈની પણ ઘાત થાય તેવું એક પણ કૃત્ય ન કરે

मूसं न बूया मुणि अत्तगामी, निव्वाणमेयं कसिणं समाहिं ।
सयं न कुज्जा न य कारवेज्जा करंतमन्नंपि य णाणुजाणे ॥२२॥

તથા આપ્ત-મોક્ષ માર્ગ તેમા જનારો અથવા આત્મ હિત ગામી અથવા આપ્ત તે પ્રક્ષીણ દોષવાળા, સર્વજ્ઞ કેવળી ભગવાન તેણે કહેલા માર્ગે ચાલનારો મુનિ મૃષા તે જુઠ, ખોટુ ન બોલે, તેમ પરના પ્રાણ હરનારૂ સાચુ પણ ન બોલે, આવુ જૂઠ ત્યાગવુ તે કૃત્સ્ન સપૂર્ણ ભાવ સમાધિ, નિર્વાણ મોક્ષ કહેલ છે, સસારમા સમાધિ (આનદ) તે નહાણ ખાવુ વિગેરે છે, અથવા શબ્દ (મીઠા સ્વર) વિગેરેથી થાય તે છે, પણ આ સમાધિ અનેકાત (અનિશ્ચિત) અને અનત નથી, થોડા કાળની છે, તથા-દુખને દૂર કરવામાં અસપૂર્ણ છે, તેથી જુઠ બોલવાનો કે બીજા વ્રતોનો અતિ ચાર (દોષ) પોતે ન લગાડે, ન બીજા પાસે તેવો દોષ લગડાવે, અથવા દોષ કોઇ લગાડે તેની અનુમોદના ન કરે, (અર્થાત્ મન વચન કાયાથી સાચુ અને હિતકારી બોલે)

सुद्धे सिया जाए न दूसएज्जा, अमुच्छिए ण य अज्झोववन्ने ।
धितिम विमुक्के णयपूयणट्ठी न सिलोयगामी य परिव्वएज्जा ॥२३॥

મૂળ ગુણ કહીને હવે ઉત્તર ગુણો કહે છે ઉદ્ગમ અને ઉત્પાદના જે ૩૨ દોષ છે એના ભેગાં ૧૦ છે તે કુલ

હોય તે મતિમાન (અહીં માન શબ્દ પ્રશંસાના અર્થે છે) તે બુદ્ધિવાન પુરૂષ સારી મતિના લીધે મોક્ષાભિલાષી તે મુમુક્ષુ હોય, તે સમ્યક્‌શ્રુત અને ચારિત્રરૂપ ધર્મ કે ભાવ સમાધિને સમજીને બુઝેલો તે શાસ્ત્રમાં બતાવેલ સંયમ અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરે, અને પાપ કૃતિઓથી આત્માને છોડાવે, તે બતાવે છે, હિંસા જૂઠ ચોરી વિગેરેથી આત્માને દૂર રાખે, નિદાન (મૂળ) કાઢવાથો નિદાની (ફણગા) આપોઆપ નીકળી જાય તેમ બધા કર્મને ક્ષય કરવા ઇચ્છતો સાધુ પ્રથમથીજ આશ્રવ દ્વારો રોકે, આમ કહેવાનો હેતુ છે, વળી હિંસાથી થતા દુઃખો તે અશુભ કર્મ બંધાવાથી નરક વિગેરેમાં ભોગવવા પડે છે તથા બીજા સાથે વૈર બંધાતા સેંકડો કે હજારો ભવે પરસ્પર ન છુટે તેવા બંધાય છે, તેથીજ પરસ્પર મોટો ભય એક બીજાને થાય છે, એવું સમજીને હિંસા વિગેરે પાપો છોડે, અથવા निव्वाण भूए व परिव्वएज्जा પાઠ છે

તેનો અર્થ—અથવા લડાઇથી નિવૃત્ત થયેલો કોઈનો ઘાત ન કરે તેમ સાધુ પણ સંસારથી નિવૃત્ત થયેલો કોઈની પણ ઘાત થાય તેવું એક પણ કૃત્ય ન કરે

**मूसं न बूया मुणि अत्तगामी, निव्वाणमेयं कसिणं समाहिं।**
**सय न कुज्जा न य कारवेज्जा करंतमन्नंपि य णाणुजाणे ॥२२॥**

તથા આપ્ત-મોક્ષ માર્ગ તેમા જનારો અથવા આત્મ હિત ગામી અથવા આપ્ત તે પ્રક્ષીણ દોષવાળા સર્વજ્ઞ કેવળી ભગવાન તેણે કહેલા માર્ગે ચાલનારો મુનિ મૃષા તે જુઠ, ખોટુ ન બોલે, તેમ પરના પ્રાણ હરનારૂ સાચુ પણ ન બોલે, આવુ જુઠ ત્યાગવુ તે કૃત્સન સપૂર્ણ ભાવ સમાધિ, નિર્વાણ મોક્ષ કહેલ છે, સસારમા સમાધિ (આનદ) તે નહાવુ ખાવુ વિગેરે છે, અથવા શબ્દ (મીઠા સ્વર) વિગેરેથી થાય તે છે, પણ આ સમાધિ અનેકાત (અનિશ્ચિત) અને અનત નથી થોડા કાળની છે, તથા-દુખને દૂર કરવામાં અસપૂર્ણ છે, તેથી જુઠ બોલવાનો કે બીજા વ્રતોનો અતિ ચાર (દોષ) પોતે ન લગાડે, ન બીજા પાસે તેવો દોષ લગડાવે, અથવા દોષ કોઇ લગાડે તેની અનુમોદના ન કરે, (અર્થાત્ મન વચન કાયાથી સાચુ અને હિતકારી બોલે)

सुद्धे मिया जाए न दूसएज्जा, अमुच्छिए ण य अज्झोववन्ने ।
धितिम विमुक्के णयपूयणट्ठी न सिलोयगामी य परिव्वएज्जा ॥२३॥

મૂળ ગુણ કહીને હવે ઉત્તર ગુણો કહે છે. ઉદ્દમ અને ઉત્પાદના જે ૩૨ દોષ છે એના ભેગા ૧૦ છે તે કુલ

૪૨ દોષથી રહિત નિર્દોષ આહાર વિગેરે મળતા સાધુ રાગદ્વેષ કરીને ચારિત્રને દોષ ન લગાડે તે કહે છે

बायालीसेसण सङ्कडमि गहणंमि न हु छलिओ ।
इण्हिं जह न छलिज्जसि भुञ्जतो रागदोसेहिं ॥१॥

હે, જીવ! પૂર્વે ગોચરી વિગેરે તેના ૪૨ દોષ ટાળતા મોહ રૂપ વેઠ્યુ, છે, તો હવે તે આહારને વાપરતા રાગ દ્વેષથી ન ફસાશ, (રાગ દ્વેષ ન કરીશ) તેમાં પણ રાગ વધારે થાય તે બતાવે છે મેં ધુ જાણીને કોઈ ઉત્તમ આહાર આપે, તો તેમાં આસક્તિ કર્યા વિના વાપરે, ફરી તેવો ન મળે તો પણ તેની આકાંક્ષા ન કરે, ફક્ત શરીર વડે સંયમ પાળવા માટેજ આહાર વાપરે, શાસ્ત્ર ભણીને પંડિત થયા હોય તેવાને પણ ઉત્તમ આહાર મળતાં આસક્તિ થાય તેથીજ અમૂર્છિત તથા અનધ્યુપપન્ન (મધ્યસ્થ) એ બે વિશેષણ કહ્યા છે કહ્યું છે કે [illegible]

भुत्तभोगो पुराजोवि गीयत्थो विय भाविओ ।
सन्ते माहारमाईसु सोवि खिप्पं तु खुब्भइ ॥१॥

પૂર્વે ઘણીવાર ભોગ ભોગવ્યા હોય, શાસ્ત્ર ભણી ગીતાર્થ થયો હોય, આત્માને ભાવનારો હોય છતા પણ ઉત્તમ આહાર વિગેરે પ્રાપ્ત થતા તે પણ જલદીથી આકાંક્ષક થાય, તથા સંયમમાં ધૈર્ય રાખે તે ધીરજવાન તે બાહ્ય અભ્યંતર

ગ્રથ (પરિગ્રહ) થી મુકત હોય, તથા વસ્ત્ર પાત્ર વિગેરે બહુમાનથી બોલાવી આપે તે પુજનનો અર્થ અભિલાષ જેને હોય તે પુજનાર્થી ન થાય, (સારા મળતા અહકાર ન કરે) તેજ પ્રમાણે શ્લોક (સ્તુતિ) કીર્તિ તેનો અભિલાષી ન થાય, કીર્ત્તિ માટે સયમ ન પાળે, (મોક્ષની ક્રિયા કરતા ન પ્રશસે તો તે સયમને ન મુકી દે)

निक्खम्म गेहाउ निरावकखी, काय विउसेज्जनियाण-
छिन्ने ।
णाजीविय णो मरणाभिकखी चरेज्ज भिक्खू वलया-
विमुक्के ॥२४॥

સમાધિ અધ્યયનનો સાર કહે છે, ઘરથી નીકળી સાધુ અનીને-જીવિતમા પણ આકાક્ષા ન રાખે, કાયા શરીરનો મોહ છોડીને દવા કરાવ્યા વિના નિદાનને છેદનારો બને, નિયાણુ ન કરે, તેમ ભિક્ષુ (સાધુ) જીવિત કે મરણને ન વાછે, વલય ને ઉપસંસારવલય અથવા કર્મ-બધનથી મુકત થઈ સયમ અનુષ્ઠાનમા ચરે નિર્મળ સયમ પાળે —



# અગ્યારમું શ્રી માર્ગ અધ્યયન

દશમુ કહીને અગ્યારમુ કહે છે, તેનો આ સબધ છે ગયા અધ્યયનમા સમાધિ બતાવી, તે જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ રૂપ છે, અને ભાવ માર્ગ પણ તેજ છે, તે માર્ગ આ અધ્યયન વડે બતાવે છે, આ સબધે આવેલા આ અધ્યયનના ઉપક્રમ વિગેરે ચાર અનુયોગ દ્વારોને બતાવવા જોઇએ, તેમા પ્રથમ ઉપક્રમમા રહેલો અર્થાધિકાર તે વિષય આ છે, પ્રશસ્ત જ્ઞાનાદિ ભાવમાર્ગને આદરવો, તે અહીં કહેવાનુ છે નામ નિષ્પન્ન નિક્ષેપામા માગ એ આ અધ્યનનનું નામ છે, તેનો નિક્ષેપો નિર્યુક્તિકાર કહે છે

णामठवणा दविए खेत्तेकाले तहेव भावे य ।

एसो खलु मग्गस्स य णिक्खेवो छव्विहो होइ ॥१०७॥

નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર અને કાળ એવા છ ભેદે માર્ગનો નિક્ષેપો થાય છે તેમા નામ સ્થાપના સુગમ છોડીને જ્ઞશરીર ભવ્ય શરીરથી જુદો દ્રવ્ય માર્ગ બતાવે છે

फलगलय दोलणविल्त रज्जुदवण विलपास मग्गे य ।

खीलगअय पक्खिवहे छत्त जलाकासदव्वमि ॥१०८॥

ફલક તે પાટીયા તેના વડે માર્ગ કરે, અથવા જ્યા કાદવ હોય કે પાણી નીચે વહેતું હોય ત્યા પડી જવાના ભયથી પાટીયા મુકીને રસ્તો કરે, તેમ જ્યા લતાવેલાઓ

લટકતા હોય તેના આધારે જવાય, અંદોલન તે હિંચકો ખાઇને દુર્ગ-ઉંચી જગ્યા ઓળંગે, વેત્ર નેતર જેવી હોય તેના આધારે પાણી વિગેરેમાંથી જવાય, જેમ ચારૂદત્ત વેત્ર લતાના આધારે વેત્ર નદી ઉતરીને સામે કિનારે ગયો

રજ્જુ માર્ગ તે જાડા દોરડાથી મોટા કિલ્લાને ઓળંગે, દવન, તેયાન, વાહન તેના વડે માર્ગ ઉલંઘે (જેમ નાવડાથી કાચો પુલ બાંધી તેના ઉપરથી જવાયતે) બીલ માર્ગ તે દર કે ગુફા ખોદેલી હોય તેમાંથી નીકળીને જવાય, (જેમ નાશકના કે પુનાના રસ્તે પહાડ કોતરી રેલવેનો રસ્તો કાઢયો છે) પાશ માર્ગ-તે વાઘરી વિગેરે પક્ષીઓને ફસાવવા જાળ ગોઠવે છે, કીલક માર્ગ તે ઘણી રેતીના રસ્ને મારવાડ (જેસલમેર) વિગેરેના રસ્તે ખીલા (ખુંટી)ઓ ઘાલી તેના અનુસારે જવાય તે, અજ માર્ગ તે બકરાના ચામડાની ખોળમાં ભરાઇ તેને શીવી તેને ભારંડ વિગેરે પક્ષી ઉંચકીને બીજા દેશમાં પહોંચાડે, જેમ ચારૂદત્ત સુવર્ણ ભૂમિમાં ગયો, પક્ષી માર્ગ તે ભારંડ વિગેરે પક્ષીની પાંખમાં ભરાઇને બીજા દેશમાં જવાય, છત્રમાર્ગો જ્યાં અતિ તાપથી છત્ર વિના જવાય નહિ તે, જલમાર્ગ-તે નાવ વિગેરે વડે જવાય છે, આકાશમાર્ગ તે વિદ્યાધરો વિગેરેના વિમાનોનો છે, આ બધા માર્ગોમાં બાહ્ય વસ્તુ-દ્રવ્ય મુખ્ય હોવાથી તે દ્રવ્ય માર્ગ જાણવો.

खेत्तंमि जम्मिखेत्ते काले कालो जहिं हवइजोइ ।
भावमिहोत्ति दुविहो पसत्थ तह अप्पसत्थो य ॥१०९॥

ક્ષેત્રમાર્ગનો વિચાર કરતા, જે ક્ષેત્ર ગામ નગર વિગેરેમાં કે, કોઈ પ્રદેશમા કે ચોખા વિગેરેના ખેતરમા થઈને, જે માર્ગ નીકળે તે ક્ષેત્રમાર્ગ, અથવા જે ક્ષેત્રમા માર્ગનુ વર્ણન કરાય, તે ક્ષેત્રમાર્ગ, આ પ્રમાણે, કાળ માર્ગમા પણ સમજવું, હવે ભાવમાર્ગને વિચારતાં બે પ્રકારનો માર્ગ છે, પ્રશસ્ત અપ્રશસ્ત-તેના પેટા ભેદો બતાવે છે.

दुविहम्मि तिगभेदो णेओ तस्स (उ) विणिच्छओदुविहो ।
सुगति फल दुगति फलो पगय सुगति-फलेणित्थ ॥११०॥

તે દરેકના ત્રણભેદ છે, અપ્રશસ્તમા મિથ્યાત્વ અવિરતિ અને અજ્ઞાન એવા ત્રણ ભેદ છે, પ્રશસ્તમા સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ ત્રણ ભેદો છે, આ પ્રશસ્ત અને અપ્રશસ્ત બને ભાવ માર્ગનો નિશ્ચય-નિર્ણય-ફલ વિચારવુ, તે કહે છે, પ્રશસ્ત માર્ગ સુગતિ આપે છે, અને અપ્રશસ્ત માર્ગ દુર્ગતિ આપે છે આપણે તો ફક્ત પ્રશસ્ત માર્ગનુ પ્રયોજન છે, કે જે સુગતિનુ ફલ આપે છે, તેમા પ્રથમ અપ્રશસ્ત દુર્ગતિ ફળવાળો માર્ગ બતાવે છે, તે માર્ગના ઉપદેશક બતાવે છે —

दुग्गइ फलवादीण तिन्नितिसट्ठा सुगइवादीणं ।
खेमेय खेमरूवे चउक्कगं मग्गमादीसु ॥ १११ ॥

દુર્ગતિ ફળવાળા માર્ગ બતાવનારાઓના ૩૬૩, ભેદો થાય છે

તેમનુ 'દુર્ગતિ ફળવાળા માર્ગનું બતાવવું આ રીતે' છે તેઓ મિથ્યાત્વથી હણાયલી દૃષ્ટિ (કુશ્રદ્ધા) થી વિપરીત જીવાદિ તત્વ માને છે, તેમની ગણત્રી આ પ્રમાણે જાણવી

असिसय किरियाण अक्किरिय वाईण होइ चुलसीइ।
अण्णाणि य सत्तट्ठी वेणइयाणं च वत्तीस ॥ १ ॥

૧૮૦ કિયાવાદીના ૮૪ અક્રિયાવાદીના અજ્ઞાનીના ૬૭ અને વિનયવાદીના ૩૨ કુલ ૩૬૩ તેમનુ સ્વરૂપ સમવસરણ અધ્યયનમા કહીશુ, હવે માર્ગના ભાગો બતાવી કહે છે

(૧) ક્ષેમમાર્ગ તે ચોર સિંહવાઘ વિગેરેના ઉપદ્રવ રહિત, તેમ ક્ષેમરૂપ તે સમભૂમિ તથા માર્ગમા છાયા પુલફળવાળા ઝાડો, વાળો, તથા રસ્તે પાણીના સ્થાન મળે, (૨) ક્ષેમ તે ચોર વિગેરેથી રહિત પણ અક્ષેમ-રૂપ-તે માર્ગમા સેકડો પથરાના ટુકડા પડેલા તથા પહાડ નદી કાંટા ખાડા એવા સેકડો વિઘ્ન હોય, તેવો તે વિષમ, રસ્તે જવુ મુશ્કેલ પડે (૩) અક્ષેમ તે માર્ગમા ચોર વિગેરેનો ભય ઘણો છે, પણ ક્ષેમરૂપ-એટલે સમભૂમિવાળો પથરાના ટુકડા વિગેરેના વિઘ્ન નથી, (૪) અક્ષેમ-તે ચોર વિગેરે છે અને અક્ષેમ રૂપ તે રસ્તામા પથરા વિગેરે પણ ઘણા છે, એવી રીતે ભાવમાર્ગમા પણ વિચારવુ, જ્ઞાનાદિયુક્ત દ્રવ્યલિંગ (સાધુ વેષ) સહિત

૮

તે સાધુ ક્ષેમ અને ક્ષેમરૂપ પહેલા ભાગમા જાણવો, (૨) બીજામા જ્ઞાનાદિ ગુણયુક્ત પણ કારણે સાધુ વેષ મુકેલા તે ક્ષેમ અક્ષેમ રૂપ, (૩) નિન્હવ (૪) ગૃહસ્થો અથવા પરતીર્થિક-આ પ્રમાણે ચારભાગા માર્ગમા પણ સમજવા, સમાધિ વિગેરેમા પણ આદિ શબ્દથી જાણવા, હવે સમ્યકત્વ અને મિથ્યા માર્ગનુ સ્વરૂપ બતાવે છે

सम्मप्पणिओ मग्गो णाणे तह दसणे चरित्ते य ।
चरग परिव्वायादी चिण्णो मिच्छत्त मग्गो उ ॥११२॥

સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર આ ત્રણ ભેદવાળો માર્ગ સમ્યગ્દષ્ટિ-તીર્થંકર ગણધર વિગેરેએ કહ્યો છે, અથવા સમ્યગ તે યથા અવસ્થિત વસ્તુતત્વ બતાવવાથી તે સાચો માર્ગ કહ્યો છે, અને આદર્યો પણ છે, પર તે જૈન સિવાયના ચરક પરિવ્રાજક વિગેરેના કહેલો કે આદરેલા માર્ગ મિથ્યા સ્વમ ર્ગ અપ્રશસ્ત માગ છે, તુ શબ્દથી જાણવુ કે તે માર્ગે ચાલે તો દુર્ગતિનુ બધન થાય છે, તેવુ સૂચવે છે, વળી પાસત્થા વિગેરે પણ તેવા જાણવા

इड्ढि रस सायगुरु या उज्जीव निकाय गाय निरयाय।
जे उवदिसति मग्ग कुमग्ग मग्गसिता ते उ॥११३॥

તેમનુ કુમાર્ગ પણ બતાવે છે, જૈન હોય કે જૈનેતર સાધુ હોય તે બધામા જેમને ધર્મ ફરસ્યો નથી તેવા

શીતળ વિહારી (કલ્પ પ્રમાણે વિહાર ન કરતા પડી રહે-લાઓ પૈસા વિગેરે મથરી સુખ ભોગવીને અહંકારી બનેલા ભારે કર્મી જીવો આધા કર્માદિ ખાઈને છ જીવનિકાયને હણવામા રક્ત થયેલા છે, તેઓ બીજાને પણ તેવોજ માર્ગ બનાવે છે, અને કહે છે કે હાલના સમયમાં શરીર છે તે ધર્મનું સાધન છે અને કાળ તથા સઘયણ વિગેરે નબળાં હોવાથી આધા કર્માદિ આહાર ખાવો દોષ માટે નથી, આવુ બોલવાથી પાસત્થા જૈન સાધુ પણ પાપના ભાગી કુમાર્ગી જાણવા, જો જૈન સાધુ પણ પાપના ભાગી છે, તો અન્ય રાધીને ખાનારા કેમ પાપ ભાગી ન થાય, હવે પ્રથમમા બતાવેલ સાચો સાધુ માર્ગ બતાવે છે

तव सजमप्पहाणा गुणधारी जे वयति सब्भाव ।

सव्वजग जीवहिय तमाहु सम्मप्पणीयमिण ॥ ११४ ॥

બાહ્ય અને આભ્યતર એ પ્રકારનો બાર ભેદવાળો તપ તથા સત્તરભેદનો સયમ જેમા પાચ આશ્રવ વિરમણ-જીવહિસા વિગેરેનો ત્યાગ એ બને (તપ સયમ) થી પ્રધાન તથા અઢારહજાર શીલના ભેદ પાળનારા ગુણવત સાધુઓ જીવાદિ નવ તત્વનો સાચો ભાવ બતાવે છે, તે માર્ગ કેવો છે ? ઉ-બધા જગતમા જે જીવો છે તેને હિત કરનાર-પથ્ય તેનુ રક્ષણ કરનાર તેનો ઉપદેશ આપનારા છે તેજ સમ્યગ્ માર્ગને જાણનારા છે, અને સારી રીતે બીજાને સમજાવનારા છે

पथो मग्गो णाओ विही धिती सुगतीहिय (तह) सुद्ध चं ।
पत्थ सेय णिव्बुई णिव्वाण सिवकरं चेवं ॥ ११८ ॥

હવે સાચા માર્ગના એક અર્થવાળા શબ્દો બતાવે છે–
મોક્ષ દેશ (મુક્તિ સ્થાન) મા પહોચાડે માટે તેને પંથ કહે
છે, તે અહીં ભાવમાર્ગમા સમ્યક્ત્વ પ્રાપ્તિ રૂપ જાણવો તથા
માર્ગ-પ્રથમ જે રસ્તો હતો તેનાથી વધારે નિર્મળ આત્મા
થાય તેવો આ માર્ગ છે, તે સાચા માર્ગનું જ્ઞાન થાય તે
જાણવો, તથા ન્યાય-નિશ્ચયથી લઇ જવુ એટલે સિદ્ધિ
સ્થાનમા લઈ જાય છે, તે અહીં નિર્મળ ચારિત્રનુ પાળવુ
જાણવુ સાચા પુરૂષોનો આ ન્યાય છે કે સમ્યગ્ દર્શન જ્ઞાન
પ્રાપ્ત થાય તે, આ ન્યાય છે, કે તેમણે ચારિત્ર લેવું

અહીં ન્યાયને ચારિત્ર કહ્યુ છે, (૪) વિધિ-ક્રિયા કરવી,
અર્થાત્ સમ્યગ્ જ્ઞાનદર્શનની સાથે પ્રાપ્તિ, (૫) ધૃતિ-ધૈર્ય-
સમ્યગ દર્શન પ્રાપ્ત થતા ચારિત્ર પ્રાપ્તિ થઇ પણ માષ
તુષ મુનિ માફક વિશિષ્ટ જ્ઞાન ન થવાથી ધૈર્ય રાખ્યુ (તો
અંતે કેવળજ્ઞાન થયુ સભળાય છે) (૬) સુગતિ શોભન
(સારી) ગતિ-એટલે આ જ્ઞાન તથા ચારિત્રથી મોક્ષ મળે
છે, જ્ઞાનક્રિયા વડે મોક્ષ એ સૂત્ર છે અહીં સુગતિમા જ્ઞાન
તથા ચારિત્ર લીધા, દર્શન તે જ્ઞાનની અંદર સમાયેલુ જાણવુ,
(૭) હિત-પરમાર્થથી વિચારતા જેનાથી મોક્ષ મળે તેજ
હિત છે, તેમા સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર એ ત્રણે સમજવા,

અહીં સંપૂર્ણ સમ્યગ દર્શન વિગેરેથી, મોક્ષમાગ છે, તેના પણ છુટા તથા ભેગાનુ વર્ણન કરવુ, તે પ્રધાનપણુ બતાવવા માટે કહ્યુ તેમા દોષ નથી, (૮) શુભ–આ સુખનો હેતુ છે, ઉપશમ શ્રેણિમા અપૂર્વ કરણ અનિવૃત્તિ બાદર અને સૂક્ષ્મ સંપરાય એવાં ત્રણ ગુણ સ્થાન ૮-૯-૧૦ ગુણસ્થાનમા ક્રોધ વિગેરે પાતળા પડવાથી સુખ શાંતિ આત્મામા અનુભવાય છે, (૯) પથ્ય મોક્ષ માર્ગમા લિન કરનારૂ પથ્ય છે, ક્ષપક શ્રેણિમા ૮-૯-૧૦ ગુણ સ્થાનો જાણવા–એ ત્રણ ગુણ સ્થાનોમા ક્રોધ વિગેરે ક્ષય થવાથી વધારે શાંતિ થાય છે, અને પથ્ય ઔષધ માફક ગુણકારી થાય છે, (૧૦) શ્રેય–અગ્યારમુ ગુણ સ્થાન ઉપશમ શ્રેણિનુ છેલ્લુ પગથીઉ જેમા મોહ સર્વથા શાંત હોય છે, તે સ્થાને કાળ કરે તો સર્વાર્થ સિદ્ધ વિમાનમા એકાવતારી દેવ થાય છે, (૧૧) નિવૃત્તિ–બારમુ ગુણસ્થાન કેવળજ્ઞાન થવાની તૈયારી મોહ સર્વથા નાશ થવાથી અવશ્યે સંસારથી નિવૃત્તિ–છુટકારો થાય, (૧૨) નિર્વાણ–ચાર ઘાતીકર્મ દૂર થવાથી કેવળ જ્ઞાન થાય તે તેરમુ ગુણસ્થાન જાણવુ, (૧૩) શિવ–મોક્ષ પદ તે ચૌદમુ ગુણ સ્થાન સેલેશી જે અઇઉઋલૃ એ પાચ હ્રસ્વ સ્વરનો ઉચ્ચાર થાય તેટલુ અયોગી ગુણ સ્થાન છે, આ બધા મોક્ષમા કિંચિત્ ભેદવાળા હોવાથી જુદા બતાવ્યા અથવા આ બધા નામો પર્યાયો એકઅર્થવાળા શબ્દો જાણવા (તે શિષ્યની બુદ્ધિમા મોક્ષ માર્ગ બરોબર ઠસાવવા માટે જુદા

જુદા શબ્દો દ્વારા સમજાવ્યુ છે,) નામનિષ્પન્ન નિક્ષેપો પુરો થયો, હવે સૂત્ર અ ગમમા અચકાયા વિના સૂત્ર બોલવુ જોઇયે.

कयरेमग्गे अक्खाए माहणेण मईमता ॥
ज मग्ग उज्जु पावित्ता ओह तरति दुत्तर ॥सू १॥

સૂત્રરચનામા વિચિત્રપણુ છે, તથા ત્રણે કાળ આશ્રયી સત્ર રચાય છે, તેથી ભવિષ્ય કાળને આશ્રયી આ સૂત્ર રચ્યુ છે, તેથી જબુ સ્વામી સુધર્માસ્વામીને પુછે છે, કે ભગવાન મહાવીરે મોક્ષ પ્રાપ્તિ માટે કેવો માર્ગ બતાવ્યો છે ? ત્રણ લોકમાના જીવોનો ઉદ્ધાર કરવાની એકાત હિતની ઇચ્છા કરવા વડે કોઇને ન હણે મા હણ-એવુ બોલે, તથા લોક-અલોકમા રહેલ તથા સૂક્ષ્મ પડદામા રહેલ પ્રકૃષ્ટ ભૂત ભવિષ્ય વર્તમાન વસ્તુને ઠહેવાવાળી મતિ-કેવળજ્ઞાન તે મતિવાળા ભગવાને કહ્યો છે, તે તમે કહો, કે જે ધર્મ-પ્રશસ્તભાવ-માર્ગ તે સરળ જેમા યોગ્ય વસ્તુ સ્વરૂપ બતાવવાથી અવક્ર (સીધો) છે કારણકે તેમા સામાન્ય વિશેષ નિત્ય અનિત્ય વિગેરે તમામ દ્વદ્વોનો વિચાર કર્યો છે, એવા જ્ઞાન દર્શન તપ ચારિત્રયુક્ત માર્ગને આરાધી સસાર ઉદરના વિવર-(પોલા સસાર) મા સમગ્ર સામગ્રી મેળવીને ઓઘ-ભવસમુદ્ર જે દુ:ખેથી તરાય તેવો દુસ્તર છે, કારણ કે મોક્ષમા જવાની સામગ્રી મેળવવી ઘણી મુશ્કેલ છે.

माणुस्स खेत्तजाई कुल, रूवा रोग माउअं बुद्धी ।
सवणोग्गह, सद्धा संजमो य लोयंमि दुल्लहाइं ॥१॥

મનુષ્ય જન્મ, આર્યક્ષેત્ર ઉત્તમ જાતિ, કુલરૂપ આરોગ્ય આયુબુદ્ધિ સાંભળવાની જોગવાઇ તેના ઉપર શ્રદ્ધા નિર્મળ ચારિત્ર આ બધી વસ્તુ સામગ્રી મળવી દુર્લભ છે.

વળી જંબુસ્વામી પૂછે છે

त मग्गं णुत्तर सुद्ध सव्वदुक्ख विमोक्खणं ।
जाणासि ण जहा भिक्खू त णोब्रूहि महामुणी ॥२॥

જે માર્ગ સત્વ (જીવ) ના હિત માટે સર્વજ્ઞ કેવળી પ્રભુએ કહ્યો, તે સંપૂર્ણ નિશ્ચયથી વક્રતા રહિત છે, તે માર્ગથી બીજો ઉત્તર (શ્રેષ્ટ) માર્ગ નથી માટે અનુત્તર છે, વળી તે શુદ્ધ-અવદાત નિર્દોષ (સાચો) પહેલા કે પછવાડે જેનું ખંડન ન થાય તેવો પાપના અનુષ્ઠાનથી રહિત છે, તથા બહુ (ઘણા) ભવમાં એકઠાં કરેલ દુઃખના કારણો તે દુઃખ દેનારા કર્મોને મુકાવનાર તેવા પ્રધાન માર્ગને હે ભિક્ષો (ગુરો) મહામુનિ ! જેમ આપ જાણો છો તેમ, કહો. (જંબુ સ્વામી પૂછે છે કે તે અનુત્તર શુદ્ધ સર્વ દુઃખ મુકાવનાર માર્ગને જેવો કેવળી પ્રભુએ કહ્યો છે, તે તમે જાણતા હો તે પ્રમાણે કહો)

जइ णो केइ पुच्छिज्जा, देवा अदुव माणसा ।
तेसिं तु कयरं मग्गं, आइक्खेज्ज कहाहि णो ॥३॥

જો કે અમને તો પરિચયથી આપના અસાધારણ ગુણો જણાયા છે, તેથી તમારા ઉપર વિશ્વાસ હોવાથી માનીશુ, પણ અમારે બીજાઓને કેવી રીતે તે સમજાવવો, કેમકે કોઈ વખતે કોઇ સુલભ બોધિ-(સરળ આત્મા) આ સંસારથી ખેદ પામેલાઓ મોક્ષ માર્ગ પૂછે તે પૂછનાર ચાર નિકાયના દેવો હોય કે મનુષ્યો હોય, તો અમારે શું કહેવુ, તે તમે જેવુ જાણો છો તેવુ કહો

जइ वो केइ पुच्छिज्जा, देवा अदुव माणसा ।
तेसिम पडिसाहिज्जा, मग्गसारं सुणेहि मे ॥४॥

સુધર્મા સ્વામી તેથી કહે છે, હે જંબુસ્વામી! જો તમને કદાચ કોઈ સંસારથી ખેદ પામેલા મનુષ્યો કે દેવતાઓ પૂછે, તો હું સમ્યગ્ માર્ગ છજીવનિકાયનુ સ્વરૂપ બતાવનાર તથા તેની રક્ષા કરવાનુ છે તે છજીવનિકાયનું સ્વરૂપ સમજાવી રક્ષા કરવાનો માર્ગ બીજાને સમજાવજો, તે હું કહુ છુ તમે સાભળો વળી આ તેસિંતુ કયરમગ્ગ આઇક્ખેજ્ઝ સુણેહ્મે પા૦ છે તે આ માર્ગ છે તે મારી પાસે સાભળીને તેમને કહેજો વળી સુધર્માસ્વામી શિષ્યોને શ્રદ્ધા વધારવા આ માર્ગની સ્તુતિ કરે છે

अणुपुव्वेण महा घोर, कासवेण पवेइअं।
जमादाय इओ पुव्व समुद्दे ववहारिणो ॥५॥

હુ તે અનુપૂર્વથી (અનુક્રમે) કહુ છુ તે તમે સાભળો, અથવા અનુપૂર્વથી તે અનુકુળ સામગ્રી મળવાથી માર્ગ (ધર્મ) મળે છે તે સાભળો, पढमिल्लुगाणि उदए એટલે પહેલા ચાર કષાય ક્રોધ, માન, માયા, લોભ, અનતાનુબ-ધીનો ઉદય હોય તો સમ્યકત્વ ન થાય તેથી बारसविह कसाए क्खविए उवसामिए व जोगहिं लब्मइ चरित्त लमा અપ્રત્યાખ્યાની-પ્રત્યાખ્યાની એ આઠ તથા પ્રથમના ચાર મળી કુલ ૧૨નો ક્ષય કે ઉપશમ થાય ત્યારે સર્વ વિરતિ કે ચારિત્ર પ્રાપ્ત થાય, તથા चत्तारि परमगाणि—ચાર અગ મનુષ્ય જન્મ ધર્મ પ્રાપ્તિનો ઉપદેશ—તેને અનુકુળ શ્રદ્ધા અને ચારિત્ર પાળવાની શક્તિ—આચાર સપૂર્ણ મળે તો મોક્ષ થાય પ્ર—કેવો માર્ગ? ઉ-કાયર પુરૂષોને લડાઈમા જવુ દુઃખ-તેમ આ ચારીત્ર છે તે મહા ઘોર ભય દેના છે, તે કાશ્યપ મહાવીરસ્વામીએ કઠણ બતાવ્યુ છે, એથી એ સૂચવ્યુ કે આ મહાવીર પ્રભુ કહે છે, પણ હુ પોતાની બુદ્ધિએ તે નથી કહેતો, તે ચારિત્ર માર્ગને ગ્રહણ કરીને સારો માર્ગ (રસ્તો) મળવાથી તથા પૂર્વે પોતે તે પ્રમાણે ચાલવાથી મહા પુરૂષો સસાર તરે છે, તેમા દૃષ્ટાત કહે છે,—વ્યવહાર તે વેપાર

તે વસ્તુ લેવી દેવી તે જે કરે તે વ્યાપારીઓ વહાણુમાં બેશી પરદેશમા વિશેષ લાભમાટે ઇચ્છીત બંદરે કે નગરમા જતા મોટા દરીયાને તે વડે તરે છે તેવી રીતે સાધુઓ પણ અનંત તે સાચા સુખને બાધા વિના મેળવવા સમ્યગ્ દર્શન વિગેરે પામી તે માર્ગ વડે સંસાર સમુદ્રને તરે છે.

अतरिंसु तरंतेगे तरिस्संति अणागया ।
त सोच्चा पडिवक्खामि जंतवो तं सुणेह मे ॥६॥

પૂર્વે કહેલા આવા માર્ગને મહાપુરૂષોએ આચરીને પૂર્વ (ભૂત) કાળમા અનંત જીવો સંપૂર્ણ કર્મ કચરો દૂર કરીને સંસાર સમુદ્ર તર્યા છે, હમણા સામગ્રી મેળવી સંખ્યાતા જીવો મહા વિદેહ ક્ષેત્રની અપેક્ષાએ તરી રહ્યા છે. કારણ કે ત્યા સદા સિદ્ધિ ચાલુ રહી છે, તથા અનંત કાળની અપેક્ષાએ અનંતા જીવો તરશે તેથી આ પ્રમાણે ત્રણે કાળમા પણ સંસાર સમુદ્રને પાર ઉતારનાર મોક્ષ માર્ગનું આ એક પ્રશસ્ત કારણ કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલા તીર્થંકરોએ કહેલુ છે, તે હું ભગવાન પાસે બરોબર સાભળી વિચારીને તમે સાભળનારા છો. તેમને કહીશ, વળી આ એકલા જંબુસ્વામીને નહિ, પણ બીજા જીવોને પણ ઉદ્દેશીને કહે છે, તેથી કહ્યુ કે હે જંતુઓ, (મનુષ્યો) સામે બેસીને મારા કહેલા ચારિત્રધર્મને સાભળો, પરમાર્થની વાત

કરવા માટેજ અતિ આદર માટે તથા, સાભળનારાનો પ્રેમ વધારવા માટે આ મીઠા વચનથી ઉપન્યાસ (શરૂઆત) કરેલ છે.

पुढवी जीवा पुढो सत्ता आउजीवा तहाऽगणी।
वाउजीवा पुढो सत्ता, तणरुक्खा सबीयगा ॥७॥

ચારિત્ર માર્ગમા પ્રાણાતિપાત વિરમણ (જીવ હિંસા નિષેધ) વ્રત મૂળ હોવાથી તથા તેનુ પ્રથમ જ્ઞાન થાય તો વ્રત પળે, માટે જીવોનુ સ્વરૂપ કહે છે પૃથ્વીમા રહેલ છે તે, બીજા જીવો નહિ પણ પોતે પૃથ્વી જીવ રૂપે છે, તે દરેક જીવનુ શરીર જુદ છે, તેથી તેમા જુદા જુદા શરીરવાળા જીવો જાણવા એજ પ્રમાણે પાણી અગ્ની વાયુમા જુદા-જુદા શરીરવળા જીનો જાણવા આ જુદા શરીરવાળા જીવો બતાવવાંનુ કારણ આ છે કે પછી સાધારણ વનસ્પતિમા અનતા જીવોનુ એક શરીર પણ કહેશે-તેથી પૃથ્વી પાણી અગ્નિ વાયુ એ ચારમા અનતા જીવ નથી એમ જાણવુ, તેમ દરેકના શરીર જુદા જાણવા વનસ્પતિ કાયમા જે સૂક્ષ્મ છે, તે સર્વે નિગોદ રૂપ છે, તે અનતા જીવોનુ એક શરીર જાણવુ પણ બાદર વનસ્પતિમા સાધારણ અસાધારણ એ ભેદ છે, તે બંનેમા કઈક ભેદ હોવાથી કહે છે, ઘાસ દર્ભ વીરણ વિગેરે વૃક્ષ આબા અશોક વિગેરે તથા કમોદ ઘઉ વિગેરે-તે સર્વ વનસ્પતિ કાયના જુદા શરીરવાળા, જીવો

જાણવા; આથી બૌધ વિગેરે મતોનું ખંડન કરેલું જાણવું- આ પૃથ્વી વિગેરે જીવોનું જીવપણું પ્રસિદ્ધરીતે બતાવનાર આચારાંગ સૂત્રમાં શસ્ત્ર પરિજ્ઞા પ્રથમ અધ્યયનમાં ખુલ્લી રીતે બતાવ્યું છે તેથી અહીં કહેતા નથી.

अहावरा तसा पाणा, एवं छक्काय आहिया ।
एतावए जीवकाए णावरे कोइ विज्जइ ॥८॥

છઠ્ઠો ત્રસ જીવનિકાય બતાવે છે, પૂર્વે પાંચ બતાવ્યા છે, તે સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત એમ પૃથ્વી પાણી અગ્નિ વાયુ વનસ્પતિના ચાર ચાર ભેદ છે, હવે નામ પામે તે ત્રસકાય તેથી ત્રસ જીવ જાણવા, તે બે ત્રણ ચાર કે પંચ ઇંદ્રિવાળાં જાણવા તે અનુક્રમેં કરમીયા કીડા ભમરા મનુષ્ય વિગેરે જાણવા તેમાં બે ત્રણ ચાર ઇંદ્રિયોવાળા વિકલેંદ્રિયો પર્યાપ્ત અપર્યાપ્ત એમ બબ્બે ભેદે ગણતા ત્રણેના, છ ભેદો થાય, પણ પંચેદ્રિયજીવો સંજ્ઞી અસંજ્ઞી પર્યાપ્ત અપર્યાપ્ત એમ દરેક ચાર ભેદે થાય છે, આ પ્રમાણે ચાર-છ-અને ચાર એમ કુલ ચૌદ ભેદે જીવ છે, તે છ જીવનિકાય તીર્થંકર ગણધર વિગેરેએ કહેલા છે, આટલા ભેદે સંક્ષેપથી જીવનિકાય (જીવ રાશિ) થાય છે વળી અંડજ ઉદ્ભિજ્જ સ્વેદન વિગેરે બધાએ તેની અંદર સમાયેલા છે, તે સિવાય બીજો કોઇ ભેદ નથી, આ પ્રમાણે છ જીવનિકાય બતાવીને તેમાંથી શું કરવું (સમજવું) તે બતાવે છે.

सव्वाहिं अणुजुत्तीहिं, मतिम पडिलेहिया ।
सव्वे अक्कंत दुक्खा य अतो सव्वे न हिंसया ॥९॥

અને અનુકુળ યુક્તિઓ કે સાધનો જેના વડે પૃથ્વી કાય વિગેરે જીવનિકાય સાધવા માટે છે, અથવા જુદી વિરૂદ્ધ કે અયોગ્ય યુક્તિ છોડીને ન્યાયયુક્ત પક્ષને પોતાનો ગણી અન્યાય પક્ષને છોડી સ્વઆત્મા સમાન બીજા જીવોને માનીને અનુકુળ યુક્તિઓ વડે મતિમાન તે સારા વિવેકવાળો સાધુ પૃથિવીકાય વિગેરે બધા જીવોને પર્યાલોચ્ય તે સમજીને જીવપણે સિદ્ધ કરી અને જીવો દુ:ખ વાછતા નથી પણ સુખ વાછે છે માટે પોતાના જીવ જેવા તેનો જીવ ગણી બધા જીવોને પોતે ન હણે, પૃથિવી વિગેરે જીવો છે તે સાધવા માટે અહીં થોડામાં બતાવે છે, જીવ રૂપ પૃથ્વી છે, પરવાળા લુણ પત્થર વિગેરે પૃથ્વીમાં રહેલા જીવો આપણા શરીર માફક વધતા દેખાય છે, જેમ આપણા શરીરમા હરસ મસા ઝાડાની જગ્યાએ વધે છે, તેથી પૃથ્વી જીવો સિદ્ધ થયા (હરશ મસા જીવતા છે, તે આપણને અનુભવાય છે, તેમજ તે પત્થર વિગેરે પૃથ્વીમા વધે ત્યાસુધી તેને સજીવ માનવા), તેવી રીતે પાણી પોતે જીવરૂપ છે કારણ કે તે જમીન ખોદતા તુર્ત નીકળી આવે છે, જેમ દેડકો કુદે ત્યારે જીવતો જાણીએ છીએ, તેમ પાણી પણ સજીવ હોવાથી

ખોદતા, કુદીને બહાર આવે છે તેજ પ્રમાણે- અગ્નિ જીવ રૂપ છે, તેને યોગ્ય આહાર-(વસ્તુ) મળતા બાળક માફક અગ્નિનું તેજ વધતું દેખાય છે (આપણી માફક શ્વાસો શ્વાસ લીધો લે છે તે હાલ જાણીતુ છે) જીવ રૂપ વાયુ છે કારણકે ગાય માફક પોતાની ઈચ્છાથી કોઈની પ્રેરણા વગર નિયમસર તીરછો દોડે છે (વટોળીયા પોતાના બળથી પતરા કે રેલવેના ડબા ઉડાવી દે છે તે જાણીતુ છે) તે પ્રમાણે વનસ્પતિકાય જીવ છે સ્ત્રી માફક તેને જન્મ જરા મરણ રોગ વિગેરે બધુ દેખાય છે (તેમજ સ્ત્રી જેમ દીકરો દીકરી જણે તેમ તે ફળ ફુલ વિગેરે આપે છે) વળી તે કાપીને વાવે તોયે ઉગે છે (વડની ડાળીઓ કાપીને રોપે તો ઉગે છે) આપણી માફક તેને ખાવા પીવાનુ છે, તથા તેને દોહેલા થાય છે સ્પર્શ કરતા સ્ત્રી માફક લજામણી સંકોચાઈ જાય છે, સવારે સાંજે શને નિદ્રા લે છે, જાગે છે આશ્રય લેઇ વેલો વધે છે, તે બધુ નજરે દેખાય છે એમ એકેંદ્રિય જીવોનુ જીવત્વ સિદ્ધ કરી હવે બેઇંદ્રિય વિગેરે જીવોનુ જીવત્વ સિદ્ધ કરે છે, તે પેટમાથી પડતા બેઇંદ્રિય કૃમિયા વગેરે તેઇંદ્રિયા કીડા વિગેરેચૌરેંદ્રિય ભમરા પચેંદ્રિય દેડકા પક્ષી નાગ મનુષ્ય વિગેરે જીવતા દેખાય છે, આ બધા જીવોને ઉત્તમ સાધુ મન વચન કાયાથી ન પીડે ન પીડાવે બીજો કોઈ પીડે તેને ભલો ન જાણે, એમ નવે ભેદે સાધુ જીવરક્ષા કરે પણ પરને પીડા ન કરે

एय खु णाणिणो सारं, जं न हिंसति कंचण ।
अहिंसा समयं चेव एतावंतं विजाणिया ॥सू १०॥

ઉપરની અહિંસાને વધારે પુષ્ટ કરે છે (ખુ–નિશ્ચય–અથવા વાક્યની શોભા માટે છે) જીવહિંસાથી બચવુ તે જ્ઞાનિનુ જ્ઞાન સૂચવે છે કે જીવસ્વરૂપ જાણીને તેના વધથી કર્મ બંધાય છે, માટે કોઈને પણ ન મારવો, વળી જીવહિંસા છોડવા અહિંસાનુ બહુમાન કરે છે, કે દુખ છોડવા તથા સુખ વાછવાનો જેવો તમને ભાવ છે તેમ બધાને સમજીને પોતે બીજાને ન હણે, જ્ઞાનીના ઘણા જ્ઞાનનો સાર તેજ કે જીવહિંસાથી પોતે પાછા હઠવુ

किंताए पढियाए पयकोडीए पलाल-भूयाए ।
अत्थित्तिय ण णाय परस्स पीडा न कायव्वा ॥१॥

તે ભણવાથી શું ? ભલે ચોખાના પરાળ જેવા કરોડો પદભણેલી પણ જો એટલુ ન જાણ્યુ કે પરને પીડા ન કરવી, (અર્થાત્ ભણ્યાનો સાર એ કે બધા જીવની રક્ષા કરવી.) આ જ અહિંસા પ્રધાન સમય સિદ્ધાન્તનો ઉપદેશ છે, આટલુજ જ્ઞાન બસ છે, બીજુ વધારે ભણેથી શું ? મોક્ષ જનાર મનુષ્યે પોતાનુ ઇચ્છિતકાર્ય કરવા પોતે કોઈની હિંસા ન કરવી

उड्ढे अहे य तिरियं जे केइ तस थावरा ।
सव्वत्थ विरतिं विज्जा संति निव्वाणमाहियं ।११।

હવે ક્ષેત્ર આશ્રયી કહે છે ઉંચે નીચે તથા તીરછી જગ્યામા જે કોઇ ત્રસ તે અગ્નિ વાયુ બેઇંદ્રિય વિગેરે તથા સ્થાવર તે પૃથ્વી વિગેરે જીવો છે ઘણુ શુ કહીએ ! તે બધા જીવો ત્રસ થાવર સૂક્ષ્મ બાદર ભેદવાળા જીવોને ન હણવા તે વિરતિને તુ સ્વીકારજે, પરમાર્થથી જાણવુ તેજ કે જે જાણીને તે અમલમા મુકવુ, એજ જીવરક્ષા રૂપ નિવૃત્તિ છે આ જીવ રક્ષાથી પોતાને તથા પરને શાંતિ થવાથી શાતિરૂપ કહ્યુ છે, કારણ કે જીવ રક્ષા કરનારથી બીજા જીવો ભય પામતા નથી, પોતે અભયદાન દેવાથી બીજા ભવમા તેને ભય આવતો નથી, મોક્ષ તે નિર્વાણનુ આ મુખ્ય કારણ હોવાથી તેજ જીવરક્ષા નિર્વાણ પણ છે, અથવા શાંતિ તે ક્રોધનો અભાવ-નિવૃત્તિ-નિરાત અર્થાત્ સાધુને આર્તધ્યાન રૌદ્ર ધ્યાન ન હોય તેથી હૃદયમા બળે નહિ તેમ બીજાથી તેને નિભયતા છે

पभू दोसे निराकिच्चा ण विरुज्झेज्ज केणई ।
मणसा वयसा चेव कायसा चेव अंतसो ।सू १२।

વળી ઇંદ્રિયોને વશ કરે તે પ્રભુ-અથવા મોક્ષ માર્ગ

જવામા કર્મ-જીતીને જાય, તે પ્રભુ સમય સાધુ, દોષ મિથ્યાત્વ અવિરતિ પ્રમાદ કષાય અને યોગ તે બધાને દૂર કરીને કોઈ પ્રાણી સાથે વિરોધ ન કરે, મન વચન અને કાયાથી કોઈનો બગાડ કરીને વિરોધ ન કરવો (આ મૂળ ગુણો ૩૫ મહાવ્રત કહ્યું) હવે ઉત્તર ગુણોને કહે છે

मत्तुडे से महापन्ने वीरे दत्तेसण चरे ।
एसणासमिए णिच्च वज्जयत्ते अणेसण ॥१३॥

આશ્રવ દ્વારને રોધ (રોક) વા વડે તથા ઇંદ્રિયોને કુમાર્ગે જતી અટકાવવા વડે સવૃત (વશેંદ્રિય) આત્માથી તે ભિક્ષુ મોટી પ્રજ્ઞા જેને છે તે મહાપ્રજ્ઞ અર્થાત્ ઘણી બુદ્ધિવાળો— આથી સમ-યુ કે જીવ અજીવ વિગેરે નવે પદાર્થો (નવ તત્વ) જાણનારો સાધુ હોય તે ધીર-તે ભુખ તરસ વિગેરે ૨૨ પરિસહથી ચલાયમાન ન થાય, તે બતાવે છે, આહાર ઉપધિ શય્યા વિગેરે તેના માલિક અથવા તેની આજ્ઞા લઈ બીજે આપેલ હોય તે લે, તથા એષણા ( તપાસીને લેવુ ) તેમા શોધવુ લેવુ અને ખાવુ તે ત્રણેમા સમિત (સ્વપર ને પીડા ન કરનારો) તે નિત્ય સમિતિ પાળનારો અનેષણા (અશુદ્ધ) ને છોડતો સયમ પાળે, આથી બીજી ઇર્યા સમિતિ વિગેરે ચારે સમિતિ પાળનારો જાણવો.

भूयाइं च समारंभ तमुद्दिसाय जं कडं ।
तारिसं तु न गिह्लेजा, अन्नपाण सुसजए ।सू, १४।

અશુદ્ધ આહારાદિ ત્યાગવાનું બતાવે છે પૂર્વે હતા હાલ છે ભવિષ્યમાં રહેશે તે ભૂતો-પ્રાણીઓને હણીને-અર્થાત્ સરભ સમારભ ને આરભો કરી જીવોને પીડીને તે સાધુ માટે આહાર કે ઉપકરણ વિગેરે બનાવે તે આધા-કર્મ દોષ-દુષ્ટ આહાર કે ઉપકરણ સુસાધુ અન્નપાણી ન વાપરે તેમ લે પણ નહિ, એમ અશુદ્ધ ત્યાગવાથી સાધુ ધર્મ પાળ્યો કહેવાય,

पूईकम्मं न सेविज्जा एस धम्मे वुसीमओ ।
ज किंचि अभिकखेज्जा सव्वसो त न कप्पए ।१५।

આધા-કર્મવાળું તો દૂર રહો, પણ આધા કર્માદિ દોષ-વાળું લગાર માત્ર હોય તેની સાથે શુદ્ધ હોય તે ભેગું થાય તો પૂતિકર્મ દોષવાળું થાય, તે પણ આહાર વિગેરે ન લે, એજ ધર્મ-કલ્પ-કહ્યો, કે ઉત્તમ સાધુએ આવો નિર્દોષ માર્ગ આદરવો કે અશુદ્ધ આહારાદિને ન વાપરે, અથવા જ્યાં શંકા પડે કે આ દેખીતો શુદ્ધ છે પણ ખરી રીતે અશુદ્ધ છે તો એ અશુદ્ધ માનીને સર્વ પ્રકારે આહાર ઉપ-કરણ દોષિત સાથે મળેલું હોય તે શુદ્ધ પણ ન વાપરે (અર્થાત્ બને ત્યાં સુધી જરા પ્રયાસ કરી કષ્ટ સહન કરીને શુદ્ધ શોધીને લેવું )

हणंत णाणुजाणेज्जा आयगुत्ते जिइंदिए ।
ठाणाइ संति सड्ढीण गामेसु नगरेसु वा ।सू.१६।

વળી ધર્મ શ્રદ્ધાવાળા (શ્રાવકો)ના ગામોમા કે નગરોમા ખેડામા કર્બટ વિગેરે સ્થાનમા રહેવાનુ સાધુઓને મળે છે, ત્યા કોઇ ધર્મશ્રદ્ધાળુ પણે જેમા જીવહિંસા વાળી ક્રિયા ધર્મ બુદ્ધિએ કોઇ કુવો તળાવ ખોદાવે કે પાણીની પરબ બેસાડવા વિગેરની ક્રિયા કરે, તે સમયે તે સાધુને તેવુ કરનારો પુછે કે આ ક્રિયામા ધર્મ છે, કે નહિ, એમ તે પુછે કે ન પૂછે, તોપણ તેની શરમથી કે ભયથી પોતે તે આરંભની અનુમોદના ન કરે, પ્ર-કેવો બનીને? આત્મા તે મન વચન અને કાયાથી ગુપ્ત-ત્રણે યોગથી જીવરક્ષા કરનારો તથા જીતેંદ્રિય તે ઇંદ્રયોને વશ કરેલો સાવદ્ય કર્મને અનુમોદે નહિ, સાવદ્ય કાયની અનુમતિ ત્યજવાની બુદ્ધિ માટે કહે છે

तहा गिरं समारब्भ, अत्थि पुण्णंति णो वए ।
अहवा णत्थि पुण्णंति, एवमेयं महब्भयं ।।सू १७।।

કોઇ રાજા વિગેરેએ કુવો ખોદાવવો દાનશાળા કરવા વિગેરેમા પ્રવૃત્ત થયેલ હોય ત્યારે સાધુને તે પૂછે, કે આ અમારા કાર્યમા પુણ્ય છે કે નહિ? આ વચન સાંભળીને એમા પુણ્ય છે કે નહિ એ બનેમા મહાભય સમજીને દોષ હેતુપણે અનુમોદના ન કરે,

 

दाणट्ठया य जे पाणा हम्मंति तस थावरा।
तेसि सारक्खणट्ठाए तम्हा अत्थित्ति णो वए ॥१८॥

શા માટે અનુમોદના ન કરે ? અન્ન પાણીના દાન માટે આહાર પાણી રાંધવા રંધાવવાની વિગેરે ક્રિયા વડે કે કુવો ખોદાવવા વડે તૈયાર કરે, તે સમયે ત્યાં નાના જીવો જે હણાય તેના રક્ષણ માટે આત્મ ગુપ્તો જીતેંદ્રિય તમારા કૃત્યમાં પુણ્ય છે એવું ન બોલે

जेसि त उवकप्पंति अन्नपाणं तहाविहं ॥
तेसिं लाभतरायंति तम्हा णत्थित्ति णो वए ॥१९॥

જો એમ છે, તો પુણ્ય નથી એમ કહેવું, આચાર્ય કહે છે તેમ પણ ન બોલવું, જે જીવ (કે મનુષ્યો) માટે અન્ન પાણી વિગેરે ધર્મબુદ્ધિએ તૈયાર કરે છે, તેમાં જીવહિંસા થાય છે, તેનો પાપ ગણીને નિષેધ કરતાં તે આહાર પાણીના અર્થિઓને લાભાંતરાય વિઘ્ન થાય, તેથી તે જીવો પીડાય, તેથી કુવો ખોદાવતાં કે દાનશાળા કરાવતાં પુણ્ય નથી, એવું પણ ન બોલે.

जे य दाणं पसंसंति वहमिच्छंति पाणिणं।
जे य णं पडिसेहंति वित्तिच्छेयं करंति ते ॥सू २०॥

ઉપલી વાતને ટુંકાણમા ખુલ્લુ સમજાવે છે કે જે કોઇ સાધુઓ પાણીની પરબ, દાનશાળા વિગેરે ઘણા જીવોને ઉપકાર જાણીને પ્રશંસે છે, તે પરમાર્થને ન જાણનારા ઘણા જીવોને પ્રશંસાદ્વારા વધતુ પાપ અનુમોદે છે, કારણ કે તે દાન જીવહિંસા વિના થાય નહિ, અને જેઓ પોતે તીક્ષ્ણ બુદ્ધિવાળા અમે છીએ એમ માનનારા આગમ (જિન વચન) ના સદ્ભાવ (પરમાર્થ) ને ન જાણનારા નિષેધે છે, તે પણ અગીતાર્થ (અજાણ) પ્રાણીઓની આજીવિકાને છેદે છે, ત્યારે કોઈ રાજા કે શેઠ કુવો, તળાવ યજ્ઞ દાનશાળા વિગેરે કરાવતા આમા પુણ્ય છે કે? એવુ પૂછે કે ત્યારે મુમુક્ષુ સાધુએ શુ કરવુ તે કહે છે–

दुहओवि ते ण भासंति, अत्थि वा नत्थि वा पुणो।
आयं रयस्स हेच्चाण निव्वाण पाउणंति ते ॥२१॥

પૂર્વે કહ્યા પ્રમાણે જો પુણ્ય કહે, તો અનંતા જીવો સૂક્ષ્મ બાદરોનો હમેશા પ્રાણત્યાગ થાય, અને થોડા મનુષ્ય વિગેરે જીવોને થોડો કાળ સંતોષ થાય, એથી પુણ્ય છે એમ ન કહેવુ, જો પુણ્ય નથી એમ દાનનો નિષેધ કરે તો તેના અર્થિઓને અંતરાય થાય એથી પુણ્ય છે કે નથી એવુ કંઈપણ ન બોલે, પણ જો પુછે, તો મૌન ધારણ કરવુ, આગ્રહ કરે તો કહેવુ કે ૪૨ દોષ વર્જિત આહાર અમને કલ્પે છે, માટે આવા વિષયમા અમારો અધિકાર (વિષય) નથી,

सत्य वर्षेषु शीत शशिकरधवल वारि पीत्वा प्रकाम।
व्युच्छिन्नाशेषतृष्णाः प्रमुदितमनसः प्राणिसार्था भवन्ति ॥
शोष नीते जलौघे दिनकरकिरणैर्यान्त्यनन्ता विनाश ।
तेनोदासीनभाव व्रजति मुनिगणः कूपवप्रादिकार्ये ॥१॥

જલસ્થાનમા ઠંડુ ચંદ્રના કિરણ જેવું નિર્મળ પાણી ધરાઈને પીતા સંપૂર્ણ તરસ દૂર થવાથી આનંદી મનવાળા જીવોના સમૂહ બને છે, પણ જ્યારે તે પાણી સુકાવા માંડે ત્યારે કાદવમા રહેલા સૂર્યના તાપથી અનંતા જીવો નાશ પામે છે, આ કારણથી સાધુ સમુદાય (મોક્ષના અભિલાષીઓ) કુવા વપ્ર વિગેરે કાર્યમા મૌન સેવે છે તેથી હા ના કંઈપણ બોલતા કર્મરજ આવે છે, તેથી કાતો મૌન સેવે કાતો અનવદ્ય (નિર્દોષ) વચન બોલીને કર્મ રજ રોકીને તેઓ મોક્ષ પ્રાપ્ત કરે છે,

निव्वाणं परम बुद्धा, णक्खत्ताण व चंदिमा ।
तम्हा सदा जए दंते, निव्वाण संधए मुणी ।२२।

વળી નિવૃત્તિ-નિર્વાણ-મોક્ષ જે પરલોકના અર્થી બુદ્ધો (પંડિતો) ને છે અર્થાત્ જે મોક્ષ વાછે છે તે પંડિતો નિર્વાણવાદી છે, તે બતાવે છે, જેમ અશ્વિની વિગેરે નક્ષત્રોનો જે ઠંડો પ્રકાશ છે, તેના કરતા અધિક ચંદ્રમા છે,

તે પ્રમાણે પરલોકના અર્થીઓને સ્વર્ગ ચક્રવર્તીની સપ દાના મોહને છોડી સપૂર્ણ કર્મના ક્ષયરૂપ નિર્વાણ સાધીને વર્તે છે, સયમ પાળે છે તેજ ખરા સાધુઓ છે, બીજા નહી, અથવા નક્ષત્રોમા ચદ્રમા પેઠે પ્રધાનભાવ અનુભવે છે, તેમ લોકમા નિર્વાણ મુખ્ય છે, એવુ બુદ્ધ-તત્વ જાણનારા સાધુઓ કહે છે, નિર્વાણ મુખ્ય તેથી યત્નવાળો સાધુ પાચ ઇદ્રિયો તથા મનનુ દમન કરીને જીતેદ્રિય દાન્ત સાધુ નિર્વાણ સાધે, મોક્ષ માટે સયમની ક્રિયા કરે

वुज्झमाणाण पाणाण किच्चंताण सकम्मुणा।
आघाति साहु त दीव, पतिट्ठेसा पवुचइ ॥२३॥

વળી સસાર સમુદ્રમા મિથ્યાત્વ કષાય પ્રમાદ વિગેર દોષોથી પોતાના કરેલા અશુભ કર્મ ઉદય આવતા ભોગવતા અશરણ થઇને પીડાતા જીવોને પરહિતમા એકાત રક્ત અકારણ વાત્સલ્ય ધરાવી તીર્થંકર કે અન્ય ગણધર આચાર્ય વિગેરે તેને આશ્રય રૂપ દ્વીપ જેવો ઉત્તમ ધર્મ કહે છે, તે સમ્યગ્ દર્શન વિગેરે સસારમા ભમતા કરતાં વિશ્રાતિરૂપ ધર્મને તીર્થંકરના પૂર્વે કહેલાને કહે છે, આ પ્રમાણે કરીને પ્રતિષ્ઠાન-પ્રતિષ્ઠા તે સસાર ભ્રમણથી છુટવા વિરતિ લક્ષણ ચારિત્ર કે સમ્યગ્દર્શન વગેરેથી મોક્ષ પ્રાપ્તિ પ્રકર્ષથી તત્વજ્ઞ પુરૂષોએ કહેલ છે—

आयगुत्ते सया दंते छिन्नसोए अणासवे ।
जे धम्मं सुद्धमक्खाति पडिपुन्नमणेलिस ॥२४॥

એ આશ્વાસ દ્વીપ કેવો છે? અથવા કેવી રીતે તે વર્ણવ્યો છે, તે કહે છે મન વચન કાયાથી આત્મા જેણે રક્ષ્યો છે તે આત્મ ગુપ્ત તથા હમેશા ઈંદ્રિયમન વશ કરેલો તે દાંત ઇંદ્રિયો વશ કરીને ધર્મ ધ્યાનમા રક્ત છે, તથા છેદી નાખ્યા છે સસાર સ્રોત-(મોહ વિડ ંબના) જેણે એવો તે વધારે પ્રકટ કહે છે, દૂર થયા છે આશ્રવ તે જીવ હિંસાદિક પાપો કર્મ પ્રવેશના દ્વાર-(કર્મ આવવાના રસ્તા) જેનાથી તે નિરાશ્રવ તે સમસ્ત દોષ રહિત શુદ્ધ ધર્મને કહે છે, કેવો ધર્મ તે-પ્રતિપૂર્ણ સર્વ વિરતિ નામનો મોક્ષ ગમનનો એક હેતુ જેની ઉપમા બીજા સાથે નથી તેવો ચારિત્ર ધર્મ બતાવે છે, એવા ધર્મથી વિમુખ જીવોના દોષો કહે છે

तमेव अविजाणंता अबुद्धा बुद्धमाणिणो ।
बुद्धा मोत्तियमन्नंता अत एते समाहिए ॥२५॥

આવા શુદ્ધ પૂર્ણ ચારિત્ર ધર્મને તે જાણનારા અવિવેકી પોતાને પંડિત માનનારા ધર્મતત્વ અમે જાણીએ છીએ, છતા તેઓ ચારિત્ર ધર્મવિના ભાવ સમાધિ તે સમ્યગદર્શન

નામનો છે તેથી પર્યન્ત-અતિદૂર-(વેગળો) વર્તે છે, તે બધા અર્થો જાણવા

तेय वीओदग चेव, तमुद्दिस्माय ज कडं ।
भोच्चा ज्झाण झियायति,असेयन्ना समाहिया॥२६॥

તે અર્થનો ભાવ સમાધિથી શા માટે દૂર રહે છે? તેનો ઉત્તર આપે છે, તે બૌધ વિગેરેના સાધુઓ જીવ અજીવનો ભેદ ન જાણવાથી કમોદ ઘઉં વિગેરેના બીજ (અનાજ) તથા કાચુ ઠંડુ પાણી તથા તેના ભક્તો તેમના માટે રાંધીને જે આહાર વિગેરે આપે છે, તે બધુ અવિવેકી પણાથી લેઇ ખાઈને વળી સાત (સુખ) મળવા બદલ અહંકાર વાળા મનથી સધના ભોજન વિગેરેની ક્રિયા માટે આર્ત-ધ્યાન કરે છે, કારણ કે આ લોકના સુખના અભિલાષી-ઓને દાસો, દામ, ધન, ધાન્ય વિગેરેનો પરિગ્રહ ધારવાથી ધર્મ ધ્યાન હોતુ નથી, તે કહે છે

ग्रामक्षेत्रगृहादीना गवा मेप्य जनस्य च ।
यस्मिन परिग्रहो दृष्टो ध्यान तत्र कुत• शुभ ॥१॥

ગામ, ખેતર, ઘર વિગેરે તથા ગાયો દાસ વિગેરેનો જેમને પરિગ્રહ હોય, તેમને (તે બધાની ચિંતામાં), શુભ ધ્યાન કયાથી હોય?

मोहस्यायतन धृतेऽपचयः शान्तेः प्रतीपो विधि–
र्व्याक्षेपस्य सुहृन्मदस्य भवन पापस्य वासो निजः
दुःखस्य प्रभवः सुखस्य निधन ध्यानस्य कष्टो रिपुः ।
प्राज्ञस्यापि परिग्रहो ग्रह इव क्लेशाय नाशाय च ॥ १ ॥

મોહનુ ઘર ધીરજનો નાશ શાતનો નાશક વ્યાક્ષેપનો મિત્ર અહકારનુ ઘર પાપનો પોતાનો વાસો દુ ખનો ઉત્પાદક સુખનો નાશક સારા ધ્યાનનો દુ ખદાયી શત્રુ એવો પરિગ્રહ પ્રાજ્ઞ (ડાહયા) પુરૂષને પણ ગ્રહપીડા માફક કલેશ અને નાશના માટે થાય છે–તેથી આ પ્રમાણે રાધવા રધાવવા વિગેરેની ખટપટમા પડેલા અને તેમાજ લક્ષ રાખનારાને ક્યાથી શુભ ધ્યાનનો સભવ હોય ? વળી તે અન્ય દર્શનીઓ ધર્મ અધર્મનો વિવેક કરવામા અનિપુણ છે, તેઓ બૌધ સાધુઓ મનોહર આહાર, ઉપાશ્રય, પથારી, આસન વિગેરે રાગના કારણ છતા પણ શુભ ધ્યાન કરવામા ઉપયોગી માને છે, તેજ કહે છે, मणुण्णमोयण मुच्चा ઉત્તમ ભોજન ખાઇને વિગેરે–તથા માસને કહિકક નામની સજ્ઞા આપીને ખાવા છતા દોષ માનતા નથી વળી બુદ્ધ સઘને માટે આરભ કરે તે નિર્દોષ માને છે, તેઓ કહે છે કે –

मस निवचिकाउ सेवइ दत्तिक्कगत्ति घणि मेया ।
इय चइऊणारभ पर ववएसा कुणइ बालो ॥१॥

માસ ખાવાનુ છોડી કલ્કિક નામ માસને આપીને તેઓ ખાય છે, વળી આરભ છોડીને સઘના નામે રધાવીને પોતે ખાય છે, તેથી તેઓ બાળ (બાળક જેવા) છે આમ નામ બદલવાથી નિર્દોષતા ન થાય, જેમકે લુતાદિક (ઉનાળાના સખ્ત તાપ વિગેરે) ને શીતલિકા (ઠડક) વિગેરે નામ આપવાથી તેનો ગુણ કઇ બદલાઇ જતો નથી, અથવા ઝેરને કોઈ અમૃત નામ આપીને વાપરે તો તે બચતો નથી, એ પ્રમાણે બીજા કપિલમત વિગેરેનો આવિર્ભાવ (પ્રકટ) તિરોભાવ (ગુપ્ત) કહેના જૈનોએ કહેલ વિનાશ અને ઉત્પાદના નામ બદલવાથી પોતાનુ અજ્ઞાન બતાવ્યુ, (કપિલ મતવાળા વસ્તુને નિત્ય માને પણ બરફનુ પાણી થાય ત્યારે કહે કે તે પાણી પ્રકટ થયુ અને બરફ ગુપ્ત થયો એટલે જૈનોનુ કહેલુ તત્ત્વ સ્વીકાર્યો છતા એક વસ્તુમા મૂળ રૂપનો નાશ, નવાની ઉત્પત્તિ, અને મૂળ વસ્તુતા (ધર્મ) કાયમ રહી. એટલે નિત્ય અનિત્ય ધર્મવાળો સ્યાદ્વાદ મત સ્વીકાર્યા છતા જૈન મતનુ તત્વ ન માને તે મૂર્ખાઇ છે) તેથી તે વરાકો (ધર્મતત્વના અજાણ) બૌધ વિગેરે સુદર ભોજન બનાવી ખાનારા પરિગ્રહ રાખવા વડે આર્તધ્યાનમા પીડાતા મોક્ષમાર્ગ નામની ભાવ સમાધિથી દૂર રહે છે

जहा ढका य कका य, कुलला मग्गुकासिही ।
मच्छेसण झियायंति, झाणंते कलुसाधमं ॥२७॥

હવે તેઓ રસ (સ્વાદ) સાતા (સુખ) ભોગવતાં અહંકારી બનવાથી આર્તધ્યાની થાય છે, તે દૃષ્ટાતથી બતાવે છે, જેમ ઢંકા કંક કુલલ મગ્ગુક શિખી (મોર) વિગેરે પક્ષીઓ જળમા નિવાસ કરીને માછલા મેળવવાની શોધના રહે છે, તેમ તેમનુ ધ્યાન (જીભ વિગેરેના સ્વાદથી) અત્યત કલુષિત (કાળુ) થાય છે

एवं तु समणा एगे मिच्छदिट्ठी अणारिया।
विसएसण झियायंति, ककावा कलुसाहमा ॥२८॥

પક્ષીના દૃષ્ટાતથી તે પાપી સાધુઓને બતાવે છે, આ પ્રમાણે ઢંક બગલા સારસ વિગેરે માછલા શોધવા પકડવાનુ ધ્યાન કરીને કાળા હૃદયવાળા થાય છે, એજ પ્રમાણે મિથ્યા દૃષ્ટિ (સસાર સ્વાદીયા) એટલે બૌધ વિગેરે અનાર્ય કર્મ કરીને આરભ પરિગ્રહપણાથી અનાર્ય જેવા બનેલા શબ્દ (સારા ગાયન) વિગેરેના રસને ચાહતા કંકપક્ષી જેવા પાપી હૃદયવાળા બને છે

सुद्ध मग्ग विराहित्ता, इहमेगेउ दुम्मती।
उम्मग्गगता दुक्ख घायमेसंति तं जहा ॥सू २९॥

આ પ્રમાણે જિનેશ્વરે કહેલો નિર્દોષ માર્ગ સમ્યગ્દર્શન વિગેરે મોક્ષ માર્ગને કુમાર્ગની પ્રરૂપણા કરીને વિરાધીને સસારમા મોક્ષ માર્ગ બતાવવાને સમયે બૌધ વિગેરે

પોતાના મતના ગર્વથી તે મહામોહથી આકુલ બનેલા અંતર આત્માવાળા પાપના ગ્રહણ કરવાથી દુષ્ટ મતિવાળા બનીને C-માર્ગ તે સમ્યગ શ્રમણુમાં નહેલા આઠ પ્રકારના કર્મ કે પાપ કર્મ બાંધીને તેના ફળ રૂપ અનંતા દુ:ખને ભોગવવા મોક્ષ માર્ગ વિરાધી કુમાર્ગે જવાનું શોધે છે, અર્થાત તેઓ દુ:ખથી મરવાના સેંકડો બહાના શોધે છે

जहा आसाविणि नावं, जाइ अंधो दुरूहिया ।
इच्छई पारमागंतु अंतराय विसीयति ॥सू २०॥

બોધ વિગેરના સાધુઓ (સાધુપણું પુરૂ પાળતા નથી) તેમને શું દુ:ખ થવાનું છે, તેનું દૃષ્ટાંત કહે છે, જેમ અંધળો માણસ સો કાણાવાળી નાવમાં બેસીને પાર જવા ઇચ્છે, તે છિદ્રવાળી હોવાથી પાર ન જાય, ત્યારે શું થાય? તે કહે છે, વચમાં ઉંડા પાણીમાં ડુબી મરે છે, દૃષ્ટાંત કહીને તેનો પરમાર્થ સમજાવે છે

एवं तु समणा एगे मिच्छदिट्ठी अणारिया ।
सोयं कसिणमावन्ना आगंतारो महब्भयं ॥२१॥

એજ પ્રમાણે બોધ વિગેર સાધુઓ મિથ્યાદૃષ્ટિઓ કે અનાર્યો આશ્રવોત કર્મ આશ્રવને પૂર્ણ પામીને મહાભયરૂપ સંસારમાં પર્યટન કરીને નારક વિગેરના દુ:ખને પામે છે,

તેમનુ ચારિત્ર ફુટીનાવ જેવુ હોવાથી સસાર સાગરને પાર ઉતારવા સમર્થ નથી

इमं च धम्ममादाय कासवेण पवेदितं ।
तरे सोय महाघोर अत्तत्ताए परिव्वए ॥सू ३२॥

ઉપર કહેલ બોધ સાધુને સ સારભ્રમણ થવાનુ છે તે બતાવે છે, આ ભગવાને સૌની સમક્ષ બતાવેલો દુર્ગતિને દૂર કર નાર સુગતિ આપનાર શ્રુત ચારિત્ર રૂપ ધર્મને ન પાળવાથી ઉપરોક્ત સાધુઓ મહાભયને પામે છે, પણ મહાવીર પ્રભુએ બતાવેલો ધર્મ પાળીને સસાર સમુદ્રને તરે છે, કારણ કે સસાર સમુદ્ર મહા ભયરૂપ છે, તે સસારમા ભમતા જીવોને એક ગર્ભમાથી બીજા ગર્ભમા જઈ જન્મ લેવા મરવુ રોગ વિગેરે દુ ખમા ને દુ ખમા એમ ફરવાના અરટની ઘડીઓના ન્યાયે સસારી જીવ ધર્મના અભાવે અનતો કાળ રહે છે, પણ જેઓ કાસ્યપ ગોત્રના મહાવીર પ્રભુનો ધર્મ આદરીને પોતાના રક્ષણ રૂપે ધર્મ લઇને નરક વિગેરેથી રક્ષા કરે છે, માટે ( હે શિષ્ય ! ) તે ધર્મને આત્માના રક્ષણ માટે સ્વીકારી સયમ લઇને બરોબર પાળજે, (તેથી મોક્ષ મળશે) કોઇ પ્રતમા પાછલી અડધી ગાથા આ પ્રમાણે છે

कुज्जा भिक्खू गिलाणस्स अगिलाए समाहिए ।

તેનો અર્થ—ઉત્તમ સાધુ માંદા સાધુની વૈયાવચ્ચ કરીને

તેને રોગ રહિત કરે, અથવા તેને બરોબર સમાધિ થાય તેવી રીતે સેવા કરે.

विरए गामधम्मेहिं जे केई जगई जगा ।
तेसिं अत्तुव मायाए थामं कुव्वं परिव्वए ॥२३॥

ગ્રામધર્મ-તે શબ્દ વિગેરે વિષયોના સ્વાદ કુસ્વાદ તેનાથી સાધુઓ વિરત (છોડનારા) છે, એટલે સારામા રાગ અને અશુભમા દ્વેષ ન કરે તેવા ઉત્તમ કેટલાક છે, તેઓ જગત-સસારના ઉદરમા જગા-જીવો જે જીવિતના વાછક છે, તેઓ દુ ખના દ્વેષી છે, તેમને પોતાના આત્મસમાન માની દુ ખ આપતા નથી પણ બને તેટલુ કષ્ટ વેઠીને તેઓને બચાવે છે, તેમ કરતો સયમના અનુષ્ઠાનમા રહે,

अइमाणं च मायं च त परिन्नाय पडिए ।
सव्वमेय णिराकिच्चा णिव्वाणं सधए मुणी॥२४॥

સયમમા વિઘ્ન કરનારા ઠા ણોને દૂર કરવાનુ બતાવે છે, અતીવ (હદ બહારનું) માન તે ચારિત્રને ભૂલી (દોષો લગાડી) જે વર્તે-ચ અવ્યયથી માનનો સબધી ક્રોધ પણ લેવો, તેમ માયા અને બીજા ચ થી લોભ સમજવો, તે ક્રોધ માન માયા લોભને સંયમના શત્રુ જાણી પડિત વિવેકી (આત્માર્થી) સાધુ એ ક્રોધાદિ કષાયોને સસારનુ કારણ

જાણીને મોક્ષમા ધ્યાન રાખે, કારણકે કષાય સમૂહ વિદ્યમાન હોય ત્યા સુધી સયમની સફળતા ન થાય, કહ્યુ છે કે,

सामण्णमणुचरतस्स कसाया जस्स उक्कडा होति।
मण्णामि उच्छुपुप्फ व निप्फल तस्स सामण्ण ॥१॥

દીક્ષાને પાળનારા સાધુમા જે ક્રોધ વિગેરે વધારે પ્રમાણમા હોય તો જ્ઞાની પુરૂષ કહે છે કે હુ તેનું ચારિત્ર શેરડીના પુલ માફક નકામુ માનુ છુ તે નિષ્ફળ થવાથી મોક્ષ સભવ ન થાય, તે બતાવે છે

ससारापलायन प्रतिभुवो रागादयो मे स्थिता ।
तृष्णाबन्धनबध्यमान मखिल किं वेत्ति नेद जगत ॥
मृत्यो मुच जराकरेण परुष केशेषु मामाग्रही ।
रेहीत्यादरमन्तरेण भवतः किं नागमिष्याम्यह ॥१॥

સસારથી મોક્ષમા દોડી ન જાય માટે મારી પાસે રાગ વિગેરે શત્રુઓ પકડી બેઠા છે, વળી તૃષ્ણા બધન બધાયલુ આ આખુ જગત્ કેમ જોતો નથી, એમ કોઈ માણસ મૃત્યુને કહે છે કે, મને કેશમા જરાની ધોળાશ મુકીને શા માટે ગ્રહણ કરે છે, ચાલ એવુ બળ જબરીથી આદર કરીને મને શા માટે તમે કહો છો? તે વિના પણ હુ શું નહિં આવું? (અર્થાત્ મોક્ષમાં જવુ દુર્લભ છે અને ક્રોધાદિથી સસાર ભ્રમણ અને મોતને વશ જગત્ પડેલુ છે)

આ પ્રમાણે કષાયને સમૂળગા ત્યાગીને એકસરખા પ્રશસ્ત (નિર્મળ) ભાવ જોડીને નિર્વાણ (મોક્ષ) સાધવુ ઉત્તમ છે

सधए साहुधम्म च पावधम्म णिराकरे।
उवहाणवीरिएभिक्खू कोह माणण पत्थए ॥३५॥

વળી સાધુઓ ક્ષાંતિ વિગેરે દશ પ્રકારનો યતિ ધર્મ અથવા સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રરૂપ ધર્મને સાધે, વૃદ્ધિને પમાડે તે બતાવે છે રોજ નવુ નવુ અપૂર્વ જ્ઞાન મેળવીને જ્ઞાન વૃદ્ધિ કરે, તથા શકાદિ દોષ ત્યાગીને સારી રીતે જીવ વિગેરે નવ પદાર્થોને સમ્યગ્દર્શન વધારે ખલાયમાન થયા વિના મૂળ ઉત્તર ગુણ સારી રીતે પાળીને રોજ રોજ નવા અભિગ્રહ (મોહ ત્યાગરૂપ) આદરીને ચારિત્ર ને વૃદ્ધિ પમાડે. 'स्इइ साधु धम्म च, પાઠ છે, તેનો અર્થ-પૂર્વે બતાવેલ વિશેષણ સહિત સાધુ ધર્મ છે તે મોક્ષ માર્ગે લેઇ જાય છે, તેને શકા રહિત સ્વીકારે, ચ અવ્યયથી તે ખરોખર પાળે, તથા પાપને વધારનાર જીવહિંસા વિગેરેને છોડે, તથા ઉપધાન-તપ તેને યથાશક્તિ કરે તેવું વીર્ય ધારણ કરવાથી ઉપધાન વીર્યવાળો હોય, આવો ભિક્ષુ ક્રોધ માનને ન વધારે,

जे य बुद्धा अतिक्कता जे य बुद्धा अणागया।
संति तेसिं पइट्ठाणं भूयाणं जगती जहा ॥३६॥

હવે એવા ભાવ માગને ભગવાન મહાવીરે કહયો છે કે બીજા કોઈએ પણ એવો ભાવ માર્ગ કહયો છે, તે કહે છે જે તીર્થંકરો જ્ઞાની થયા છે, અને જે ભવિષ્યમાં થશે, તે બધાએ આવો માગ કહયો છે, તે અનતા જાણવા, પણ વર્તમાન કાળની અપેક્ષાએ સખ્યાતા હાલ પણ તીર્થંકર થાય છે તે તેવો ભાવમર્ગ કહે છે (તેચ શબ્દથી જાણવુ) હવે તે બધાએ ફક્ત તેવો ભાવ માગ ઉપદેસ્યો છે કે તે પ્રમાણે વર્ત્યા પણ છે કે? તે કહે છે શમન-શાતિ (ક્ષમા) તેજ ભાવ માર્ગ ત્રણે કાળના તીર્થંકરોનો પ્રતિષ્ઠાન-આધાર (મુખ્ય વિષય) છે. કારણ કે ક્રોધ ગયા વિના તીર્થંકર પદ ન પામે, અથવા શાન્તિ-મોક્ષ-તે તીર્થંકરોનો આધાર સિદ્ધિમાં જઈને રહેવાનુ છે, તે મોક્ષ-ભાવમાર્ગ વિના પ્રાપ્ત ન થાય, તેથી એમ સમજવુ કે તીર્થંકરોએ પોતે જેવુ કહ્યુ છે, તેવુ પાળ્યુ છે, (તે પ્રમાણે તેમના અનુયાયીઓ એ પણ પાળવો) હવે શાતિના પ્રતિષ્ઠાનપણામા દૃષ્ટાન્ત બતાવે છે, જીવો-ભૂતો તે સ્થાવર-જગમ બે ભેદે છે

તે જીવોને રહેવાનુ સ્થાન આ જગત્ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ લોક છે, તેમ ઉત્તમ પુરૂષોને શાતિ આધાર ભૂત

છે, તરવાનું સ્થાન છે, એવો ભાવ માર્ગ સ્વીકારીને સાધુએ શું કરવું તે કહે છે

अह णं वयमावन्नं फासा उच्चावया फुसे ।
ण तेसु विणिहण्णेज्जा वाएण व महागिरी ॥३७॥

ભાવ માર્ગ સ્વીકાર્યા પછી સાધુને પરીષહ ઉપસર્ગોના નાના મોટા કે જુદા જુદા દુઃખોના સ્પર્શો આવે તો તે ભાવ માર્ગ પામેલો સાધુ સંસારના સ્વભાવથી તથા કર્મની નિર્જરાથી જાણીતો તેનાથી કંટાળે નહિ, અનુકુળ પ્રતિકુળથી ન ડરે, તેમ જરાપણ સંયમઅનુષ્ઠાનથી ચલાયમાન ન થાય, જેવી રીતે મોટા વાવાઝોડાથી મેરૂ પર્વત ચલાયમાન ન થાય, તેમ પોતે ધૈર્ય ધારીને અભ્યાસ પાડીને પરીષહ ઉપસર્ગો ને શાંતિથી સહે, કારણકે અભ્યાસથી મુશ્કેલ કાર્ય પણ સહેલ થાય, તેના ઉપર કથા કહે છે, એક ગોવાળીઓ તરતનો જન્મેલો વાછરડો ઉચકીને દૂર મુકે, એમ અભ્યાસ થવાથી બે ત્રણ વરસનો વાછરડો પણ ઉચકી શકતો, એ પ્રમાણે સાધુ પણ અભ્યાસથી પરીષહ ઉપસર્ગોને સહી શકે છે

संवुडे से महापन्ने धीरे दत्तेसणं चरे ।
निव्वुडे कालमाकंखी, एवं वेवलिस मयं ।३८।

હવે આખા અધ્યયનનો સાર ટુંકામાં કહે છે, આ પ્રમાણે ઇંદ્રીયો તથા મનને વશ કરેલો સાધુ મોટી પ્રજ્ઞા (તીક્ષ્ણ બુદ્ધિ) વાળો તથા ધી વડે રાજે (ધૈર્યતા ધારે) તે ધીર પરીસહ ઉપસર્ગ સહીને પારકાએ આપેલ ગોચરીથી નિર્વાહ કરે ત્રણ મન, વચન કાયના જોગ સાધી કરવું કરાવવું અનુમોદવું ત્યાગીને નિર્દોષ આહારથી નિર્વાહ કરે, તથા કષાય આગથી નિવૃત્ત (બુઝેલો) બની મરણ ત્યાં સુધી શાંતિ રાખે, અમે જે કહ્યું છે, તેમ જે માર્ગ મને પુછયો તે મેં કહ્યો તે મેં મારી સ્વેચ્છાથી નથી કહ્યો, પણ તેતો કેવળી પ્રભુના વચન છે, તે તારે માનવા યોગ્ય છે આ માર્ગ નામનું અગ્યારમું અધ્યયન પુરૂ થયું



# બારમું સમવસરણ અધ્યયન.

અગ્યારમું અધ્યયન કહ્યું, હવે બારમું કહીએ છીએ, તેનો આ પ્રમાણે સંબંધ છે. ગયા અધ્યયનમાં માર્ગ કહ્યો છે તે કુમાર્ગ દૂર કરવાથી સુમાર્ગ પ્રાપ્ત થાય છે, એથી કુમાર્ગ છોડવાની ઈચ્છાવાળાએ તે કુમાર્ગનું સ્વરૂપ જાણવું, એથી તે સ્વરૂપે બતાવવા આ અધ્યયન આવ્યું (કહ્યું) છે એના ઉપક્રમ વિગેરે ચાર દ્વારો છે, તેમાં ઉપક્રમમાં અધ્યયનનો અર્થાધિકાર (વિષય) આ છે, કુમાર્ગ બતાવનારા જૈનેતરો ચાર ભેદે છે તે ક્રિયા વાદી અક્રિયાવાદી અજ્ઞાની અને વૈનયિક એમ ચાર સમવસરણો (તેમના સ્વરૂપ) ને કહીશું, નિક્ષેપમાં નામનિષ્પન્નમાં તો સમવસરણ એ અધ્યયનનું નામ છે તેના નિક્ષેપ માટે નિર્યુક્તિકાર કહે છે

समवसरणेऽवि छक्कं सच्चित्ताचित्तमीसगं दव्वे ।
खेत्तंमि जंमि खेत्ते काले जं जंमि कालंमि ॥ नि ११६ ॥

સમવસરણ શબ્દમાં સૃ ધાતુનો અર્થ ગતિવાચક છે સમ્ અવ ઉપસર્ગ છે અને આ પ્રત્યય ભાવ બતાવવા માટે નપુંસક લિંગમાં આવેલ છે, તેનો ભેગો અર્થ એકઠા થવું મેળો ભરવો તે સમવસરણ. તેના પણ છ પ્રકારે નિક્ષેપા છે, (કુમ્ભ સમાધીમાં નહિ,) તે છ પ્રકારમાં નામ સ્થાપના સહેલા છે દ્રવ્ય વિષયમાં નોઆગમથી સમવસરણનું શરીર ભવ્ય

શરીર છોડીને સચિત્ત અચિત્ત મિશ્ર ત્રણ ભેદે થાય છે, સચિત્તના પણ દ્વિપદ ચતુષ્પદ અને અપદ એવા ત્રણ ભેદ છે, દ્વિપદ (બેપગવાળાં)મા સાધુ વિગેરેનો સમુદાય તીર્થંકરના જન્માભિષેક-દીક્ષાના સ્થાન (પ્રતિષ્ઠા શાંતિ સ્નાત્ર) વિગેરેમા ભેગા થાય છે તે ચોપગા ગાય ભેંસ વિગેરેનુ જળાશય તળાવ વિગેરેમા (અથવા પ્રદર્શનમા) ભેગા થાય છે, અપદ ઝાડો પોતે ચાલી ભેગા થતા નથી, (પણ માણસો દ્વારા કુંડામા રોપા લેઇ ફેરવે છે) તથા ઝાડો ઉદ્યાનમા ભેગા ઉગે છે અચિત્ત પદાર્થોનું તો સમવસરણ બે ત્રણ વિગેરે પરમાણુ ભેગા થઇને પદાર્થ બને છે, (તથા અચિત્ત વસ્તુઓનું પ્રદર્શન ભરે છે તે, મિશ્રમા સેના હથીઆરસહિતમાં જે લશ્કરો ભેગા થાય તે, ક્ષેત્ર સમવસરણ ખરી રીતે નથી, પણ વિવક્ષાથી જે ક્ષેત્રમા પ્રદર્શનવિગેરેમા ભેગા થાય તે સ્થાનને ક્ષેત્ર સમવસરણ જાણવુ, અથવા આ સમવસરણનુ વર્ણન તીર્થંકર દેવ કે સાધુ કરે તે સ્થાન, કાળ સમવસરણ પણ જે કાળમા આ વર્ણન કરીએ અથવા પ્રદર્શન જે વખત ભરાય તે કાળને કાળ સમવસરણ કહેવુ,

હવે ભાવ સમવસરણ કહે છે

भावसमोसरण पुण णायव्व छव्विहंमि भावमि।
अहवा किरिय अकिरिय, अन्नाणी चेव वेणइया ॥ ११७॥

ઔદયાદિક ભાવ (સ્વભાવ) છે, તે ભાવોનુ એકત્ર થવુ તે ભાવ સમવસરણ છે, તેમાં ઔદયિકના ૨૧ ભેદ છે, તે જીવને ચાર પ્રકારની ગતિ દેવ મનુષ્ય નરક તિર્યંચ છે, ચાર કષાય ક્રોધ માન માયા લોભ છે, લિંગ (વેદ) ત્રણ છે, મિથ્યાત્વ અજ્ઞાન અસયત (અવિરતિ) પણ અસિદ્ધત્વ એ પ્રત્યેક જુદા જુદા છે, લેસ્યા કૃષ્ણ વિગેરે ૬ છે, કુલ ૨૧ થયા, ઔપશમ બે ભેદે છે, સમ્યકત્વ તથા ચારિત્રમા મોહનો ઉપશમ હોય છે તે, ક્ષાયોપશમિક ભાવ ૧૮ પ્રકારનો છે, જ્ઞાનમા ચાર ભેદ મતિશ્રુત અવધિ મન પર્યવ (મન પર્યાય) છે, અજ્ઞાનના ત્રણ ભેદ છે, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભગ જ્ઞાન છે, દર્શનમા ચક્ષુ અચક્ષુ અને અવધિ દર્શન એ ત્રણ ભેદ થયા, લબ્ધિમા લાભ દાન ભોગ ઉપભોગ અને વીર્ય એ પાચ ભેદો છે, સમ્યકત્વ, ચારિત્ર, સયમ અસયમ (દેશ વિરતિ) ત્રણે જુદાજુદા છે, ક્ષાયિક ભાવના નવ ભેદો છે, ૧ કેવળજ્ઞાન, ૨ કેવળ દર્શન, ૩ દાન, ૪ લાભ, ૫ ભોગ, ૬ ઉપભોગ, ૭ વીર્ય, ૮ સમ્યકત્વ, ૯ અને ચારિત્ર છે, પરિણામિક ભાવના ત્રણ ભેદો છે, જીવત્વ ભવ્યત્વ અને અભવ્યત્વ છે, આ એક જીવને આશ્રયી આઠ કર્મમા સાથે લઇએ તે સનિપાતિક ભાવ કહેવાય, તેમા બે સચોગી ત્રણ સચોગી, ચાર સચોગી અને પચ સંચોગી ભેદો થાય છે

## ભાંગાઓનું વર્ણન

દ્વિક સંયોગી—સિદ્ધમાં લાગુ પડે, આઠે કર્મના અભાવે ક્ષાયિક (કર્મ વિનાનો શુદ્ધ) ભાવ, તથા જીવત્વ—એ પારિણામિક ભાવ છે, તે બીજામાં લાગુ ન પડે માટે દ્વિક સંયોગી એક ભાગો થયો, ત્રિક સંયોગી—મિથ્યાદૃષ્ટિ–સમ્યગ્દૃષ્ટિ અવિરત વિરત (દેશ વિરતિ) એટલે ૧–૪–૫ ગુણ સ્થાનકવાળાને ઔદયિક ક્ષાયોપશમિક પરિણામિક એ ત્રણ ભાવો છે, તેમ ૧૩ મે ગુણ સ્થાને ભવસ્થ કેવળિને ઔદયિક ક્ષાયિક પરિણામિક ત્રણ ભાવો છે, ચતુષ્કસંયોગ તે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવોને આદયિક ક્ષાયિક ક્ષાયોપશમિક પરિણામિક એ ચાર ભાવો છે, તથા ઔપશમિક સમ્યગ્દૃષ્ટિઓને ઔદયિક ઔપશમિક ક્ષાયોપશમિક અને પરિણામિક એ ચાર ભાવો છે, હવે પંચ સંયોગી કહે છે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવને ઉપશમ શ્રેણિમાં સર્વથા ચારિત્ર મોહ શાંત થતાં ઔદયિક ક્ષાયિક ઔપશમિક ક્ષાયોપશમિક અને પરિણામિક એ પાંચે ભાવ એક જીવને એક સમયે હોય છે, આ પ્રમાણે ભાવોમાં બે ત્રણ ચાર પાંચ સંયોગી સંભવવાળા છ ભાંગા થાય છે, એજ પ્રમાણે ત્રણ ચાર સંયોગે પંદર ભાગા થાય છે, તે બીજી જગ્યાએ (કર્મ ગ્રંથમાં) બતાવ્યા છે.

આ પ્રમાણે છ ભાવોનું મળવું તે ભાવ સમોસરણ જાણવું, અથવા બીજી રીતે ભાવ સમોસરણ નિર્યુક્તિકાર

બતાવે છે, ક્રિયા–જીવ વિગેરે પદાર્થો છે, એવુ માનનારા ક્રિયાવાદી જાણુવા, એથી ઉલટા અક્રિયાવાદી જાણુવા, તથા અજ્ઞાની તે જ્ઞાનને ઉડાવનારા તથા ફક્ત વિનયનેજ મુખ્ય માનનારા વૈનયિકો જાણુવા, આ ચારેના ભેદોનુ વિવરણુ કરી તેમની ભૂલો બતાવીને તેમને સુમાર્ગે દોરવવા તે ભાવ સમોસરણુ જાણુવુ, આ બાબત નિર્યુક્તિકાર કહેશે પણુ આપણે હવે તે શબ્દનુ તાત્પર્ય સમજાવીએ છીએ, જીવ વિગેરે પદાર્થ છે, તેનો નિશ્ચય કરી પુણ્ય પાપનુ ફળ તથા સુગતિ દુર્ગતિ માને તે બધા ક્રિયાવાદી જાણુવા, મિથ્યા દૃષ્ટિમા ક્રિયાવાદ છતા પણુ ભૂલ શુ છે તે બતાવે છે

*अत्थिाचि किरियवादी वयति णत्थि अकिरियवादी य।*
अण्णाणी अण्णाण, विणइत्ता वेणइय वादी ॥नि ११८॥

તેઓ જૈન માફક સ્યાદ્વાદ અનેકાત (કોઈ અશે) ન માનતા એકાત માને છે, જીવ વિગેરે છેજ, તેથી કોઈ જગ્યાએ કોઈ વખતે કોઈ અશે નથી, તેવુ ન માનવાથી બધે–છે, છે, માનતા કોઇ જગ્યાએ ન હોય તો તેઓ જૂઠા પડે છે, અને જગતમા જે જુદાજુદા ભેદ પડે છે, તે તેમના માનવા પ્રમાણે ન પડે, પણુ અહીં તો દરેક જીવમા પુણ્ય પાપનો પ્રત્યક્ષ ભેદ જણુાય છે માટે તેમનુ ,માનવુ અનુચિત છે તેથી , તેમને એકાત માનવાથી મિથ્યા દૃષ્ટિ કહ્યા, હવે અક્રિયાવાદી જીવ વગેરે

## ભાગાઓનુ વર્ણન

દ્વિક સયોગી—સિદ્ધમા લાગુ પડે, આઠે કર્મના અભાવે ક્ષાયિક (કર્મ વિનાનો શુદ્ધ) ભાવ, તથા જીવત્વ—એ પારિણામિક ભાવ છે, તે બીજામા લાગુ ન પડે માટે દ્વિક સયોગી એક ભાગો થયો, ત્રિક સયોગી–મિથ્યાદૃષ્ટિ–સમ્યગ્દૃષ્ટિ અવિરત વિરત (દેશ વિરતિ) એટલે ૧-૪-૫ ગુણ સ્થાનકવાળાને ઔદયિક ક્ષાયોપશમિક પરિણામિક એ ત્રણ ભાવો છે, તેમ ૧૩ મે ગુણ સ્થાને ભવસ્થ કેવળિને ઔદયિક ક્ષાયિક પરિણામિક ત્રણ ભાવો છે, ચતુષ્કસયોગ તે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવોને આદયિક ક્ષાયિક ક્ષાયોપશમિક પરિણામિક એ ચાર ભાવો છે, તથા ઔપશમિક સમ્યગ્દૃષ્ટિઓને ઔદયિક ઔપશમિક ક્ષાયોપશમિક અને પરિણામિક એ ચાર ભાવો છે, હવે પચ સયોગી કહે છે. ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવને ઉપશમ શ્રેણિમા સર્વથા ચારિત્ર મોહ શાંત થતા ઔદયિક ક્ષાયિક ઔપશમિક ક્ષાયોપશમિક અને પરિણામિક એ પાચે ભાવ એક જીવને એક સમયે હોય છે, આ પ્રમાણે ભાવોમા બે ત્રણ ચાર પાચ સયોગી સભવવાળા છ ભાગા થાય છે, એજ પ્રમાણે ત્રણ ચાર સયોગે પદર ભાગા થાય છે, તે બીજી જગ્યાએ (કર્મ ગ્રંથમા) બતાવ્યા છે.

આ પ્રમાણે છ ભાવોનુ મળવુ તે ભાવ સમોસરણ જાણવુ, અથવા બીજી રીતે ભાવ સમોસરણ નિર્યુક્તિકાર

બતાવે છે, ક્રિયા–જીવ વિગેરે પદાર્થો છે, એવુ માનનારા ક્રિયાવાદી જાણુવા, એથી ઉલટા અક્રિયાવાદી જાણુવા, તથા અજ્ઞાની તે જ્ઞાનને ઉડાવનારા તથા ફક્ત વિનયનેજ મુખ્ય માનનારા વૈનયિકો જાણવા, આ ચારેના ભેદોનુ વિવરણ કરી તેમની ભૂલો બતાવીને તેમને સુમાર્ગે દોરવવા તે ભાવ સમોસરણ જાણવુ, આ બાબત નિર્યુક્તિકાર કહેશે પણ આપણે હવે તે શબ્દનુ તાત્પર્ય સમજાવીએ છીએ, જીવ વિગેરે પદાર્થ છે, તેનો નિશ્ચય કરી પુણ્ય પાપનુ ફળ તથા સુગતિ દુર્ગતિ માને તે બધા ક્રિયાવાદી જાણુવા, મિથ્યા દષ્ટિમા ક્રિયાવાદ છતા પણુ ભૂલ શુ છે તે બતાવે છે

अत्थित्ति किरियवादी वयंति णत्थि अकिरियवादी य।  
अण्णाणी अण्णाणं, विणइत्ता वेणइय वादी ॥नि ११८॥

તેઓ જૈન માફક સ્યાદ્‌વાદ અનેકાત (કોઈ અંશે) ન માનતા એકાત માને છે, જીવ વિગેરે છેજ, તેથી કોઈ જગ્યાએ કોઈ વખતે કોઈ અંશે નથી, તેવુ ન માનવાથી બધે–છે, છે, માનતા કોઇ જગ્યાએ ન હોય તો તેઓ જૂઠા પડે છે, અને જગતમા જે જુદાજુદા ભેદ પડે છે, તે તેમના માનવા પ્રમાણે ન પડે, પણ અહીં તો દરેક જીવમા પુણ્ય પાપનો પ્રત્યક્ષ ભેદ જણાય છે માટે તેમનુ માનવુ અનુચિત છે તેથી તેમને એકાંત માનવાથી મિથ્યા દષ્ટિ કહ્યા, હવે અક્રિયાવાદી જીવ વગેરે

ન માને તેથી છતા જીવો તથા પુણ્ય પાપોને દેખ્યાં છતાં લોપ કરે તેથી તેઓ પણ મિથ્યા દૃષ્ટિ (જૂઠા) છે, જેમ કે જીવ વિગેરેનો એકાતથી નિષેધ કરતા નિષેધ કરનાર ન હોવાથી નિષેધનો નિષેધ થયો, તેથી બધુ અસ્તિ પણે સિદ્ધ થયુ, (જો તે બને મળીને અપેક્ષા સમજી કોઈ અશે અસ્તિ કાઈ અશે નાસ્તિ માને તો બને મળીને જૈન ધર્મી થાય) હવે અજ્ઞાનવાદીનુ સ્વરૂપ કહે છે, જ્ઞાન વિનાના અજ્ઞાની તે અજ્ઞાનને સારૂ માને છે, તે પણ જૂઠા છે, કારણ કે તેમના માનવા પ્રમાણે અજ્ઞાન સાર તે નિર્ણય પણ જ્ઞાન વિના ન પાર જાય, તેથી તેઓ ના પાડે છતા અતે જ્ઞાન મુખ્ય થયુ; હવે વિનયવાદીનુ સ્વરૂપ કહે છે – ફક્ત વિનય કરવાથી સ્વર્ગ તથા મોક્ષને વાછે છે, તેઓ પણ જૂઠા છે, કારણ કે જ્ઞાન તથા ઉચિત ક્રિયા કરવાથી મોક્ષ મળે છે, તે સિવાય નહીં હવે તે ક્રિયાવાદી વિગેરેનુ સ્વરૂપ આચારાગ સૂત્રની ટીકામા વિસ્તારથી કહ્યુ તે અહીં કહેતા નથી હવે તે ચારેના ભેદો વિવરીને કહે છે,

असिय सय किरियाण अक्किरियाण च होइ चुलसीती ।
अण्णाणी य सत्तट्ठी, वेणइयाण च वत्तीसा ॥ ११९ ॥

ક્રિયાવાદીના ૧૮૦ ભેદ આ પ્રમાણે છે, જીવ વિગેરે પદાર્થોના નવ ભેદો છે, તેની સાથે સ્વ અને પર જોડવા, તેની સાથે નિત્ય અનિત્ય જોડવા, તેની સાથે કાલ સ્વભાવ

નિયતિ ઈશ્વર અને આત્મા એ પાચ જોડવા એટલે પ્રથમ જીવના ભેદ લઈએ—

૧×૨×૨×૫=૨૦ એ પ્રમાણે નવના ૨૦×૯=૧૮૦ ભેદો થાય છે, આમાં આ પ્રમાણે સમજવાનુ છે કે (૧) જીવ પોતાની મેળે વિદ્યમાન છે, (૨) જીવ બીજાથી ઉત્પન્ન થાય છે, (૩) જીવ નિત્ય છે, (૪) જીવ અનિત્ય છે તે ચારેને કાળ વિગેરે સાથે લેતા ૨૦ થાય—(૧) જીવ કાળથી છે, અર્થાત્ કાળે થાય છે, (૨) જીવ કાળે બીજાથી (બાપથી) થાય છે, (૩) જીવે ચેતનાગુણો હમેશા નિત્ય છે, (૪) જીવની બુદ્ધિ ઓછી વધતો કાળે થવાથી અનિત્ય છે હવે જીવ સ્વભાવથી છે તે બતાવે છે-(૫) જીવ સ્વભાવથી છે, (૬) જીવ સ્વભાવથી છતા પરંતે બાપથી પ્રકટ થાય છે, (૭) જીવ સ્વભાવથી પોતે કાયમ રહેવાથી નિત્ય છે, (૮) જીવ સ્વભાવથી મરણને શરણ થવાથી અનિત્ય છે, એ પ્રમાણે નિયતિનો અર્થ થવાનુ હોય તે થાય છે તે પ્રમાણે (૯) જીવ થવાનો હોય ત્યારે હજારો ઉત્પન્ન પોતાની મેળે થાય છે, (૧૦) જીવ કોહવાણ વિગેરેનુ કારણ મળે તે ઉત્પન્ન થાય છે, (૧૧) જીવો પોતાની મેળે ઉત્પન્ન થયેલા કાયમ રહે છે (૧૨) જીવો ઉત્પન્ન થયેલા પોતાની મેળે મરે છે (૧૩) જીવો ઇશ્વરથી થાય છે, (૧૪) જીવો ઇશ્વરની કૃતિ છતા આપના નિમિત્તે થાય છે, (૧૫) જીવો ઈશ્વરના કરેલા

છતા નિત્ય છે, (૧૬) જીવો ઈશ્વરના કરેલા છતા અનિત્ય છે (૧૭) જીવો આત્મ રૂપે સ્વય થાય છે, (૧૮) જીવો આત્મ રૂપે છતા બાપથી થાય છે, (૧૯) જીવો આત્મ રૂપે અનિત્ય છે, (૨૦) જીવો આત્મ રૂપે અનિત્ય છે

આ પ્રમાણે જીવ માફક અજીવ-પુણ્ય પાપ આશ્રવ સવર નિર્જરા બધ અને મોક્ષ સાથે ગણતા ૧૮૦ ભેદો થાય છે

કાળ લોકમા જાણીતો છે, રૂતુમા ફળ આવે છે, જેમ કે--
માળી સિંચે સોગણું પણ રુતવિણ ફળ નવ હોય.

સ્વભાવ—જેને ગુણ કહે છે, મરચા તીખા ગોળ મીઠો કોયલીન કડવી હોય છે

નિયતિ—ભવિતવ્યતા-બનવાનુ હોય તે બનેજ-હજારો ઉપાય કરવા છતા પણ અંતે મોત આવે છેજ વૈદ્ય જોશી અને મત્ર બધાએ ત્યા નકામા છે

ઇશ્વર—લોકમા એવી માન્યતા છે કે આ સૃષ્ટિ સ્વય થતી નથી પરતુ જગતમા એક સમર્થ પુરૂષ ઇચ્છા આવે ત્યારે ઉત્પન્ન કરે છે, ઈચ્છા આવે ત્યાં સુધી પાળે છે પછી પ્રલય કરે છે જેમ મદારી ખેલ કરે છે, તેમ ઇશ્વરની આ ક્રીડા છે

આત્મા—કેટલાકો ઇશ્વરની સત્તા ન સ્વીકારતા આત્મા પોતે સમર્થ હોઇ આ કરે છે આમા સમજવાનુ એટલુજ

છે કે દરેકની વાત કોઇ અશે ખરી છે, પરંતુ એકાંત ખેંચે તેથી તે મિથ્યાદષ્ટિ કે જુઠા છે, પણ અપેક્ષાપૂર્વક માને તો બધા મળીને સાચા થાય છે, હવે આ ક્રિયાવાદીના ૮૪ ભેદો બતાવે છે

જીવ વિગેરે પદાર્થો નથી એવુ માનનારાના ૮૪ ભેદો આ પ્રમાણે જાણુવા

જીવ અજીવ આશ્રવ સંવર નિર્જરા બંધ મોક્ષ તેની સાથે કાળ યદૃચ્છા નિયતિ સ્વભાવ ઇશ્વર આત્મા એ છ પદ સાથે જોડવા, તેની સાથે સ્વ અને પર જોડવા એટલે ૭×૬×૨=૮૪ ભેદ થાય છે, તે આ પ્રમાણે (૧) જીવ પોતાની મેળે કાળથી નથી (૨) જીવ પર (બીજા)થી કાળથી નથી, (૩) જીવ યદૃચ્છાથી પોતાની મેળે નથી, (૪) જીવ યદૃચ્છાથી થતો નથી એ પ્રમાણે જીવના એકલાના ૧૨ થાય, તે પ્રમાણે સાતેના ૮૪ થાય—(જીવ ન માને એટલે પુણ્ય પાપનો ભેદ ન હોય માટે બાકીના સાતજ લીધા છે) તે કહે છે

कालयदृच्छा नियति स्वभावेश्वरात्मतश्चतुरशीति ।
नास्तिकवादि गणमते, न सन्ति भावाः स्वपरसस्था ॥१॥

(અર્થ ઉપર આવી ગયો છે,)

-હવે અજ્ઞાનિકો અજ્ઞાનને શ્રેય માનીને તેનાથી પોતાની-

વર્તનને માનનારો અહીં-વિદ્યમાન છે સસાર સ્વરૂપ-વિગેરે માને તે પૂર્વે કહેલ છે તે પ્રમાણે નિશ્ચયપણે તેમાથં સમ્યગ્દષ્ટિપણુ બતાવે છે એટલે એકલુ અસ્તિ (વિદ્યમાન) પણ માનવાથી સમ્યગ્દષ્ટિ પણ ન થાય, કેમકે બધુ અસ્તિ પણે નથી, પ્રથમ અસ્તિપણુ બતાવે છે લોક અલોક છે આત્મા છે, પુણ્ય પાપ છે તેજ પ્રમાણે તેનુ ફળ સ્વર્ગ નરકમા જવુ, તેમ કાળ પણ વિદ્યમાન છે, જેમકે કાળે આખા જગતમા તે કાળના કારણપણાથી ઉત્પત્તિ (જન્મ) વડે સાધના ચો ય ઠડ તાપ વરસાદ વનસ્પતિ ફુલ ફલ વિગેરેમા નજરે દેખાય છે અર્થાત્ ૠતુ ૠતુએ વનસ્પતિ ફળે છે

તેથી કાળને મુખ્ય માનનાર વાદી કહે છે કાળ ભૂતોને પકવે છે-તેમા ફેરફાર વિગેરે કરે છે તેજ પ્રમાણે સ્વભાવવાદી આખા જગતના ફેરફારમા સ્વભાવ (ગુણ) ને મુખ્ય માને છે સ્વ પોતાનો ભાવ (ગુણ) તે સ્વભાવ છે, તેથીજ જીવમા ભવ્ય અભવ્ય મૂર્ત અમૂર્ત પોતપોતાના રૂપ પ્રમાણે કરવાથી જાણીતુ છે, તથા ધર્મ અધર્મ આકાશ કાળ વિગેરે પણ અનુક્રમે ચાલવામા સ્થિર રાખવામા અવકાશ (જગ્યા) આપવામા, તથા પર અપર (નવુ જુનું) વિગેરે સ્વરૂપ બતાવવાથી તે પણ કારણ તરીકે છે કહ્યુ છે કે કોણ કાંટાને ઝીણી અણીવાળા બનાવે છે ?

, ૭ સ્વભાવથી, તેજ પ્રમાણે નિયતિ (નિર્માણ ભવિતવ્યતા હોણહાર હોતબ વિગેરે શબ્દો બોલાય છે તે યથાર્જ કરે છે, રાત પછી દહાડો અને દહાડા પછી રાત બાળપણ જુવાની બુઢાપો વિગેરે) થાય છે, તે પણ કારણરૂપે છે, કારણ કે પદાર્થોને નિયતિ નિયમસર કાર્ય કરાવે છે, તેજ કહેલ છે કે દરેક પદાર્થ નિયતિ બળના આશ્રયથી પ્રાપ્ત થવા યોગ્ય છે, તેજ પ્રમાણે પૂર્વે કરેલુ, તે શુભ અશુભ કૃત્યનુ ફળ સારૂ માઠુ થાય છે, તે પણ કારણરૂપે છે, તેજ કહ્યુ છે કે

यथा यथा पूर्व कृतस्य कर्मणः फलं निधानस्थमिवोपतिष्ठते,
तथा तथा पूर्वकृतानुसारिणी, प्रदीपहस्तेव मतिःप्रवर्त्तते ॥१॥

જેમ જેમ પૂર્વે કરેલા કૃત્યોનુ ફળ કર્મરૂપે જેમ નિધાન (ભડાર)મા સ્થાપ્યુ હોય તે પ્રમાણે પૂર્વ કૃત્યોને અનુસારે હાથમા દીવાની માફક મતિ ચાલે છે, બુદ્ધિ કર્મા સારિણી કહેવત પ્રમાણે છે

તેજ પ્રમાણે પોતાના કર્મ પ્રમાણે મનુષ્ય જન્મો લે છે, તેજ પ્રમાણે તેનુ કર્મ પોતે ન ઇચ્છે તોપણ તે ગતિમા ખેચી જાય છે, વિગેરે તે પ્રમાણે પુરૂષાકાર (આ ભવમા કરેલો ઉદ્યમ) વિના કંઈપણ કાર્ય સિદ્ધ ન થાય,

न दैवमिति सचिन्त्य त्यजेदुद्यममात्मनः
अनुद्यमेन कस्तैल तिलेभ्य. प्राप्तुमर्हति ॥१॥

ભાગ્યને ભરોસે પોતાનો ઉદ્યમ ન છોડવો કારણ કે કયો માણસ ઉદ્યમ વિના તલમાથી તેલ કાઢવા યોગ્ય છે ?

उद्यमाच्चारु चित्रांगि! नरो भद्राणि पश्यति
उद्यमात्कृमिकोटोपि भिनत्ति महतो द्रुमान् ॥२॥

કોઈ પુરૂષ પોતાની સુંદર સ્ત્રીને કહે છે, હે સુંદર અંગવાળી ! માણસ ઉદ્યમ કરવાથી સુખોને દેખે છે, ઉદ્યમ વડે જ કૃમિનો કીડો પણ મોટા ઝાડોને કોતરી ખાય છે

આ પ્રમાણે કાળ વિગેરે બધાને કારણપણે માનતો તથાં આત્મા પુન્ય પાપ પરલોક વિગેરે ઈચ્છતો ક્રિયાવાદી હોય તે સમ્યગ્દષ્ટિ કહેવાય, બીજા અક્રિયાવાદ અજ્ઞાનવાદ વૈનયિકવાદ મિથ્યાવાદ જાણવા, તે કહે છે, અક્રિયાવાદી અત્યન્ત નાસ્તિક પ્રત્યક્ષ દેખાતો જીવ અજીવ વિગેરે પદાર્થોને ન માનવાથી-મિથ્યાદષ્ટિ થાય છે, અજ્ઞાનવાદી તો છતિ મતિ વિગેરેથી સમજાતો હોય ઉપાદેય દેખાડનાર જ્ઞાન પચકને ઉડાવી અજ્ઞાન કલ્યાણકારક છે, એવુ બોલતો કેમ ઉન્મત્ત ન થાય ?

અર્થાત્ તે ઉન્મત્ત છે, તે પ્રમાણે વિનયવાદી પણ એકલા વિનયને માને પણ જ્ઞાન ક્રિયા બન્ને વડે સાધવા યોગ્ય મોક્ષ હોવાથી એકલો વિનય માનનાર પણ નકામો છે, આ પ્રમાણે તેઓ વિપરીત અર્થ કહેવાથી મિથ્યાવાદી છે

પ્રશ્ન—ક્રિયાવાદીના ૧૮૦ ભેદો છે તે એકેક ભેદ જુદા માનવાથી તેને બીજે સ્થળે મિથ્યાવાદી કહેલ છે, આપ અહીં તેને સમ્યગ્દૃષ્ટિ કેવી રીતે કહો છો? ઉ—તે વાદી જીવ છે એવું નિશ્ચય માનીને પાછુ કાળ જ બધુ કરે છે, કોઇ સ્વભાવ કોઇ નિયતિ કોઇ પૂર્વકૃત કોઇ પુરૂષાકાર (ઉદ્યમ) એમ બીજાને ઉડાવી દેવાથી તેઓ મિથ્યાત્વવાદી છે, જેમકે જીવ છે. એમ છે શબ્દ જોડે જીવ એકાંત સુધી દઇએ તો જગત્‌મા જે જે છે તે બધુ જીવ થઇ જાય, (માટે-અજીવ ઉડી જાય છે) પણ જીવ છે તેમ કાળ નિયતિ પૂર્વકૃત અને ઉદ્યમ પણ છે, તેવું પાચેનુ ભેગુ લઇએ, એટલે પાચે પરસ્પર સબંધ રાખવાથી તે સમ્યકત્વ છે, તેમ કાળવાદી વિગેરે પણ પરસ્પર સબંધ રાખે તો તે સમ્યકત્વ છે.

પ્ર—કાળ વિગેરે એક બીજાથી નિરપેક્ષ રહેનો મિથ્યાત્વ સ્વભાવવાળા થાય, અને ભેગામળી જોડાય તો સમ્યકત્વ થાય એ કેમ બને? કારણ કે જે પ્રત્યેકમા નથી તે ભેગા મળીને પણ ન થાય જેમ કે રેતીના કણીયા, (એક કણમા તેલ નથી તો હજાર ભેગા થાય તોપણ નથી,)

ઉ—તેવુ બધે નથી, એક માણેક છે કે એક હીરો છે, એક પાનું છે તેવા અનેક જુદા જુદા રત્નોમા એકપણામા રત્નાવળી (હાર) ન કહેવાય, પણ જ્યા તે રત્નો ભેગા પરોવ્યા કે તે રત્નાવળી (હાર) કહેવાય, આ પ્રત્યક્ષ દેખાય

છે એટલે તમે ન માનોતો તે નકામુ છે, (અર્થાત્ તમારે માનવુ જ પડશે) તેજ બીજે સ્થળે કહ્યુ છે

कालोसहावणियई पुव्वकय पुरि सकारणेगता
मिच्छत्ततेचेव उ समासओ होंति समत्त ॥१॥

કાળ સ્વભાવ નિયતિ પૂર્વકૃત (કર્મ) ઉદ્યમ એ પાચ જુદા હોય તો મિથ્યાત્વ અને સામટા મળે તો સમ્યકત્વ છે

सव्वेवि य कालाई इह समुदायेण साहगा भणिया
जुज्जति य एमेव य सम्म सव्वस्स कज्जस्स ॥२॥

તે બધા કાળ વિગેરે સાથે મળે તો કાર્યના સાધક થાય છે માટે તે જ્યા જોઇએ ત્યા ભેગા મળે તો બધા કાર્યના સમ્યગ્ રીતે કરનારા છે,

न हि कालादीहिंतो केवलएहिं तु जायए किंचि
इह मुग्गरधणादिवि ता सव्वे समुदिता हेऊ ॥३॥

એકલા કાળ વિગેરેથી કઇ થતુ નથી પણ જેમ મગ રાધવા હોય તો પાણી લાકડા રાધનાર ચડે તેવા અને તેની સાથે કાળ (અમુક વખતે) હોય તો ર ધાય,

जहणेग लक्खणगुणा वेरुलियादी मणी विसजुत्ता
रयणावलि ववएस ण लहंति महग्घमुल्लावि ॥४॥

જેમ કે અનેક ઉત્તમ લક્ષણવાળી વૈડૂર્ય વિગેરે મણિઓના છુટા પારા-મણકા જુદા હોય ત્યા સુધી મોઘા મૂલનો દરેક દાણો હોય છતા રત્નાવલિ (હાર) ન કહેવાય,

तहणिययवाद सुविणिच्छियावि अण्णो ऽण्ण पक्ख निरवेक्खा
सम्मद्दसणसद्द सव्वे ऽ वि णया ण पाविति ॥५॥

તે પ્રમાણે નિયતવાદ વિગેરે બધાએ પોતે ન્યાયની રીતે પોતાનો પક્ષ સિદ્ધ કરે છતા બીજાનો સબધ ન રાખવાથી તે બધા નયો સમ્યક્ત્વ શબ્દને પામતા નથી અર્થાત્ તે મિથ્યાત્વી છે

जह पुण ते चेव मणी जहा गुणविसेसभागपडिवद्धा
रयणावलित्ति भण्णइ चयति पाडिक्कसण्णाओ ॥६॥

જેમ તે મણીઓ દોરાસાથે પરોવીએ તો બધી જોડાઇને જુદાપણુ મુકવાથી તે રત્નાવલિ નામે લોકો કહે છે

तह सव्वे णयवाया जहाणुरूवविणिउत्त वत्तव्वा ।
सम्मद्सणसद्दं लभतिणविसेस सण्णाओ ॥७॥

તે પ્રમાણે બધાનયવાદો યથાયોગ્ય વક્તવ્યમા યોજેલા સાથે હોવાથી સમ્યગ્દર્શન શબ્દ પામે છે, પણ વિશેષ સજ્ઞાથી નહિ

तम्हा मिच्छद्दिट्ठी सव्वेवि णया सपक्ख पडिवद्धा
अण्णोण्णनिस्सिया पुण हवति सम्मत्त सब्भावा ॥८॥

તે પ્રમાણે જેઓ પોતાના પક્ષનો કદાગ્રહ રાખે છે, તે બધાએ નયો મિથ્યાદૃષ્ટિઓ છે, પણ પરસ્પર સબંધ રાખી તે સમ્યકત્વસ્વભાવવાળા થાય છે, તેથી જૈનાચાર્ય એકાંતવાદિઓને સમજાવે છે કે કાળ વિગેરે પ્રત્યેક એકાંત કારણ રૂપ છોડીને પરસ્પર સબંધ રાખનાર કાળ સાથે નિયતિ સ્વભાવ કર્મ અને ઉદ્યમ એ પાંચે ભેગા મેળવી પાંચેને કારણ માની કાર્યસિદ્ધિ માનો તે અમારૂં કહેલું પ્રત્યક્ષ તમને તથા જગતને સત્ય જણાશે, આ પ્રમાણે સમવસરણ અધ્યયનનો નામ નિક્ષેપો કહ્યો હવે સૂત્ર અનુગમ (વિષય) મ સૂત્ર કહેવું તે અટકયાવિના શુદ્ધ ઉચ્ચારે બોલવું તે કહે છે

चत्तारि समोसरणाणिमाणि
पावादुया जाइं पुढो वयंति
किरियं अकिरियं विणियतितइयं
अण्णाणमाहंसु चउत्थेमव॥ सू. १

અગ્યારમા અધ્યયનનો બારમા સાથે આ સબંધ છે કે સાધુનો માર્ગ જણે સ્વીકાર્યો છે તેણે કુમાર્ગે ગયેલા એકાંતવાદીઓનો એકાંત પક્ષ સમજીને તે બધાએ છોડી દેવા, તે એકાંતવાદને આ અધ્યયનમાં વિગતવાર સમજાવે

છે, તે પૂર્વના અધ્યયનની છેલ્લી સૂત્રગાથા સાથે બારમાની પહેલી ગાથાનો સબંધ પણ બતાવે છે, પૂર્વે સવૃતો મહા પ્રશ્નો વિગેરે કહેલ છે,

તે સારો સાધુ શુદ્ધ ગોચરી લઈને મૃત્યુ સમય સુધી સ્વપરનુ કલ્યાણ કરતો સમાધિમાં રહે, એ કેવળી ભગવાનનું વચન છે, તે પરતીર્થિનું એકાંત વચન ન માને એ કેવળી પ્રભુનો મત છે, તે એકાંતવાદીઓનુ શુ કહેવુ છે તેનું સ્વરૂપ આ પ્રથમ ગાથામા બતાવે છ, અહી ચાર વાદીઓનુ એકઠા થવાનું છે, (પાચ કે ત્રણ નહિ) એટલે ૩૬૩ ભેદો છે તેને આત્મા સમાવી દીધા, તે ચારે જુદ જુદ બોલનારા પર તીર્થિઓ છે તે ચારેના નામ પણ તેના ગુણો પ્રમાણે સજ્ઞા આપીને ઓળખાવે છે, (૧) ક્રિયા છે એવુ બોલનારા ક્રિયાવાદીઓ છે, (૨) ક્રિયા નથી, એવુ બોલનારા અક્રિયાવાદીઓ છે, (૩ વિનયવાદીઓ (૪) અજ્ઞાનીઓ, એ ચાર ભેદને વિશેષ પ્રકારે કહે છે

अण्णाणिया ता कुसलावि संता
असंथुया णो वितिगिच्छतिन्ना
अकोविया आहु अकोविएहि
अणणाणु वीइत्तु मुसं वयंति सू. २

ક્રિયાવાદી અક્રિયાવાદી વિનયવાદી અજ્ઞાનવાદી એ ચારે સામાન્યથી બતાવી હવે તેમની ભૂલો બતાવવા પ્રથમ તેમનો મત સ્થાપે છે, તેમા છેલ્લો અજ્ઞાનવાદી મત પ્રથમ લે છે, તે પશ્ચાનુપૂર્વી છે, (વ્યાખ્યાન કરતા પહેલેથી પણ લેવાય તે પૂર્વાનુપૂર્વી, છેલ્લેથી લેવાય તે પશ્ચાનુપૂર્વી, અને ગમેતેમ લઇને વર્ણવીએ, તે અનુપૂર્વી ન કહેવાય,) અથવા તે અજ્ઞાનવાદીઓ બધા તત્વોને ઉડાવે છે, માટે તે અત્યત અસબદ્ધ (વિપરીતભાષી) છે, તેથી પ્રથમ તેમ નેજ કહે છે, અજ્ઞાન જેમને છે, અથવા અજ્ઞાનવડે પોતાનો નિર્વાહ કરે છે તે અજ્ઞાની અથવા આજ્ઞાની (જ્ઞાન ઉઠાવ નારા) છે, તે બતાવે છે, અજ્ઞાનીઓ કહે છે કે અમે કુશળ (ડાહ્યા) છીએ, એવુ બોલવા છતા અજ્ઞાનનેજ પ્રધાન માનવાથી તેઓ અસબદ્ધ (મિથ્યાવાદી) છે, તેઓ જ્ઞાનની કિંમત ન સમજવાથીજ ચિત્તમા જે ભ્રાન્તિ થઈ હોય તે શકાને દૂર ન કરી શકવાથી અજ્ઞાનજ શ્રેય છે એવુ બોલે છે, તેઓ એમ કહે છે કે જેઓ જ્ઞાની છે તે પરસ્પર વિરૂદ્ધ પક્ષ કરીને માહોમાહે લડીને સાચા તત્વના ગ્રાહક થતા નથી, જેમકે કેટલાક આત્માને સર્વ વ્યાપી માને છે ત્યારે બીજા સર્વવ્યાપી નથી માનતા, કેટલાક અગુઠાના પર્વ (રેખા) માફક માને છે કેટલાક શ્યામાક તદુલ (સામા નામથી ઓળખાતા ઝીણા ચોખા) જેવડો માને છે, કેટલાક મૂર્ત માને છે, અને કેટલાક અમૂર્ત

(અરૂપી) માને છે, કોઇ હૃદયમા રહેલો કોઇ લલાટમા રહેલો માને છે, હવે એક આત્મા નામના પદાર્થમા અનેક ભેદ (ઝઘડા) છે, એજ પ્રમાણે બધા પદાર્થોમા એક વાકયતા (અભેદભાવ) નથી, આ બધા ભેદોને સમજનારો અતિશય જ્ઞાની કોઇ નથી કે તેને સમજીને બીજાને સમજાવી શકે, કદાચ કોઇ હશે, તો આપણે અજ્ઞાની હોવાથી તેને ઓળખી શકતા નથી, કારણ કે અસર્વજ્ઞ (સપૂર્ણ નહિ જાણનારો) બધુ કયાથી જાણે ? એવુ વચન છે તે બતાવે છે

सर्वज्ञोऽसाविति ह्येत, तत्कालेपि बुभुत्सुभिः
तज्ज्ञानज्ञेयविज्ञानशून्यैर्विज्ञायते कथ ॥१॥

કદાચ કોઈ સર્વજ્ઞહોય તે વખતે પણ સર્વજ્ઞને જાણ વામા જે આવે તેવું ઉત્કૃષ્ટ જ્ઞાન જેને નથી તેવા કેવીરીતે તે બધુ જાણે ? તેમ તેના ભીધા ઉપાયવાળા પરિજ્ઞાન (બોધ) ના અભાવથી સભવ પણ ન થાય (કે તેણે બધુ જાણી લીધુ) જયા જ્ઞાનનો અભાવ નથી ત્યા સભવ થાય, હવે સભવ કયારે થાય કે જ્ઞાનનો અભાવ ન થાય એમ બે એકેકથી જોડાયલા છે, તે બતાવે છે, વિશિષ્ટ (ઉત્તમ) જ્ઞાન વિના તેની પ્રાપ્તિના ઉપાયનુ પરિજ્ઞાન થાય (અર્થાત્ જાણવા માટે નિશ્ચય કરવા માટે ઉત્તમ જ્ઞાન જોઇએ, તે ઉપાય (જ્ઞાન) વિના ઉપેય (જ્ઞેય પદાર્થોના નિર્ણય) ની પ્રાપ્તિ ન થાય, વળી જ્ઞાન (સામાન્ય બોધ) જ્ઞેય (બધા

પદાર્થો) ના સ્વરૂપને નિશ્ચય કરવાને (સમજવાને) શક્તિવાન છે, જેમકે કંઈ પણ દેખાય છે તેના ત્રણ ભાગ ધારીએ. આમે નજરે દેખાતો વચલો અને પાછલો એમ ત્રણે ભાગ થના આપણી સામાન્ય દૃષ્ટિ પ્રમાણે નજરે દેખાતો ભાગ જણાશે, પણ વચલો પાછલો નહિ દેખાય, કારણ કે પાછલા બે દેખાતા નથી, નજરે દેખાતા ભાગના પણ ત્રણ ભાગ પાડીએ તો સૌથી સૂક્ષ્મ ભાગ પરમાણુ થશે, તે અત્યંત બારીક હોવાથી આપણી આંખે તો નહિજ દેખાય, (વચલા કેટલાક દેખાશે ને કંઈક નહિ દેખાય) એમ સર્વજ્ઞના અભાવથી અને અસર્વજ્ઞથી બરોબર નિર્ણય ન થવાથી તથા સર્વે વાદીઓના પરસ્પર વિરૂદ્ધ તત્વ માનવા વડે તેમાં માથું મારવા જતા સામાન્ય જ્ઞાનીઓને તથા પ્રમાદવાળા જીવોને ગમે તેમ બોલી જવાથી બહુ દોષો લવાથી અજ્ઞાનજ વધારે સારૂ (કે દોષો ન થાય) તે બતાવે છે, જેમ કે 'કોઈ અજ્ઞાની કોઈને પગની માથામાં લાત મારે તો પણ તેના ચિત્તની શુદ્ધિ હોવાથી તવા દોષ નો ભાગી ન થાય, (બાળક અજ્ઞાની કોઈને લાત મારે તો પણ ક્રોધ ચડતો નથી) આ પ્રમાણે અજ્ઞાનીઓ અજ્ઞાનને શ્રેય માનવાથી મિથ્યાવાદી છે તેમ અજ્ઞાનને શ્રેય માનવાથી તેમની શંકા કંઈ દૂર થતી નથી એમ અનાની અનિપુણ સમ્યગ્ જ્ઞાનથી રહિત જાણવા, તેમનું સમાધાન જૈનાચાર્ય કરે છે,

તેમની પ્રથમની શંકા આ છે કે પરસ્પર વિરૂદ્ધ બોલ

વાદી યથાર્થવાદી (સાચા) નથી તે ઠીક છે કારણ કે તે જોવનારા અસર્વજ્ઞના કહેલા આગમ (સિદ્ધાંત)ને માને છે, પણ તેથી બધાએ અજ્ઞગમવાદો (સિદ્ધાંતના વચનો)ને બાધ આવતો નથી, કારણ કે સર્વજ્ઞ પ્રણીત આગમ માનનારા વાદીઓને કયાય પરસ્પર વિરોધ આવતો નથી, કારણ કે તે સિવાય સર્વજ્ઞપણું સિદ્ધ ન થાય, તે કહે છે

જ્ઞાન ઉપર આવેલા આવરણો (પડદા) સંપૂર્ણ ક્ષય થવાથી તેવા જ્ઞાની ભગવતને રાગ દ્વેષ મોહવાળા જૂઠા કારણો ન હોવાથી તેમનુ વાકય યથાર્થ (સાચુ) હોવાથી તમે એમ નહીં કહી શકો કે તે અયથાર્થ (જૂઠુ) છે, અજ્ઞાની અહીં શકા કરે છે કે જો કોઈ સર્વજ્ઞ હોય, પણ તે સર્વજ્ઞ છે, એવો સભવ અમને થતો નથી, તે પૂર્વે બતાવ્યુ છે જૈનાચાર્ય કહે છે તમે સાચુ કહ્યુ પણ અયુક્ત કહ્યુ, જુઓ "એ સર્વજ્ઞ વિદ્યમાન હોય તોપણ અમારા જેવા અજ્ઞાનીથી ઓળખાતો નથી ' એ તમારૂ વચન અયુક્ત છે, તે બતાવીએ છીએ, "જો કે તમારા માનના પ્રમાણે પરના મનની વાત બરોબર આપણો ન જાણી શકવાથી સરાગીઓ વીતરાગ જેવા દેખાય છે, અને સાચા વીતરાગો દેખાય છે, એમ પ્રત્યક્ષ એકદમ ન જણાય, પણ સભવ અનુમાનના સદ્ભાવથી અને બાધક પ્રમાણના અનુભવથી તેનું અસ્તિ (વિદ્યમાનપણું) ઉડી જતુ નથી, સભવ અનુમાન બતાવે છે, વ્યાકરણ વિગેરે શાસ્ત્રના ભણવાથી સસ્કારવાળી, બુદ્ધિનો

જ્ઞાન અતિશય (સમજવાની શક્તિ) જાણવા જોગ પદાર્થની તરફ જરૂર દોરવે છે, જેમ જેમ અજ્ઞાની કરતા વૈયાકરણી કે ભણેલો વધારે સમજે, તેમ તેમ વિશેષ વિશેષ અભ્યાસથી (ધ્યાન વિગેરે કરવાથી જ્ઞાન વધતા) સંપૂર્ણ જાણનારો સર્વજ્ઞ પણ થાય, તે સર્વજ્ઞ નજ થાય એવું સર્વજ્ઞતાને બાધક પ્રમાણ કયાય નથી, તે બતાવે છે

કોઈ આપણા જેવો સામાન્ય દેખનારો પ્રત્યક્ષથી સર્વજ્ઞનો અભાવ સાધવાને શક્તિવાન નથી, કારણ કે તેનું જ્ઞાન થોડું હોવાથી જ્ઞેય જાણવાને શૂન્ય જેવો છે, તમે કહેશો કે તે સર્વજ્ઞના જ્ઞાનને જાણવા શક્તિવાન છે, તેવું અશૂન્ય (પુરૂ)તેનું જ્ઞાન કહેશો તો તે પોતે સર્વજ્ઞ રૂપે થશે પણ તે વાત તમે માનવાના નથી, તેમ પ્રત્યક્ષથી બીજે નંબરે અનુમાન પ્રમાણ છે તેનાથી પણ નિષેધ નહિ થાય કારણ કે તેનું અવ્યભિચારી (ખરેખરૂં) લિંગ (ચિન્હ) મળશે નહિ (જો પ્રત્યક્ષ કંઈ નિષેધ થાય તો બીજે અનુમાનથી નિષેધ થાય તેવું બનનાર્નું નથી, તેમ ઉપમા પ્રમાણથી પણ સર્વજ્ઞનો અભાવ સધાશે નહિ, કારણ કે તેવું સદૃશ બીજે કંઇ નિષેધ જોયો હોય તો થાય, પણ સર્વજ્ઞનો અભાવ સાધવામાં તેના જેવું બીજે કંઈ બન્યું હોય, કે તેથી તમે સર્વજ્ઞનો અભાવ સિદ્ધ કરી શકો તેમ અર્થાપત્તિ પ્રમાણથી પણ સિદ્ધ નહિ થાય કારણ તેમાં પ્રત્યક્ષ પ્રમાણ હોય તોજ બીજા પ્રમાણ પ્રમાણે સિદ્ધ થાય, એટલે પ્રત્યક્ષ વિગેરે

પ્રમાણે ન સધાયાથી અર્થાપત્તિ પણ નકામી છે, તે પ્રમાણે આગમ પ્રમાણમા પણ નથી, તેમા તો સર્વજ્ઞ હોવાનુ બતાવેલ છે, આ પ્રમાણે પાચ પ્રમાણના અભાવનો અભાવ હોવાથી સર્વજ્ઞનો અભાવ સિદ્ધ ન થાય, તે બતાવે છે સર્વત્ર સર્વદા તેનુ ગ્રાહક પ્રમાણ સભવે નહિ. એવું સામાન્ય બુદ્ધિવાળો ન કહી શકે, સામાન્ય બુદ્ધિવાળો હોય તે દેશ (બીજા મુલકના) કાળ (બીજા સમયના) થી વધારે જ્ઞાનવાળાઓનુ વિજ્ઞાન જાણવા અશકય છે, કદાચ તમે કહેશો કે બધા દેશ અને બધા કાળના લોકોનુ વિજ્ઞાન જાણવા તે સમર્થ છે, તો સમર્થ પોતે સર્વજ્ઞ સિદ્ધ થયો. એટલે સામાન્ય બોધવાળાનું વિદ્યમાન જ્ઞાન સર્વજ્ઞનો અભાવ ન સાધે, કારણ કે તેમા તેનું વ્યાપક પણું (બરોબર તુલના કરવા જેટલુ બળ) નથી, અને વ્યાપક પણાના અભાવથી વ્યાપકની વ્યાવૃત્તિ ( ) સુક્તા થાય તેમજ બીજી વસ્તુનું જ્ઞાન રૂપ અભાવ (જેમકે ઘટ જોવાથી પટજ્ઞાનનો અભાવ) સર્વજ્ઞનો અભાવ સાધવાને સમર્થ નથી, બીજી વસ્તુ તથા સર્વજ્ઞ એ બનેના એક જ્ઞાનનો સસર્ગ (વિષયપણું) ના નિયમનો અભાવ છે, (અર્થાત્ જ્ઞાનના અનતા ભેદમા એકને એક જ્ઞાન હોય બીજાને બીજુ જ્ઞાન હોય તે પરસ્પર જાણવાથી બીજાના જ્ઞાનનો નિષેધ ન કરી શકે, અધ માણસ દેખતા સૂર્યના પ્રકાશનો નિષેધ ન કરે, તેમ અ પજ્ઞાની અલ્પજ્ઞાનથી સર્વજ્ઞના

જ્ઞાનનો અભાવથી અને સર્વજ્ઞ અનુમાનનાં સ્વીકારથી સર્વજ્ઞ સિદ્ધ થાય છે, તથા તે સર્વજ્ઞ પ્રભુના કહેલા આગમનો સ્વીકાર કરવાથી મતભેદો દૂર થયા તે કહે છે, જિનેશ્વરના કહેલા આગમ માનનારનું વચન એકસરખું હોવાથી શરીર માત્રમાં વ્યાપી અમારી આત્મા છે, ત્યાંજ તેની પ્રાપ્તિ (તે સંબંધી ચેષ્ટા) દેખાય છે એક બીજાના દોષ લાગુ પડતા નથી, કારણ કે શીખતા વિદ્યાર્થીની પ્રજ્ઞા (બુદ્ધિ)નો જ્ઞાન પ્રભાવ પોતાના આત્મામાં ને ભણેલા કરતા વધારે હોય છે, અને તે પ્રત્યક્ષ અનુભવવાળાનો નિષેધ કોઇ કરી શકે તેમ નથી, વળી જૈનાચાર્ય અજ્ઞાનવાદીને કહે છે —

"જ્ઞાન જ્ઞેયના સ્વરૂપને જાણવાને સમર્થ નથી, કારણ કે સર્વ જગ્યાએ આગલો ભાગ પાછલા ભાગને ઢાંકે છે, સૌથી નાનો ભાગ પરમાણુ અતીંદ્રિય છે, ઇંદ્રિયથી ન જણાય વિગેરે કહ્યું' તે તમારૂં કહેવા માત્ર છે, કારણ કે સર્વજ્ઞના જ્ઞાનમાં દેશકાળ સ્વભાવ આશ્રયી જે દેખાય નહિ, તેવો પડદો નથી વળી સામાન્ય બુદ્ધિવાળામાં પણ અવયવના દ્વારવડે પદાર્થમાં પ્રવૃત્તિનો પડદો નથી (અર્થાત્ અનુમાન અને તર્કથી કેટલુંક જ્ઞાન થાય છે) કારણ કે અવયવવાળો પદાર્થ પોતાના અવયવવડે ઢંકાતો નથી, પણ તે તો પીછીના અવયવોનું સૂચન કરે છે,) એ યુક્તિયુક્ત છે

વળી અજ્ઞાન જ શ્રેય છે, તે અજ્ઞાન પર્યુદાસ પ્રતિષેધ

અથવા પ્રસજ્ય પ્રતિષેધથી એમ માનો છો ? તેમાં જો જ્ઞાનથી અજ્ઞાન ભિન્ન માનો છો તો પર્યુદાસ વૃત્તિથી જ્ઞાનાંતર (બીજું જ્ઞાન) તમે માન્યું, પણ અજ્ઞાનવાદ સિદ્ધ ન થયો, અથવા એમ માનો છો કે જ્ઞાન બીલકુલ નથી તે તુચ્છ અજ્ઞાન નીરૂપ જ્ઞાનનો અભાવ માનો તો તે સર્વ શક્તિ (જાણવાનો ભાવ)થી રહિત છે, તે કેવી રીતે શ્રેય થાય? વળી અજ્ઞાન-શ્રેય પ્રસજ્ય પ્રતિષેધથી જો જ્ઞાન શ્રેય ન માનતા હો, તો ક્રિયાનો પ્રતિષેધ કર્યો કહેવાય તે તો પ્રત્યક્ષ દેખતાને બાધ આવશે ? (કોણ માનશે ?) કારણ કે-સમ્યગ્ જ્ઞાનથી અર્થ, સમજીને કાર્ય કરનારો કામ થયા પછી કવી રીતે જૂઠો કહેવાશે ? વળી અજ્ઞાની તથા પ્રમાદીઓથી પગની લાતે માથામાં લાગતા ઓછો દોષ થાય તો સમજવાં છતાં અજ્ઞાન શ્રેય તેવું જે માને છે તેથી તો તેને પોતાના માનેલાનો વિરોધ થાય છે, જ્યાં પ્રત્યક્ષ વિરોધ-ત્યાં અનુમાન પ્રમાણ ન ઘટે તેથી અજ્ઞાનવાદીઓ ધર્મોપદેશ માટે અનિપુણ છે એમ પોતે અનિપુણ છતાં બીજા શિષ્યોને ઉપદેશ દે છે (કે અજ્ઞાન શ્રેય છે ?) (સૂત્ર ગાથામાં એકવચન માગધી કાવ્યને લીધે છે) શાક્ય બોધ પણ પ્રાયે અજ્ઞાનવાદી છે, કારણ કે તેઓ એવું માને છે કે અજ્ઞાનીથી કરાયેલા કૃત્યનો કર્મબંધ થતો નથી, વળી બાળક મત્ત (ગાંડો) સુતેલો વિગેરેનું જ્ઞાન અસ્પષ્ટ (અપ્રકટ) હોવાથી તેમના કૃત્યનો પણ કર્મ બંધ થતો નથી, 'આવું

બોલવાથી તેઓ પણ (તેટલે અંશે) અનિપુણ છે, વળી અજ્ઞાન પક્ષનો આશ્રયલેવાથી અને વગર વિચારે બોલવાથી તેઓ જુઠુ બોલનારા છે, કારણ કે વિચારીને બોલવુ તે જ્ઞાન હોય તો જ બોલાય છે, અને સત્ય બોલવુ તે વિચારણાના જ્ઞાન ઉપર જ આધાર રાખે છે, કારણ કે જ્ઞાન ન સ્વીકારવાથી વિચારીને બોલવાનો અભાવ થાય છે, અને વિચારના અભાવને લીધે તેમનુ બોલવુ મૃષાવાદ (જૂઠુ) છે-

सत्यं असत्यं इति चिंतयंता,
असाहु साहुत्ति उदाहरंता
जेमे जणा वेणइया अणेगे
पुट्टावि भावं विणइं सुणाम ।। सू. ३ ॥

હવે વિનયવાદીના તત્વની વિચારણા કહે છે સારા પુરૂષોનુ હિત કરે, તે સત્ય-પરમાર્થ-યથાર્થ વસ્તુનુ નિરૂપણ-મોક્ષ અથવા મોક્ષના ઉપાય તુલ્ય સયમ તે સત્ય છે, એ સત્યને અસત્ય માનનારા અને અસત્યને સત્ય માન નારા અને ફક્ત વિનયથી મોક્ષ માનનારા એજ પ્રમાણે અસત્યને સત્ય માનનારા તેઓ છે, તે બતાવે છે, સમ્યગ્દર્શન જ્ઞાનચારિત્રરૂપ મોક્ષ માર્ગ સત્ય છે, તેને અસત્યપણે માનવાથી તથા વિનયથી જ મોક્ષ એ અસત્ય છતા સત્ય માનવાથી તથા અવિશિષ્ટકર્મ

(સાધુપણાની ક્રિયા) રહિત ફક્ત વદન વિગેરે ક્રિયા કરવા રૂપ વિનય કરે તેથી ગૃહસ્થ હોવા છતા) તેને સાધુ માને (પણ તેનામા સયમ ન હોય) તેથી તેઓ ધર્મની બરોબર પરીક્ષા કરનારા નથી કારણ કે તેઓ ફક્ત વિનયનેજ ધર્મ માને છે

પ્ર૦ તેવા કોણ છે?

ઉ૦ જેઓ આ (આગળી કરીને બતાવે છે) નજરે દેખાતા સામાન્ય (જગલી) માણસ જેવા ફક્ત વિનય કરવાથી વૈનયિક મતવાળા છે, તેઓ ફક્ત વિન યથી સ્વર્ગ તથા મોક્ષની પ્રાપ્તિ માને છે, તે તેવા ઘણાએ એટલે ૩૨ ભેદવાળા વિનયવડે ચર (ફર)વાથી વિનયચારીઓ છે, તેઓને કોઈ ધર્માર્થી પૂછે (અપિ શબ્દથી) ન પૂછે તો પણ પોતાના ભાવ (અભિપ્રાય) પ્રમાણે પરમાર્થ (માનેલુ) કહે છે કે ફક્ત વિનયથીજ સ્વર્ગ મોક્ષની પ્રાપ્તિ છે, વિનયવાદીઓ હમેશા પોતાની બધી સિદ્ધિઓ માટે બોલે છે કે 'વિનય કરો, (નામ શબ્દ મોક્ષની સભાવના માટે છે) એથી પોતે માને છે અને બીજા પાસે મનાવે છે કે વિનયથી સર્વ કાર્યની સિદ્ધિ છે, તેઓ કહે છે કે-'સર્વ કલ્યાણોનું મૂળ વિનય છે'' 'વનો (વિનય) વેરીને વશ કરે," (જૈનો વિનયને સ્વીકારે છે, પણ વિનય સાથે સર્વ જીવોના રક્ષણરૂપ સયમ જોઈએ, તે સયમ

વિના મોક્ષ ન થાય) માટે વિનયવાદીને ઉપદેશ કરશે કે વિનય સાથે સયમ જોઇએ)

अणोवसंखा इति ते उदाहू
अट्ठे स ओभासइ अम्ह एवं
लवावसंकी य अणागएहिं
णो किरियमाहंसु अकिरियवादी ॥सू:४॥

વળી સખ્યા (ગણુવુ વિચારવુ) તે પરિચ્છેદ ઉપસખ્યા પરિજ્ઞાન-ન ઉપસખ્યા—અનુપસખ્યા, વિચારવા વિના વ્યામૂઢમતિઓ તે વૈનયિકો પોતાના આગ્રહમા દઢ થયેલા હોવાથીજ એકલા વિનયથી સ્વર્ગ તથા મોક્ષ મળવાનુ બતાવે છે, અને મહામોહથી આચ્છાદિત થયેલા પોતાનુ ધારેલુ બીજાને કહી બતાવે છે કે ફક્ત વિનય કરવાથી જ સ્વ-અર્થ સ્વર્ગ મોક્ષ વિગેરે અમને પ્રાપ્ત થાય છે, અનુપ સખ્યા ઉદાહૃતિ (વિના વિચારે બોલવાનુ દૃષ્ટાન્ત) તે આ વિનય વાદીઓનુંજ જાણુવુ, કારણ કે જ્ઞાનક્રિયા વડે મોક્ષ મળે, તે ઉડાવીને ફક્ત તેઓ એકલા વિનયથીજ મોક્ષ પ્રાપ્ત થવાનુ બતાવે છે, વળી તેઓ કહે છે કે સર્વ કલ્યાણોનુ ભાજન (વાસણુ) વિનય છે, તે પણુ સમ્યગ્દર્શન વિગેરેની પ્રાપ્તિ થયા પછી કલ્યાણરૂપ થાય છે, ફક્ત એકલા વિનયથી કઇ થતુ નથી,

કારણ કે સમ્યગ્દર્શન વિગેરે વિના એકલા વિનયવાળો બીજા ગુણોને ઉડાવવાથી તિરસ્કાર જ પામે છે (નવી વહુ સાસુને પગે લાગીને ઘરમા કશું કામ ન કરે તો તિરસ્કારજ પામે છે, તેમ શિષ્ય ગુરૂને ફકત વાંદીને બેસી જાય, ગોચરી પાણી ન લાવે તો તે પણ તિરસ્કાર પામે) કારણ કે તેથી ઇચ્છિત અર્થ મોક્ષની પ્રાપ્તિ થતી નથી, તેથી તેમનું તે અજ્ઞાન આવરણથી ઢંકાયેલું કહીએ છીએ, પણ ઇચ્છિત અર્થ પ્રાપ્ત કરવાને વૈનયિકો અયોગ્ય છે

હવે અક્રિયાવાદી વિગેરેનું દર્શન (મતવ્ય) કહે છે, લવ-કર્મ-તેનાથી અપશકિત-કર્મબંધથી ખસી જવાના આચારવાળા તે લવાશંકી-લોકાયતિક (નાસ્તિક) તથા બૌધ વિગેરે છે કારણ કે તેઓ આત્માજ માનતા નથી તો ક્રિયા કે તેનાથી થતો કર્મબંધ કેમ સંભવે? તેમના કહેવા પ્રમાણે ઉપચાર માત્ર બંધ છે, તે કહે છે

बद्धा मुक्ताश्च कथ्यन्ते मुष्टिग्रन्थि कपोतकाः
न चान्ये द्रव्यत' सन्ति, मुष्टिग्रन्थि कपोतका' ॥१॥

બંધવાળા અને બંધથી મુક્ત તે મૂઠીમા ખબુતરને દબાવેલ હોય તેવા છે, પણ દોરડા વિગેરે બંધનથી બાંધેલા જેમ ખબુતરા નથી, તેમ તે પણ નથી

હવે બૌધો આ પ્રમાણે માને છે, કે ક્ષણિક ક્ષણમાત્ર રહેનારા સર્વે સંસ્કાર (ક્રિયા તથા અનુભવ) છે, અને

અસ્થિત અસ્થિરને ક્રિયા કયાથી હોય ?, વળી સ્કધ પચ કનો સ્વીકાર તે પણ સવૃતિ (કહેવા) માત્ર, પણ પરમાર્થ (સાચો) નથી, તેમનુ આ પ્રમાણે માનવુ છે, " વિચારેલા પદાર્થો કોઈપણ રીતે જ્ઞાનથી આત્માને કઈપણ આપી દેતા નથી, જેમકે અવયવી (પદાર્થ) તત્વ અતત્વ એવા બે ભેદો વડે વિચારવાથી બરોબર સમજાતો નથી, તેમ અવયવો પરમાણુ સુધી વિચારતા ઘણો સૂક્ષ્મ થઇ જવાથી આપણી સામાન્ય બુદ્ધિમા સમજાતો નથી, વિજ્ઞાન પણ જ્ઞેયના અભાવથી અને અમૂર્તના નિરાકાર પણાથી આકારપણાને પામતો નથી, તે બતાવે છે કે

यथा यथा ऽर्थाश्चिन्त्यन्ते विविच्यन्ते तथा तथा
यद्येतत् स्वयमर्थेभ्यो रोचत्ते तत्र के वयम् ॥१॥

જેમ જેમ પદાર્થો વિચારીએ, તેમ તેમ વિવરણ વધેજ જાય છે, ને તે પ્રમાણે આ પદાર્થોથી પોતાની મેળે વિવેચનરૂપે (કાર્ય લબાવે) તો ત્યા અમે શુ કહીએ ? (જેનો અતજ નથી તેમા શુ વિચારીએ ?) આ પ્રમાણે પુણ્ય પાપ ઉડાવવારૂપ ગુપ્ત રીતે નાસ્તિકો બૌધજ છે, તેઓ આ પ્રમાણે માને છે કે આવતા ક્ષણો આવ્યા નથી, (ચ શબ્દથી) ગયેલા વિદ્યમાન નથી, અને પૂર્વ તથા પછીના ક્ષણ સાથે વર્તમાન ક્રિયાને સબધ નથી, ( નાશ થયેલાનો વર્તમાન સાથે સબધ ન હોય) તેથી તેની ક્રિયાના સબધના અભાવે તેનો

કર્મબંધપણું નથી, આ પ્રમાણે અક્રિયાવાદીઓ નાસ્તિકો બધા પદાર્થોને ઉડાવવાથી કર્મબંધથી બાગનાક્રિયા (ધર્મક્રિયા) ને માનતા નથી, તે પ્રમાણે અક્રિય આત્મા માનનારા સાંખ્યમતવાળા આત્માને સર્વવ્યાપિ માનતા હોવાથી તેઓ પણ ક્રિયામાનતા નથી, તેવી બૌધ નાસ્તિક તથા સાંખ્યમતવાળા અપરિજ્ઞાનથી પૂર્વે કહેલુ બોલે છે, અને તે અજ્ઞાનતાથી બોલે છે કે અમારા બોલવામા સત્ય છે, અર્થ યોજાય છે, એટલે ચોથી ગાથાનુ પૂર્વાર્ધ કાગડાની એક આંખનો ડોળો બને બાજુ ફરતો હોવાથી બનેમા ગણાય તેમ અક્રિયાવાદી મતમા પણ યોજવો, અર્થાત્ તે અપેક્ષાએ બૌદ્ધ નાસ્તિક અને સાંખ્ય ત્રણે અક્રિયાવાદીઓ છે, હવે શિષ્યોના બોધ માટે અક્રિયવાદીઓનુ અજ્ઞાનપણાનું વિવેચન કરે છે

सम्मिस्स भावं च गिरा गहीए
से मुम्मुई होइ अणाणुवाई
इमं दुपक्खं इममेगपक्खं
आहंसु छलायतणं च कम्मं ॥ ५॥

પોતાની વાણીથી સ્વીકારીને અથવા આતરારહિત આવેલા વિષયને પ્રતિષેધ કરનારા મિશ્રભાવ તે અસ્તિત્વ-નાસ્તિત્વને લોકાયતિકો સ્વીકારે છે

વા શબ્દથી જાણવું કે પ્રતિષેધ સ્વીકારવામાં તેઓ અસ્તિત્વ (છતાપણું)જ માને છે, તે બતાવે છે, લોકાયતિક પ્રથમ પોતાના શિષ્યોને જીવ વિગેરેના અભાવવાળું શાસ્ત્ર બતાવતાં આંતરા રહિત **આત્માને** કર્ત્તા તથા કરણ તે શાસ્ત્ર અને કર્મરૂપે **શિષ્યોને** પોતે જરૂર સ્વીકારે છે, (અર્થાત્ પોતે ઉપદેશ દેવાથી કર્ત્તા અને કરણ તે શાસ્ત્રવડે અને શિષ્યોને તે કર્મ અવશ્યે માને છે) જો તેઓ સર્વ શૂન્ય માનતા હોય તો કર્ત્તા કર્મ અને કરણ ત્રણેનો અભાવ માનવાથી મિશ્રીભાવ થાય છે, અથવા વ્યત્યય તે તેમનું બોલવું જૂઠું થાય છે તેજ પ્રમાણે બૌધો પણ મિશ્રીભાવ માને છે તે બતાવે છે

गन्ता च नास्ति कश्चिद् गतयः षड् बौद्ध शासने प्रोक्ताः
गम्यते इति गतिः स्यात् श्रुतिः कथं शोभना बुद्धिः ॥१॥

જ્યારે કોઇપણ જનારો નથી, ત્યારે બૌધ શાસનમાં છગતિ કેવી રીતે કહેલી છે? ગમન કરે તે ગતિ એવી શ્રુતિ (કહેવત) છે તો બૌધની કેવી શોભન બુદ્ધિ છે?

તેજ પ્રમાણે કર્મ નથી પણ ફળ છે એ પ્રમાણે જ્યારે આત્માકર્ત્તા નથી માનતા, ત્યારે તેની છગતિ કેવી રીતે થાય? જ્ઞાન સંતાન (વાસના) સ્વીકારવાથી પણ સંતાનિ (વાસિત બોધવાળા) વિના સંવૃતિમત્વ (સંકેલાઈ જવા કે નાશ થવા)થી તથા ક્ષણના અસ્થિતપણાથી ક્રિયાનો અભાવ થવાથી

જુદી જુદી ગતિનો સભવ નથી, પોતાના સિદ્ધાતમા બૌદ્ધો બધા કર્મોને અબધન રૂપે માને છે, વળી પાચમો જાતકો બુદ્ધે રચેલા માને છે

माता पितरौहत्वा बुद्ध शरीरेच रुधिरमुत्पाद्य
अर्हद्वधच कृत्वा स्तूपभिन्वा च पचैते
आविचि नरक यान्ति

માતા પિતાને હણનારા અને બુદ્ધના શરીરમા લોહી ઉત્પન્ન કરે (ઘા કરે?) શ્રાવકનો વધ કરે અને સ્તૂપને ભાગી નાખે તો તે પાચે જણા આવીચિ નરકમા જાય છે આ પ્રમાણે પ્રથમ પોતે પોતાના આગમમા સર્વ શૂન્યપણુ બતાવ્યુ તે યુક્તિ રહિત થશે, વળી કર્મના તથા કર્તાના અભાવથી જન્મ બુઢાપો મરણ રોગ શોક ઉત્તમ મધ્યમ અધમપણુ વિગેરે ભેદો ન થાય, (છતા જો તે નરકે જવાનુ માને તો આજ કથન જુદા જુદા કર્મો જીવોને ભોગવવ પડે છે તે જીવોનુ વિદ્યમાનપણુ તથા કર્મનુ કરવાપણુ બતાવે છે

गाधर्वनगरतुल्या मायास्वप्नोपपातघनसदृशाः ॥
मृगतृष्णा नीहाराम्बु चन्द्रिका लातचक्रसमाः ॥ ३ ॥

ગાધર્વ નગર (વાદળાના નગરના દેખાવ) ના સરખા પદાર્થો છે માયા સ્વપ્નના દેખાવના સમૂહો સરખા મૃગતૃષ્ણ

ઓકળના પાણી ચ દ્રિકા લાતચક્ર (દારૂખાનુ સળગતા જે ચક્ર ફરે છે તે) વિગેરે સરખા પદાર્થો છે, વિગેરે અસારતા બતાવવાથી સ્પષ્ટ જ મિશ્રભાવ બૌધોનો છે, અથવા જુદાજુદા કર્મના વિપાક (ફળ) માનવાથી તેઓનું વ્યત્યય (વિસ વાદ) છે, તે બતાવે છે

यदि शून्यस्तव पक्षो मत्पक्षनिवारकः कथ भवति
अथ मन्यसे न शून्य स्तथापि मत्पक्ष एवासौ ॥९॥

જૈનાચાર્ય બૌધને કહે છે, હે મિત્ર! તારો શૂન્ય પક્ષ છે, તે મારા પક્ષનું નિવારણ કરનાર કેવી રીતે થાય? જો તુ શૂન્ય ન માને તો પછી તારો માનેલો પક્ષ તો અમારોજ સિદ્ધ થયો, વિગેરે સમજવુ, એ પ્રમાણે ઉપર બતાવેલ નીતિએ મિશ્રીભાવ માનતા નાસ્તિત્વ કહેવા છતા અસ્તિત્વનેજ માને છે, સ્વીકારે છે, તેમ સાખ્ય મતવાળા પણ સર્વવ્યાપિ આત્મા માનતા હોવાથી અક્રિય આત્માને પ્રકૃતિના વિયોગથી મોક્ષના સદ્ભાવને માનતા તેઓ પણ આત્માના બ ધમોક્ષને પોતાની વાચાવડે બતાવે છે, તેથી બ ધ મોક્ષનો સદ્ભાવ માનવાથી પોતાના વચનવડે આત્માવડે આત્માને સક્રિય સ્વીકારી મિશ્રીભાવને માને છે, એ પ્રમાણે લોકાયતિક (નાસ્તિક) સર્વથા અભાવને માની ક્રિયાના અભાવને માને છે, બૌધો ક્ષણિકપણું માનીને અક્રિય આત્મા જ માને છે, અને તે પ્રમાણે શિષ્યોને શીખવતા

સમિશ્ર ભાવને પોતાના વચન વડેજ બનાવે છે, તેમ સાંખ્ય મતવાળા પણ અક્રિય આત્માને માનતા તથા બધનમોક્ષનો સદ્ભાવ પણ (વિસવાદ) પણ બનાવી દીધા અથવા બૌધ વિગેરે કોઇને સ્યાદ્વાદ (કોઇ અંશે બદલાતો) પક્ષથી પ્રશ્ન પૂછતા તે એકાંત માનવાથી ગભરાય છે ત્યારે ઉત્તર આપવામાં અસમર્થ થાય છે, જરા બોલવા જાય તો મુમ્મુણ શબ્દો સ્વરે બોલનારો બને છે, અથવા પ્રાકૃત શૈલીથી અને છ ઠ લોપ થી આ પ્રમાણે પરમાર્થ જાણવો, કે મૂસાથી પણ મૂંગો થાય છે, તે બતાવે છે, સ્યાદ્વાદ વાદિએ કહેલ સાધનપણે બોલવાનુ શીલ (અનુકરણ કરે છે) તે અનુવાદી અને તેનાથી ઉલટો અનનુવાદી છે, તેને સાચા હેતુઓ વડે તેની કુયુક્તિનું ખડન થવાથી નિગ્રહાયેલો તે મૌન સેવે છે, અને બોલ્યા વિના સામેના પક્ષનું ખડન ન કરી શકવાથી પોતાનો પક્ષ બતાવે છે કે અમારો પથ કે અમારૂ મતવ્ય આ છે તેનો કોઇ પ્રતિપક્ષ નથી અમારો અર્થ અવિરૂદ્ધ નથી, બાધા રહિત છે, આવુ બોલે, તેથી શુ થાય તે કહે છે, બે પક્ષ જેના છે તે દ્વિપક્ષ, તે અને ક્રાતિક પ્રાનપણાવાળુ છે બોલે છે તેથી ઉલટુ પણ સાથે છે પરસ્પર વિરૂદ્ધ છે, અર્થાત્ વિરોધી વચન છે, એ વિરોધી વચન જૈનાચાર્યે પૂર્વે કહી બતાવ્યુ છે, અથવા જૈનાચાર્ય બીજો અર્થ કરે છે કે, અથવા અમારૂ દર્શન મતવ્ય બે પક્ષવાળુ છે, કર્મ બધ છોડવા માટે બે પક્ષ લીધા છે, તે પક્ષનો આશ્રય

લેવાથી (ચારિત્રના અભાવે) આલોકમાં ચોર અને પરદારા ગમન (દુરાચાર)થી જગત્ દુઃખ પામે છે, (દુરાચાર)થી જગત્ દુઃખ પામે છે, દુરાચારીઓને હાથ પગ નાક કાન વિગેરે કપાતા અહીંજ (તેમના માનવા પ્રમાણે) કુલ જેવી પોતાના કર્મની વિટંબણા ભોગવવી પડે છે, વળી પરલોકમાં નર્ક વિગેરેમાથી કરેલા કાર્યના બદલારૂપ માર વિગેરે ભોગવવા પડે છે, તેમ બીજા પણ અશુભકર્મના ફળ બંને સ્થળે ભોગવવા પડે છે, માટે જીવ તથા જીવનું જ્ઞાન વિગેરે પૂર્વ માફક કહેલું જાણવું, તે આ લોકમાં જ આ જન્મમાં વેર છે, તે આ ભવમાં જ ભોગવે છે, અવિજ્ઞ ઉપચિત પરિજ્ઞા ઉપચિત ઈર્યાપથ તથા સ્વપ્નાતિક કર્મ વેદવા છતાં કર્મ બંધાતા નથી, તેમ તે સ્યાદ્વાદવાદી (જૈનો) એ પૂછતા તેઓ પોતાનું માનેલું કહી બતાવે છે, વળી સ્યાદ્વાદીના સાધનની ઉક્તિ (કથન)માં છલાયતન કરે અર્થાત્ નવકંબલ દેવદત્તનો અર્થ ઘડીકમાં નવાકંબળવાળો અથવા ગણતરીની નવકાબળવાળો કહી ઠગે અથવા ચ શબ્દથી બીજી રીતે દૂષણાભાસ કરી છટકે, મૂળ મુદ્દો ઉડાવી દે, તથા કર્મ એક પક્ષી દ્વીપક્ષી વિગેરે બતાવે, અથવા છ આયતનો ઉપાદાન કારણો તે આશ્રવદ્વારો કાન વિગેરે પાંચ ઇંદ્રિયો અને છઠું મન છે તે કર્મદ્વારો કહે છે, હવે સાચા કર્મબંધને ઉડાવતા જે તેમણે યુક્તિઓ કહી તેનું ખંડન કરે છે

ते एवम क्खंति अबुज्झमाणा
विरूवरूवाणि अकिरियवाई
जे मायइत्ता वहवे मणूसा
भमंति संसार मणोवदग्ग ॥६॥

તે ચાર્વાક કે બુદ્ધ વિગેરે અક્રિયાવાદીઓ એમ કહે છે તેથી સદ્ભાવને ન જાણનારા મિથ્યાત્વ મેલરૂપી પડદાથી ઢંકાયલા આત્માવાળા પરમાત્માને માનવા છતા જુદા જુદા શાસ્ત્રોને પ્રરૂપે છે, જેમકે

दानेन महाभोगाश्च देहिनां सुरगतिश्च शीलेन
भावनया च विमुक्ति स्तपसा सर्वाणि सिध्यन्ति ॥१॥

મનુષ્ય દેહ ધારણ કરનારને દાન કરવાથી બીજા ભવમા મોટા ભોગો (સુખ સપત્તિ વિગેરે) મળે છે, બ્રહ્મચર્ય કે સદાચાર પાળવાથી દેવલોક મળે છે નિર્મળ ભાવનાથી મોક્ષ મળે છે, અને તપ કરવાથી બધું સિદ્ધ થાય છે, (અર્થાત્ સર્વ મનોવાછિત મળે છે)

વળી પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ એ ચાર ભૂતો છે, તે સિવાય બીજો કોઈ જુદો આત્મા સુખ દુ ખ,ભોગવનારો નથી, અથવા તે ચાર ભૂતો પણ વિચાર વિના રમણીય કહ્યા છે, પણ ખરેખર નથી

પ્ર૦—કેવા છે ?

ઉ૦—સ્વપ્નામાં દેખ્યા માફક ઈંદ્ર જાળ માફક મૃગતૃષ્ણા જલ માફક (આંખની કસરથી) બે ચંદ્રમાં દેખાય તેવું વિગેરે જેમ આભાસ માત્ર છે, ખરી વસ્તુ નથી, વળી સર્વ ક્ષણિક આત્મા વિનાનું છે, અને મુક્તિ તો શૂન્યતા છે, અને દૃષ્ટિ આગળ આવેલા પદાર્થો શેષ ભાવનાઓ છે,

मुक्तिस्तु शून्यता दृष्टे स्तदर्थाःशेषभावनाः

વિગેરે જુદા જુદા શાસ્ત્રો માનનારા અક્રિય આત્મવાળા અર્થાત્ અક્રિયાવાદીઓ છે, ઉપર બતાવેલું તત્વ જૈનેતરનું છે, તેનું ખંડન કરતાં જૈનાચાર્ય કહે છે કે "જેઓ પરમાર્થને ન જાણનારા જે મંતવ્ય ગ્રહણ કરીને ચાલે છે, તેવા ઘણા માણસો અનવદગ્ર છેડા રહિત (અનંત) કાળ સુધી અરટની ઘડીના ન્યાયે સંસારમાં ભ્રમણ કરે છે, તેજ પ્રમાણે લોકા યતિક (નાસ્તિકો) સર્વ શૂન્ય માને તેમાં કંઇ પણ પ્રમાણ નથી, તેઓને અમે કહીએ છીએ કે,

तत्वान्युपप्लुतानीति युक्तयभावे न सिध्यति
सास्ति चेत्सैव नस्तत्व तत्सिद्धे सर्वमस्तु सत्

તત્વો છે તે ઉપપ્લુત (કુદી આવેલા) છે, તે યુક્તિના અભાવે સિદ્ધ થતા નથી, જો કહેશો કે યુક્તિ છે, તો તે યુક્તિ તે અમારૂં જૈનોનું તત્વ છે, અને તે તત્વ સિદ્ધ થાય તો સર્વે સત્ -સમજવું, તે પ્રત્યક્ષઅને એકલું પ્રમાણ નથી, પણ ભૂત ભવિષ્યની

ભાવનાથી પિતાના નિજ ધનથી વ્યવહારની અસિદ્ધિ થશે, તેથી સર્વ સંસારી વ્યવહારનો ઉચ્છેદ થશે, (આમા નાસ્તિકનુ ખંડન એવી રીતે કર્યું કે તમારા માનેલા ભૂતો યુક્તિથી સિદ્ધ થાય છે કે નહિ, જો હા કહે તો યુક્તિયુક્ત એટલે આત્માના જ્ઞાનથી સિદ્ધ કર્યા તેથી આત્મા પૃથક્ સિદ્ધ થયો, અને જો ના કહે તો ભૂતો નથી, તે પોતાની મેળે પોતાનું ખંડન થયું, ના કહે તો ના કહેનાર સિદ્ધ થાય તો પણ આત્મા સિદ્ધ થાય, એમ પ્રત્યક્ષ આત્મા સિદ્ધ કર્યો, અને અનુમાનથી તે વ્યવહારથી પણ સિદ્ધ થાય આ એનો બાપ તે દીકરા પહેલા બાપ હતો અને આ એનો દીકરો એટલે બાપ પછી દીકરો થયો દાદો બાપ દીકરો બાપ વર્તમાનમા દાદો ભૂતકાળમા દીકરો ભવિષ્ય કાળમા એમ ત્રણેનો સબંધ જાણનારો આત્મા છે, તે વ્યવહાર નાસ્તકને ન હોય અને હોય તો આત્મા સિદ્ધ થયો કહેવાય ) હવે બૌદ્ધોનું ખંડન કરે છે

બૌદ્ધોને અત્યંત ક્ષણિકપણું માનવાથી વસ્તુના અભાવ લાગુ પડે છે, જૈનાચાર્ય બતાવે છે, જે અર્થ ક્રિયા કરનાર તેજ પરમાર્થથી સત્ (સાચો પદાર્થ) છે, તેમનો માનેલો ક્ષણ ક્રમ વડે અર્થ ક્રિયાને કરતો નથી, બૌદ્ધ કહે કે કરે છે, તો બીજા ક્ષણમા તે સિદ્ધ થવાથી ક્ષણિકત્વની હાનિ થઈ જાય છે, તેમ બન્ને સાથે કરે છે, તેવુ બને નહિ, એકજ ક્ષણમા ભવિષ્યમા થવાનુ સાથે થાય, તે કોઇએ થયેલું દીઠું

નથી, તેમ માનવું પણ ઉચિત નથી, (દૂધ દહીં તે પ્રથમ ક્ષણે દૂધ હતું તે બીજા ક્ષણે દહીં થયું પણ દૂધ દહીં કોઈ ન દેખે, ન માને, તેમ તે દૂધનું દહીં થયેલું નાનું બાળક પણ જાણે છે, દૂધ દહીં દેખીતા જુદા છતા પણ ભિન્નભિન્નપણે બનેમાં એકજ છે, એટલે ક્ષણિકવાદ નકામો થયો) વળી જ્ઞાન-જાણનાર-ને ક્ષણિકવાદ માનનાર આત્મા આધાર ભૂત ગુણી વિના ગુણભૂત જ્ઞાનનો અ કલના (આ એનું છે તે) પ્રત્યય (ખાતરી) સદ્‌ભાવ ન થાય, (આત્મ વિના જ્ઞાન ગુણ ક્યા ટકે અને કોણ કહે કે આ પહેલા ક્ષણમાં હતો ને બીજા ક્ષણમાં નાશ થયો, જો તે કહેનાર સાચો વિદ્યમાન હોય તો ક્ષણવાદ ઉડી ગયો) હવે બૌદ્ધોએ કહેલ દાનથી મહાભોગ મળે, તે જૈનો પણ કોઈ અંશે સ્વીકારે છે, અને જે સાચું સ્વીકારેલું હોય તેજ બાધા (વિઘ્ન) કરનાર ન હોય,

णाइच्चो उएइ ण अत्थमेति,
ण चंदिमा वड्ढति हायती वा
सलिला ण संदंति ण वंति वाया
वंझो णियतो कसिणे हु लोए ॥७॥

વળી શૂન્યતા બતાવવા માટે કહે છે, સર્વ શૂન્ય વાદીઓ પણ આ ક્રિયાવાદી છે, બધા નજરે દેખે છે કે સૂર્ય ઉગે છે તે ઉગવાની ક્રિયાનો નિષેધ કરે છે, તે બતાવે છે, બૌધના માનવા પ્રમાણે સર્વ જનસમૂહને નજરે દેખાતો જગતમાં મોટા દીવા જેવો દિવસ રાત્રીના કાળનો વિભાગ બનાવનાર સૂર્ય પણ સિદ્ધ નહિ થાય તેનો ઉદય અને અસ્ત થવો ક્યાંથી થાય, વળી ઝગઝગતું તેજનું મંડળ દેખાય છે તે પણ તેમની બુદ્ધિમાં ભૂલેલી મતિવાળાને જેમ બે ચંદ્ર વિગેરે ખોટો ભાસ થાય તેમ મૃગ તૃષ્ણા ઝાંઝવાનું પાણી છે, તેમ તે તારો સૂર્ય ઉગતા આથમતો જૂઠો થાય, વળી ચંદ્રમા શુક્લ પક્ષમાં વધે નહિ, તેમ અંધારીયામાં રોજ રોજ થોડો થોડો ઘટે નહિ તેમ નેમ પર્વતમાંથી ઝરણાનું પાણી જાય નહિ, તથા વાયુઓ હમેશા વાતાગ ન વાય. વધારે શું કહીએ ? આ આખો લોક (જીવ સમૂહ વિગેરે) અર્થ શૂન્ય નિશ્ચ અભાવરૂપ ન શૂન્યવાદીના મત પ્રમાણે થાય અર્થાત્ જે કંઈ દેખાય છે, ગમાય છે, તે બધું માયાજાળ કે સ્વપ્ના માફક કે ઈંદ્ર જાળ માફક દેખાય છે, (પણ તે કોઈ માનવાનું નથી.) હવે તેનું ખંડન કરવા કહે છે,

जहाहि अंधे सह जोतिणावि
रूवाइ 'णो'पस्सति हीण णेत्ते

संतंपि ते एयमकिरियवाई
किरियं ण पस्संति निरुद्धपन्ना॥८॥

જેમ અંધો જન્મથી આંધળો કે પછીથી આંધળો થયેલો રૂપ તે ઘટ વસ્ત્ર વિગેરે પદાર્થોને જ્યોતિ–દીવા વિગેરેના પ્રકાશ હોય છતા તે જોઇ શકતો નથી, આ પ્રમાણે તે અક્રિયાવાદીઓ સાચી વસ્તુ ઘટપટ વિગેરે અને તેનો થતો ઉપયોગ તથા હાલચાલ વિગેરે ક્રિયાને દેખતા નથી

પ્ર૦–કેમ દેખતા નથી?

ઉ૦–કારણ કે જ્ઞાનાવરણ વિગેરે કર્મથી તેમની પ્રજ્ઞા જ્ઞાન બુદ્ધિ હણાય ગઈ છે, તેથી જ ગોવાલણો વિગેરેથી પ્રતીત બધા અંધકારને દૂર કરનાર કમલવન ખંડને ખીલવનાર સૂર્યનો તડકો રોજ થાય છે, છતા દેખાતો નથી તથા તેની ક્રિયા તે દેશોદેશ પ્રકાશ આપવા જતો આવતો દેવદત્ત વિગેરે મનુષ્યોને ખુલ્લે ખુલ્લો દેખાય છે, અનુમાન થાય છે, તેજ પ્રમાણે ચંદ્રમા અંધારીયા પક્ષમા રોજ રોજ થોડો થોડો ક્ષીણ થતા અમાવાસ્યાએ સંપૂર્ણ ક્ષય થઇને પાછો અજવાળીયા પક્ષમા એકેક કલાકે વધતો સંપૂર્ણ અવસ્થા પામેલો પ્રત્યક્ષ દેખાય છે, તથા નદીઓ ચોમાસામા જળના કલ્લોલથી વ્યાપ્ત થએલી પૂર આવેલી પહાડમાથી ઝરતી (વહેતી) દેખાય છે અને વાયુઓ વાતા ઝાડોનો ભાંગતા કંપાવતા વિગેરેથી અનુમાન કરાવે છે, વળી જૈનાચાર્ય કહે

છે કે તમે કહ્યું હતું કે આ બધું માયા સ્વપ્ન ઇંદ્ર જાળ સરખું છે, તે તમારૂં કહેવું જૂઠું છે, કારણ કે બધું અભાવ માનીએ તો કોઈ પણ અમાયારૂપ જે સત્ય વસ્તુ છે, તેનો પણ અભાવ થતાં તમારી માનેલી માયાનો પણ અભાવ થાય, અને જે કોઇ વાદી માયાને બતાવે, અને જેને માયાનો ઉપદેશ કરે તે સર્વ શૂન્ય માનતાં કહેનાર તથા સાભળનાર બનેનો અભાવ થવાથી પછી તમારી વ્યવસ્થા કેવી રીતે કરશો? વળી તમારૂં માનેલું સ્વપ્ન પણ જાગૃત અવસ્થાની અપેક્ષાએ મનાય છે, પણ જો જાગૃત અવસ્થાનો અભાવ માનીએ તો સ્વપ્નનો પણ અભાવ થાય, પણ તમે સ્વપ્નાવસ્થા માનો તો આતરારહિત જોડે લાગુ પડતી) જાગૃત અવસ્થા અવશ્યે સ્વીકારવી પડશે અને તે જાગૃત અવસ્થા માનતાં તમારા માનેલ સર્વશૂન્યતાની હાનિ થશે, તેમ સ્વપ્ન પણ અભાવરૂપ નથી, કારણ કે સ્વપ્નમાં પણ જે દેખાય છે, તે પૂર્વે અનુભવેલું વિગેરે દેખાય છે, તે બતાવે છે

" अणुहूयदिट्ठचिंतिय सुयपयइवियारदेवयाऽ णूया।
सुमिणस्स निमित्ताइ पुण्ण पाव च णाभावो ॥१॥ "

અનુભવેલું દેખેલું ચિંતવેલું સાભળેલું પ્રકૃતિ વિકાર (મદવાડ વિગેરે) દેવતાએ આપેલ વરદાન વિગેરેથી સ્વપ્ન થાય છે, પણ તેથી પુણ્ય પાપનો અભાવ નથી; ઇદ્રજાળની

વ્યવસ્થા પણ બીજુ તેવુ સત્ય હોય તો થાય છે જો તેવુ બીજે સત્ય ન હોય તો કોના વડે કોની (ઈંદ્રજાલ (નકલ) બનાવશે, બે ચંદ્ર દેખવા તે પણ રાત્રિમા, એક ચંદ્ર હોય તો બીજા ચંદ્રમાનો આભાસ થાય છે, સર્વશૂન્ય હોય તો તે બે ચંદ્રમા ન ઘટે, તેમ કોઇપણ વસ્તુનો અભાવ સર્વથા તુચ્છરૂપ વિદ્યમાન નથી, સસલાનું સીંગડુ કાચબાના વાળ આકાશનું કમળ વિગેરે અત્યંત અભાવવાળી વસ્તુઓ પ્રસિદ્ધ છતા પણ બે પદના સમાસવાળી વસ્તુનો અભાવ છે, પણ એકપદ વાચકવાળી વસ્તુનો અભાવ નથી, જેમકે સસલો પણ છે, સીંગડુ પણ છે, ફક્ત અહીં સસલાના મસ્તક ઉપર ઉગનાર સીંગડુ નથી તેથી સંબંધ ફક્ત નિષેધ થયો, પણ વસ્તુનો સર્વથા નિષેધ નથી, એ પ્રમાણે બીજે પણ સમજવુ, તેથી વિદ્યમાન એવી અસ્તિ વિગેરે ક્રિયામા જેની બુદ્ધિ રોકાઇ ગયેલ છે તેવા મતવાળા અક્રિયાવાદનો આશ્રય લઈ બેઠેલા છે, પરંતુ જેમની બુદ્ધિ જડ નથી થઈ, તેવાજ બરોબર અર્થ સમજનારા હોય છે, તે અવધિજ્ઞાની મન પર્યાય જ્ઞાની અને કેવળજ્ઞાનીઓ ત્રણ લોકમા ચૌદ રાજલોકમા સર્વત્ર વ્યાપી રહેલ પદાર્થોને હાથમા રહેલા આમળાના ન્યાય વડે દેખે છે, (જેમ આપણે હાથમા રહેલા આમળાને આંખથી પ્રત્યક્ષ જોઇએ તેમ તેઓ કેવળ જ્ઞાનીઓ બધું

જોઇ શકે છે, અને તે કેવળ જ્ઞાનીના કહેલા આગમો વડે અતીત અનાગત પદાર્થોને પણ બીજા જાણે છે)

વળી જેઓ બીજા અષ્ટાગ નિમિત્ત જાણનારા છે તેઓ નિમિત્ત બળથી જીવ વિગેરે પદાર્થોને બીજા જાણે છે

संवच्छरं सुविणं लक्खणं
निमित्त देहं च उप्पाइयं
अटुंगमेयं वहवेअहित्ता
लोगंसि जाणंति अणागताइं ९

૧ સવત્સર તે જ્યોતિષ ૨ સ્વપ્ન ફળ સૂચક ૩ શરીરના ૪ લક્ષણ નિમિત્ત ૫ શરીર ૬ ઉત્પાતિક તથા અષ્ટાગ નિમિત્ત શાસ્ત્ર એ ભણીને ઘણા જ્યોતિષ જાણનારા લોકમા ભવિષ્ય વિગેરે અહીંએ બાબતો કહે છે

ટીકાનો અર્થ—સંવત્સર જ્યોતિષ ટીપણાના આધારે વરસ ફળ લોકો જાણે છે તે, સ્વપ્ન, સારામાઠા સ્વપ્નનુ ફળ બતાવનાર ગ્રથ, લક્ષણ તે શરીર ઉપર શ્રીવત્સ વિગેરે શુભ અશુભ લક્ષણો બતાવનાર ગ્રથ, ચ શબ્દથી, સમજવુ કે આ લક્ષણોમા કેટલાક અદર હોય છે કેટલાક બાહ્ય દેખાતા હોય છે, નિમિત્ત પશુપક્ષી માણસનો શબ્દ પ્રશસ્ત

શકુન વિગેરે, દેહ શરીરમા તે મસાતલ વિગેરે છે તે ઔત્પાતિક– ઉલ્કાપાત દિગ્દાહનિર્ઘાત ( ) ભૂમિક ધરતી ધ્રુજે છે તે, અષ્ટાંગ નિમિત્ત, પૂર્વે કહી ગયેલ પૃથ્વી કંપે છે તે, ઉત્પાત, સ્વપ્ન, અંતરિક્ષ, અંગ, સ્વર, વ્યંજન આ પ્રમાણે નવમા પૂર્વમા ત્રીજા આચાર વસ્તુ પ્રકરણમાથી કાઢેલ સુખદુઃખ જીવિત મરણ લાભખોટ વિગેરે સૂચવનાર નિમિત્ત જે ભણીને ભવિષ્ય (ભૂતકાળ, વર્ત્તમાન કાળની દેશ પરદેશ) ની વાતો બીજાને કહે છે, જૈનાચાર્ય આ વિષય સમજાવીને અન્યવાદીને કહે છે કે તમારો શૂન્યવાદ વિગેરેનો જે ઉપદેશ કરે છે કે માને, તે અપ્રમાણીક છે, અર્થાત જૂઠો છે

केइ निमित्ता तहिया भवंति,
केसिंचि तं विप्पडिएति णाणं
ते विज्जभावं अणहिज्जमाणा
आहंसु विज्जा परिमोक्खमेव १०

કેટલાક નિમિત્તો સાચા હોય છે, કેટલાક જ્યોતિષીના કહેલા જ્ઞાન વચનો જૂઠા પડે છે, તેથી તેઓ વિદ્યાના ભાવ (તત્વ) ને ન શીખતા તેઓ કહે છે કે આવા જૂઠા શાસ્ત્રોનોજ અમે ત્યાગ કર્યો છે, (ભણ્યા કરતા ન ભણ્યો સારો કે લોકોને ખોટું કહીને ન ઠગે)

**ટીકાનો સાર**—આ પ્રમાણે જૈનોને પરવાદી કહે છે, હે બંધો! શ્રુતજ્ઞાન જ્યોતિષ પણ જૂઠું પડે છે, તે બતાવે છે, જેમકે ચૌદપૂર્વ ભણેલાઓ પણ છ સ્થાનમા (છ વિભાગમા) પડેલા છે તેવુ જૈન શાસ્ત્ર કહે છે, તો અષ્ટાંગ નિમિત્ત ભણેલામા ભૂલ કેમ ન પડે? વળી અંગથી જુદા એવા નિમિત્ત શાસ્ત્રના ૧૨૫૦ અનુષ્ટુભ (શ્લોક) છંદના શ્લોક છે, તેની સાડાબાર હજાર શ્લોક પ્રમાણ ટીકા છે, અને તેની પરિભાષા (વિશેષ અર્થ) સાડાબાર લાખ શ્લોક પ્રમાણ લખાણ છે,

વળી અષ્ટાંગ નિમિત્ત જાણનારાના પણ પરસ્પર ઓછા વધતા પ્રમાણથી છ ભેદ થાય છે, તેમના બોલવામા પણ ભેદ પડી જાય, સૂત્રમા 'કેઇ' શબ્દ પુલિંગ છે, પણ નિમિત્તનુ વિશેષણ નપુંસક જોઇએ, તેનુ કારણ એ છે કે કાતો કવિતાને લીધે છે અથવા તો પ્રાકૃત શૈલી હોવાને લીધે છે, તેથી એવો અર્થ લેવો કે કેટલાક નિમિત્તો તથ્ય સાચા છે, કેટલાક નિમિત્તોમા અથવા નિમિત્ત જાણનારાઓમા બુદ્ધિના સંકોચને લીધે અથવા વિશેષ ક્ષય ઉપશમના અભાવે કહેલા નિમિત્તના જ્ઞાનમા ફેર પડે છે, આર્હત (જૈન) આગમોમા જ્યારે નિમિત્ત કહેવામા ફેર પડે છે, ત્યારે બીજા જૈનેતરના વચનોમા તો શું કહેવુ? આવી રીતે નિમિત્ત શાસ્ત્રોમા ખોટાપણું જાણીને તે અક્રિયાવાદીઓ વિદ્યાના સાચા ભાવને ન માનતા નિમિત્તો (જ્યોતિષ)

સાચું નથી એમ જાણીને વિદ્યા ન ભણવી અર્થાત્ શ્રુતજ્ઞાન ન મેળવવું, તેમા ખોટાપણું છે, એવું કહી તેનો ત્યાગ કરાવે છે, અથવા ચોથા પદનો અર્થ એ કરે છે કે તેઓ ક્રિયા નથી માનતા, તેથી વિદ્યા ભણવાથી જ મોક્ષ માને, અર્થાત્ જ્ઞાનથી સસારનુ સ્વરૂપ જાણ્યુ, એટલે તેનો મોક્ષ થઈ ગયો, (એટલે જરાપણ કષ્ટ સહેવુ તેમને ગમતુ નથી) વળી કોઇ પ્રતિમા ચોથુ પદ આ પ્રમાણે છે, 'जाणामु लोगंसि वयंति मंदा' તેનો અર્થ કહે છે, તેઓ અક્રિયા વાદી એમ માને છે કે વિદ્યા ભણ્યા વિનાજ પોતાની મેળે લોકને અથવા આ લોકના પદાર્થોને અમે જાણીએ છીએ, એવુ તે મદ બુદ્ધિવાળા કહે છે, પણ જ્યોતિષની સત્યતા નથી માનતા, વળી અક્રિયાવાદીઓ પોતાના તરફથી તેવા દૃષ્ટાંત આપે છે કે કોઇને છીંક થાય, તે વખતે કોઈ જતો હોય, છતા તેની કાર્ય સિદ્ધિ થાય છે, અને સારા શુકન લઇને કોઈ જાય છતા કાર્યમા વિઘ્ન થતું દેખાય છે, એથી નિમિત્ત બળથી જે જોશીઓ કહે છે, તે તેમનુ કહેવુ તદ્દન જૂઠુ છે, (આ સબધે દલપતરામ કવિનો દૈવજ્ઞ દર્પણ નામનો ગ્રથ જોવો, તે જ્યોતિષના ફલાદેશને તદન ખોટો બતાવે છે, અને જ્યોતિષનું કહેલુ ભવિષ્ય સાચું હોય તો શુ નુકશાન થાય તે વિસ્તારથી બતાવ્યુ છે) જૈનાચાર્ય ઉત્તર આપે છે, હે બધો ! એમ નથી, સારી

રીને કૃત સિદ્ધાંત બળીને વિચારી સમજીને કહે તો તેમા ભેદ પડતો નથી, જો કે જ્ઞાનની વિચારણામા છ ભેદ પડે છે તે પણ તે પુરૂષોમા ક્ષ૦ ઉપશમ (વિચારણા શક્તિ) ઓછી હોવાને લીધે છે, પ્રમાણ આભાસ (અપ્રમાણ)ના વિષમવાદથી નમ્યક પ્રમાણમા વિષમવાદની શકા લાવવી અયોગ્ય છે જેમકે રેતીના રણના દેશમાં ઉનાળામાં ખરા તડકામાં પાણીનો દેખાવ દેખાય છતા પાણી નથી, એવું જોઇને કોઈ ભોળો માણસ ખ૦ પાણીના સ્થાનમા વિચાર કર્યા વિના પાણી નથી એવી શકા લાવે તો ડાહ્યા માણસો પ્રત્યક્ષ પાણી દેખીને પણ તે ભોળા માણસની વાત માનશે કે? વળી જૈનાચાર્ય કહે છે, હે બધો! મશકમા અગ્નિ છે, એવુ, સિદ્ધ કરવા કોઇ મશકમ ધુમાડો ભરીને મોઢુ બાધી કોઈ જગ્યાએ મશક ખુલ્લી કરતા ધુમાડો નીકળે છતા મશકમા અગ્નિ સિદ્ધ ન થાય,

પણ તેથી સત્ય ધુમાડાનો નિષેધ ન થાય. કારણકે સારી રીતે કારણ વિચારીને કાર્ય કર્યું હોય તો વાધો આવતો નથી, જ્યા વાધો આવે ત્યા પ્રમાણ કરનારનો પ્રમાદ છે, પણ તેમા પ્રમાણનો દોષ નથી, એજ પ્રમાણે સારી રીતે વિચારીને જ્યોતિષ કહે, તો તેમા ફળનો ભેદ નથી પડતો, વળી છીંકના અપશુકનમા પણ કાર્ય સિદ્ધિ દેખાય, તે પણ જ્યોતિષનો દોષ નથી, કારણકે ઉતાવળથી

કે, અજાણથી છીંક ન માનનારો કાર્ય કરીને આવે તો ત્યા એમ સમજવુ કે રસ્તામા બીજા શુભ શુકન મળ્યા હોય તો કાર્યસિદ્ધ થાય. તેજ પ્રમાણે શુભ શુકન જોઈને જતા પણ પછી નબળુ નિમિત્ત (અપશુકન) થાય તો કાર્યનો વિઘાત થાય, તે પ્રમાણે બૌદ્ધ શાસ્ત્રની વાત છે એક વખત ગૌતમ બુધ્ધે પોતાના શિષ્યોને કહ્યુ કે અહીં બાર વરસનો દુકાળ પડશે, માટે પરદેશમા તમે ચાલ્યા જાઓ, તે પ્રમાણે શિષ્યો ચાલી નીકળ્યા પછી તરત ગૌતમ બુધ્ધે પાછા બોલાવ્યા અને કહ્યુ કે તમે પરદેશ ન જાઓ કારણકે અહીં હમણાજ પુણ્યવાન મહાસત્વ (બાળક) જન્મ્યો તેના પ્રભાવથી સુકાળ થશે, આથી એમ જાણવુ કે પ્રથમ નિમિત્તમા બીજું મળતા પ્રથમના ફળમા શકા પડે છે, તેથી બને નિમિત્તનુ ધ્યાન રાખવુ, પણ તેથી જ્યોતિષ ખોટુ નથી,

ते एवमक्खंति समिच्च लोगं
तहा तहा समणा माहणा य।
सयं कडं णन्नकडं च दुक्खं
आहंसु विज्जाचरणं पमोक्खं ॥११॥

સૂત્ર —ગાથા ૧૧નો અર્થ—તે ઉત્તમ સાધુઓ શ્રાવકો આલોક સ્વરૂપને જાણીને આવુ કહે છે કે પોતાના કરેલા કર્મો

પોતે ભોગવે છે, પણ બીજાના નહિ તેટલા માટે ઉત્તમ જ્ઞાન મેળવો અને ચારિત્ર પાળો કે મોક્ષ મળે

ટીકા—એકલી ક્રિયા માનનારના દૂષણો બતાવે છે, તેઓ જ્ઞાન વિના ફક્ત એકલી ક્રિયાથી એટલે દીક્ષા લઈને ક્રિયા કરવી પણ જ્ઞાનની જરૂર નથી, તેઓ એમ કહે છે કે માતા છે પિતા છે સારાં કર્મનું ફળ છે તે એવું શા માટે કહે છે

ઉ ક્રિયાથી બધુ સિદ્ધ થાય છે, પોતાના અભિપ્રાય પ્રમાણે સ્થાવર જંગમ લોકને જાણીને બોલે છે કે અમે બરોબર વસ્તુ તત્વને જાણનાર છીએ, આવું જાણીને માને છે કે સર્વ છે, પણ નથી એવું કંઈ નથી,

પ્ર આવુ કેમ બોલે છે,

ઉ તે તે પ્રકારે કહે છે, જેવી જેવી ક્રિયા કરે છે, તેવા તેવા સ્વર્ગ નર્કના ફળ મળે છે, આવું માનનારા બૌદ્ધના સાધુઓ કે અન્ય દર્શનીઓ અથવા બ્રાહ્મણો છે તેઓ એકલી ક્રિયાથીજ મોક્ષ માને છે, વળી સંસારમાં જે કંઈ દુખ સુખ તે બધુ પોતાના આત્માનુ જ કરેલુ છે, પણ બીજા ઇશ્વરે કે કાળે કર્યું નથી, આવુ તત્વ અક્રિયાવાદમાં ન ઘટે, અક્રિયાવાદમાંનો આત્માએ ન કર્યા છતાં સુખ દુખ ભોગવવાનો સંભવ થાય છે,

એથી એમ થશે કે કરેલી મહેનતનો નાશ, અને ન કરેલાનું ફળ ભોગવવું પડે આ પ્રમાણે ક્રિયાવાદીએ

અક્રિયાવાદનું ખંડન કરી ક્રિયાવાદને સિદ્ધ કર્યો, ત્યાં જૈનાચાર્ય કહે છે, આત્માને સુખ દુઃખ વિગેરે છે, તે તમારૂં કહેવું સાચું છે, પણ બધું છેજ એવું નક્કી ન માનો જો છે એવું એકાંત માનીએ તો પછી 'કંયાય નથી' એવું થઈ જાય, તો પછી આ લોકમાં રહેલો બધો વ્યવહાર ઉઠી જાય, વળી એકલી ક્રિયાથી જ્ઞાન વિના સિદ્ધિ નહિ થાય, કારણ કે જ્ઞાન વિના ઉપાય ન સમજાય, અને ઉપાય વિના ઉપેય જે વાછીએ તે ન મળે એ જાણીતું છે, કારણ કે જ્ઞાન સહિત (સમજીને કરેલી) ક્રિયાજ ફળવાળી છે, દશવૈકાલિક ચોથા અધ્યયનમાં કહ્યું છે કે

पढम नाण तओ दया, एव चिट्ठति सव्वसजए।
अन्नाणी किं काही, किं वा नाही छेयपावय ॥१॥

પહેલું જ્ઞાન અને પછી દયા (સંયમ ક્રિયા) આ બધા સાધુ માટે જાણવાનું છે અજ્ઞાની સાધુ શું કરશે? અથવા કેમ જાણશે કે આ પુણ્ય છે કે પાપ છે? એ વચનથી ક્રિયા માફક જ્ઞાનનું પણ પ્રધાનપણું છે, તેમ એકલા જ્ઞાનથી પણ સિદ્ધિ નથી, કારણ કે ક્રિયારહિત જ્ઞાન પાંગળા માફક કાર્યસિદ્ધિ ન કરે એમ વિચારીને જૈનાચાર્યે આ અગ્યારમી ગાથાના ચોથા પદમાં કહ્યું કે જ્ઞાન ચરણ બે મળેથી મોક્ષ છે (મ શું કહ્યું ઉ જ્ઞાન ચરણથી મોક્ષ મળે તે યાદ રાખો)

જ્ઞાનરહિત ક્રિયાથી સિદ્ધિ ન થાય, આંધળો જેમ કાર્ય ન કરી શકે, ક્રિયારહિત જ્ઞાનથી સિદ્ધિ ન થાય, જેમ પાંગળો કાર્ય ન કરે, આવું જાણીને તીર્થંકર ગણધર વિગેરેએ મોક્ષ આ પ્રમાણે કહ્યો છે, કે વિદ્યા-જ્ઞાન, અને ચરણ તે ક્રિયા તે બંને પણ કારણપણે છે, જે (વિશુદ્ધાર્થ આદિપણાથી મનર્થીય અય પ્રત્યય) વિવાગ ધુઆ ? મોક્ષ-તે જ્ઞાનક્રિયાવડે સાધ્ય છે, તેવા મોક્ષને બતાવે છે ટીકાકાર બીજો અર્થ કરે છે, આ સમોસરણ એટલે મતમતાંતરોના ભેદો કોણે બતાવ્યા ? પૂર્વે કહ્યું, અને ભવિષ્યમાં કહેશે, એવી શંકા કોઈ કરે, તેનો ઉત્તર આપે છે તે આ પ્રમાણે કહે છે, ક્યાય પણ અસ્ખલિત ન અટકે એ બધું જાણે તે પ્રજ્ઞાનાન, તે જેમને છે, તે તીર્થંકરો વિશાળ બુદ્ધિ વાળા—તે પૂર્વે બતાવ્યા પ્રમાણે બધાંને કહે છે, ચૌદ રાજુ પ્રમાણ લોક છે, અથવા સ્થાવર જંગમનો સમાવેશ છે જેમાં, તે કેવળ જ્ઞાન વડે હાથમાં આમળાને જાણે તેમ તે લોકસ્વરૂપને જાણીને તથાગત તે તીર્થંકરપણું અને કેવળજ્ઞાનપણું તેને પ્રાપ્ત થયેલા તેઓ કહે છે (અને તેમને આધારે) શ્રમણો-સાધુઓ, બ્રાહ્મણો, શ્રાવકો એવું કહે છે, વળી બીજો અર્થ કહે છે કે લોકોમાં ચાલતી પ્રચલિત વાત છે, (કે સમજીને કરે તો મોક્ષ થાય,) આ કહેનાર કેવા છે, તે કહે છે તથા તથા તે તે પ્રમાણે, ક્યાંય પાઠ છે તેનો અર્થ આ છે કે જેવો જેવો

સમાધિમાર્ગ વ્યવસ્થિત છે, સાચો છે, તેવો તેવો કહે છે, આવુ કહે છે કે, આ સસારમા રહેલા જીવો તે અસાતાના ઉદયનુ દુખ છે તેના વિરૂદ્ધનુ શાતાવેદનીયનુ સુખ છે, તે આત્માનુ પોતાનુ કરેલુ છે, પણ કઇ કાળ કે ઈશ્વરે કરેલુ છે, તેનુ પ્રમાણ બતાવે છે

"सव्वो पुव्वकयाण कम्माण पावए फलविवाग।
अवराहेसु गुणेसु य णिमित्तमित्त परो होइ ॥१॥"

બધો જીવ સમૂહ પૂર્વે કરેલા કૃત્યોનુ ફલ વિપાક સુખ દુખ પામે છે, બાહ્ય દૃષ્ટિથી બગાડનાર તથા સુધારનાર અપરાધી કે લાભદાયી ગણાય છે, છતા ખરી રીતે પૂર્વે કહેલ પોતના કૃત્યોનુ ફળ છે, અપજશ કે કીર્ત્તિ પરને માથે નિમિત્ત માત્ર છે, (આથી કોઈને શત્રુમિત્ર ન ગણતા પોતનો દોષ ગણવો આવુ તીર્થંકર ગણધરો કહે છે, કે જ્ઞાન ચારિત્ર બે સાથે મળેથી મોક્ષ મળે, પણ જ્ઞાનક્રિયા જુદી પાડે તો મોક્ષ ન મળે, તે કહે છે

क्रियां च सज्ज्ञानवियोगनिष्फलां, क्रियाविहीनां च विबोधसम्पदम्
निरस्यता क्लेशसमूहशान्तये, त्वया शिवायालिखितेव पद्धतिः ॥१॥

ક્રિયા (ચારિત્ર) ઉત્તમ જ્ઞાન વિના નકામુ છે અને અને ઉત્તમ જ્ઞાનની સપદા પણ ક્રિયાવિના કલેશ સમૂહની

શાંતિ માટે નકામી છે, આ તે મોક્ષના માટે ન લખેલી પદ્ધતિ માફક છે, અર્થાત્ તે શાશ્વતી માન્યતા છે કે ક્રિયાજ્ઞાન બને સાથે જોઈએ. ॥૧૧, (આ અગ્યારમી ગાથામાં ટીકાકારે બેવડો અર્થ કર્યો છે તે જૈનેતરોને લાગુ પાડી એકાંત ક્રિયા કે જ્ઞાનને નિરર્થક કહ્યા છે, અને જૈનાગમનો અર્થ લઈ સિદ્ધ કર્યું છે કે પોતાના સારા માઠા કૃત્યોનું ફળ ભોગવવાનું છે માટે સમજીને દીક્ષા પાળો.)

ते चक्खु लोगंसिह णायगा उ
मग्गाणुसासंति हितं पयाणं।
तहा तहा सासयमाहु लोए
जंसी पया माणव! संपगाढा ॥१२॥

સૂત્ર —કેવળ જ્ઞાનરૂપ ચક્ષુવાળા નાયકો મ સારી જીવોને હિતોપદેશ આપે છે કે રાગદ્વેષની બુદ્ધિ કરશો તો આ લોકમાં હે મનુષ્યો ઘણો કાળ ભ્રમણ કરશો, કારણ કે લોક શાશ્વત છે

અર્થ —વળી તે તીર્થંકર ગણધરો વિગેરે અતિશય જ્ઞાનીઓ આ લોકમાં ચક્ષુમાફક ચક્ષુઓ વાળા છે, તે બતાવે છે, જેમ ચક્ષુ અજવાળામાં પોતાની સામે રહેલા પદાર્થોને બરોબર દેખે છે; એમ તેઓ પણ લોકોમાં

પદાર્થોને બરોબર નિહાળી પ્રકટ કરે છે, તેમજ આ લોકમા નાયક પ્રધાન (તુ શબ્દ વિશેષણમા છે) ઉત્તમ પુરૂષો સદુપદેશવાથી નાયક ગણાય છે, તે કહે છે તેઓ, જ્ઞાનાદિ મોક્ષ માર્ગને બતાવે છે, વારવાર જન્મે તે પ્રજા પ્રાણી સમૂહ તેઓનુ હિત સદ્ગતિ અપાવે, અને કુગતિ હટાવે, તેવો હિતનો ઉપદેશ આપે, વળી ચૌદ રજ્જુ પ્રમાણ લોકમા અથવા ધર્માસ્તિકાય આદિ પચઅસ્તિકાય રૂપલોક છે તેમા જે જે પ્રકારે દ્રવ્યાસ્તિક નયના અભિપ્રાયે જે વસ્તુ શાશ્વત છે, તે તેમણે બતાવી છે, અથવા આ પ્રાણી સમૂહ લોક સસારમા રહેલ છે તેમા જેવી રીતે શાશ્વત (કાયમ) છે તે બતાવે છે, જેમકે મિથ્યાદર્શનની વૃદ્ધિ તેમ તેમ શાશ્વત લોક છે તે બતાવે છે, તીર્થકર આહારક વર્જીને બધાજ જીવો કર્મ બાધે છે, તેવુ અભવે છે, તેમજ મહો આરભ વિગેરે ચાર સ્થાનકો (કારણો)થી જીવો નરકનું આયુ જ્યા સુધી બાધે છે, ત્યા સુધી સસારનો ઉચ્છેદ ન થાય, અથવા જેમ જેમ રાગદ્વેષ વિગેરેની વૃદ્ધિ થાય, તેમ તેમ જીવની અપેક્ષાએ સસાર શાશ્વત (ચાલુ) રહે એમ કહે છે, જેમ જેમ કર્મના ઉપચયની માત્રા (પ્રમાણ) વધે તેમ તેમ સસારની વૃદ્ધિ જાણવી, અથવા દુષ્ટ મન વાચા કે કાયાની ચેષ્ટાઓમા વધારો થાય, તેમ સસારની વૃદ્ધિ જાણવી, તેજ સસારનો ચાલુ વધારો છે, આ સસારમા પ્રજા તે જીવો, હે માનવ પ્રાણુ કે

માણસજ પ્રાયે ઉપદેશને યોગ્ય છે, સારી રીતે નારકીતિર્યંચ મનુષ્ય દેવ એ ચાર ભેદે પ્રગાઢ તે ખુબ મ મારની વૃદ્ધિ છે, હવે દુકાણમા જીવોના ભેદો બતાવે છે

जे रक्खसा वा जमलोइया वा,
जे वा सुरा गंधव्वा य काया।
आगासगामी य पुढोसिया जे
पुणो पुणो विप्परियासुवेंति-॥१३॥

સૂ, અર્થ—જે રાક્ષસો પરમાધામીઓ દેવો ગંધર્વ પૃથ્વીકાય વિગેરે તથા આકાશગામી તથા પૃથ્વી ઉપર ચાલનારા જીવો છે, તે બધાં કરેલા કર્મો ભોગવતા નવાં નવા રૂપ લેઇ ભ્રમણ કરે છે.

ટીકા—વ્યંતર જાતિના જે કઇ ભેદો છે, તેમા રાક્ષસ જાતિ લેવાથી બધા ભવનપતિ દેવોની જાતિ લેવી, તથા સુરો તે સૌધર્મ દેવલોક વિગેરેના વૈમાનિક દેવોની જાતિ જાણવી, (ચ શબ્દથી, જ્યોતિષીના દેવો સૂર્ય ચંદ્ર વિગેરે જાણવા) તથા ગાધર્વ તે વિદ્યાધરો અથવા કોઇ વ્યંતર દેવની જુદી જાતિ જાણવી, તે ભેદ જુદો લેવાથી મુખ્યજાતિ હોવી જોઇએ

પદાર્થોને બરોબર નિહાળી પ્રકટ કરે છે, તેમજ આ લોકમા નાયક પ્રધાન (તુ શબ્દ વિશેષણમા છે) ઉત્તમ પુરૂષો સદુપદેશવાથી નાયક ગણાય છે, તે કહે છે તેઓ જ્ઞાનાદિ મોક્ષ માર્ગને બતાવે છે, વારવાર જન્મે તે પ્રજા પ્રાણી સમૂહ તેઓનુ હિત સદ્ગતિ અપાવે, અને કુગતિ હટાવે, તેવો હિતનો ઉપદેશ આપે, વળી ચૌદ રજ્જુ પ્રમાણ લોકમા અથવા ધર્માસ્તિકાય આદિ પચઅસ્તિકાય રૂપલોક છે તેમા જે જે પ્રકારે દ્રવ્યાસ્તક નયના અભિપ્રાયે જે વસ્તુ શાસ્વત છે, તે તેમણે બતાવી છે, અથવા આ પ્રાણી સમૂહ લોક સસારમા રહેલ છે તેમા જેવી રીતે શાસ્વત (કાયમ) છે તે બતાવે છે, જેમકે મિથ્યાદર્શનની વૃદ્ધિ તેમ તેમ શાસ્વત લોક છે તે બતાવે છે, તીર્થકર આહારક વર્જીને બધાજ જીવો કર્મ બાધે છે, તેવુ સભવે છે, તેમજ મહા આરભ વિગેરે ચાર સ્થાનકો (કારણો)થી જીવો નરકનુ આયુ જ્યા સુધી બાધે છે, ત્યા સુધી સસારનો ઉચ્છેદ ન થાય, અથવા જેમ જેમ રાગદ્વેષ વિગેરેની વૃદ્ધિ થાય, તેમ તેમ જીવની અપેક્ષાએ સસાર શાસ્વત (ચાલુ) રહે એમ કહે છે, જેમ જેમ કર્મના ઉપચયની માત્રા (પ્રમાણ) વધે તેમ તેમ સસારની વૃદ્ધિ જાણવી, અથવા દુષ્ટ મન વાચા કે કાયાની ચેષ્ટાઓમા વધારો થાય, તેમ સસારની વૃદ્ધિ જાણવી, તેજ સસારનો ચાલુ વધારો છે, આ સસારમા પ્રજા તે જીવો, હે માનવ કારણ કે

માણુસજ પ્રાયે ઉપદેશને યોગ્ય છે, સારી રીતે નારકીતિર્યંચ મનુષ્ય દેવ એ ચાર ભેદે અગાઢ તે ખુબ સંસારની વૃદ્ધિ છે, હવે ટુંકાણમા જીવોના ભેદો બતાવે છે

जे रक्खसा वा जमलोइया वा,
जे वा सुरा गंधव्वा य काया ।
आगासगामी य पुढोसिया जे
पुणो पुणो विप्परियासुवेंति ॥१३॥

સૂ-અર્થ—જે રાક્ષસો પરમાધામીઓ દેવો ગધર્વ પૃથ્વીકાય વિગેરે તથા આકાશગામી તથા પૃથ્વી ઉપ ચાલનારા જીવો છે, તે બધા કરેલા કર્મો ભોગવતા નવા નવા રૂપ લેઇ ભ્રમણ કરે છે.

ટીકા—વ્યંતર જાતિના જે [illegible] રાક્ષસ જાતિ લેવાથી બધા ભવનપતિ દેવ [illegible] તથા સુરો તે સૌધર્મ દેવલોક વિગેરેના [illegible] જાતિ જાણવી, (ચ શબ્દથી, જ્યોતિષી [illegible] વિગેરે જાણવા) તથા ગાંધર્વ તે [illegible] વ્યંતર દેવની જુદી જાતિ જાણવી [illegible] મુખ્યજાતિ હોવી જોઇએ

સ્વયંભુરમણસમુદ્ર માફક અપાર છે, જે સમુદ્રનુ ઘણુ પાણી જલચર કે સ્થળચર પ્રાણીથી ન ઓળગાય, તેમ આ સંસારસાગર પણ સમ્યગ્દર્શન સિવાય ન ઓળગાય, તે તુ જાણ, ભવગહન ૮૪ લાખ યોનિ પ્રમાણ છે, જેમા સંખ્યાતા અસંખ્યાતા અને અનંતા જીવો તે પ્રમાણે આયુસ્થિતિ ભોગવી મહાદુઃખથી (કોઈ ભવ્ય જીવ) છુટે છે, એ અસ્તિવાદી ક્રિયા માનનાર આસ્તિકને છુટવું મુશ્કેલ છે, તો નાસ્તિકનુ શુ કહેવું? વળી તે ભવગહન સંસારને બતાવે છે કે આ સંસારમા સાવદ્યકર્મ કરનારા કુમાર્ગમા પડેલા જુઠો મત પકડી બેઠેલા ખેદ પામેલા પાચ ઇંદ્રિયો વિષય પ્રધાન એવી સ્ત્રીમા રક્ત બનેલા અથવા વિષય સ્ત્રી (વેશ્યા રૂપાળી સ્ત્રી) ને વશ પડેલા બધા સામયિકાદિ ધર્મ ક્રિયામા પાછા હઠે છે, તે વિષય સ્ત્રીરૂપ કાદવમા ફસેલા આકાશ આશ્રિત કે પૃથ્વી આશ્રિત લોકમા અથવા સ્થાવર જંગમ બે પ્રકારના જીવ સમૂહમા ભટકે છે, અથવા સાધુ વેષ ધારીને (ચરિત્ર પૂરૂ ન પાળવાથી તથા સંસાર ન છોડી તેમા રચ્યા પચ્યા રહેવાથી અથવા રાગદ્વેષ વડે ચૌદ રાજલોકમા ભમે છે

**न कम्मुणा कम्म खवेंति वाला,**
**अकम्मुणा कम्म खवेंति धीरा**
**मेधाविणो लोभ मयावतीता**
**संतोसिणो नो पकरेंति पावं ॥१५॥**

સ્વયભુરમણસમુદ્ર માફક અપાર છે, જે સમુદ્રનુ ઘણુ પાણી જલચર કે સ્થળચર પ્રાણીથી ન ઓળગાય, તેમ આ સસારમાગર પણ સમ્યગ્દર્શન સિવાય ન ઓળગાય, તે તુ જાણ, ભવગહન ૮૪ લાખ યોનિ પ્રમાણ છે, જેમા સખ્યાતા અસખ્યાતા અને અનતા જીવો તે પ્રમાણે આયુસ્થિતિ ભોગવી મહાદુ ખથી (કોઇ ભવ્ય જીવ) છુટે છે, એ અસ્તિવાદી ક્રિયા માનનાર આસ્તિકને છુટવું મુશ્કેલ છે, તો નાસ્તિકનું શુ કહેવું? વળી તે ભવગહન સસારને બતાવે છે કે આ સસારમા સાવદ્યકર્મ કરનારા કુમાર્ગમા પડેલા જુઠ્ઠો મત પકડી બેઠેલા ખેદ પામેલા પાચ ઇંદ્રિયો વિષય પ્રધાન એવી સ્ત્રીમા રક્ત બનેલા અથવા વિષય સ્ત્રી (વેશ્યા રૂપાળી સ્ત્રી) ને વશ પડેલા બધા સામયિકાદિ ધર્મ ક્રિયામા પાછા હઠે છે, તે વિષય સ્ત્રીરૂપ કાદવમા ફસેલા આકાશ આશ્રિત કે પૃથ્વી આશ્રિત લોકમા અથવા સ્થાવર જગમ બે પ્રકારના જીવ સમૂહમા ભટકે છે, અથવા સાધુ વેષ ધારીને (ચરિત્ર પૂરૂ ન પાળવાથી તથા સસાર ન છોડી તેમા રચ્યા પચ્યા રહેવાથી અથવા રાગદ્વેષ વડે ચૌદ રાજલોકમા ભમે છે

न कम्मुणा कम्म खवेंति बाला,
अकम्मुणा कम्म खवेंति धीरा
मेधाविणो लोभ मयावतीता
संतोसिणो नो पकरेंति पावं ॥१५॥

સ્વયભુરમણસમુદ્ર માફક અપાર છે, જે સમુદ્રનુ ઘણુ પાણી જલચર કે સ્થળચર પ્રાણીથી ન ઓળગાય, તેમ આ સંસારસાગર પણ સમ્યગદર્શન સિવાય ન ઓળગાય, તેનુ જાણ, ભવગહન ૮૪ લાખ યેનિ પ્રમાણ છે, જેમા સખ્યાતા અસખ્યાતા અને અનતા જીવો તે પ્રમાણે આયુસ્થિતિ ભોગવી મહાદુ ખથી (કોઇ ભવ્ય જીવ) છુટે છે, એ અસ્તિવાદી ક્રિયા માનનાર આસ્તિકને છુટવું મુશ્કેલ છે, તો નાસ્તિકનું શુ કહેવું ? વળી તે ભવગહન સસારને બતાવે છે કે આ સસારમા સાવદ્યકર્મ કરનારા કુમાર્ગમા પડેલા જુઠો મત પકડી બેઠેલા ખેદ પામેલા પાચ ઇદ્રિયો વિષય પ્રધાન એવી સ્ત્રીમા રક્ત બનેલા અથવા વિષય સ્ત્રી (વેશ્યા રૂપાળી સ્ત્રી) ને વશ પડેલા બધા સામયિકાદિ ધર્મ ક્રિયામા પાછા હઠે છે, તે વિષય સ્ત્રીરૂપ કાદવમા ફસેલા આકાશ આશ્રિત કે પૃથ્વી આશ્રિત લોકમા અથવા સ્થાવર જગમ બે પ્રકારના જીવ સમૂહમા ભટકે છે, અથવા સાધુ વેષ ધારીને (ચરિત્ર પૂરૂ ન પાળવાથી તથા સસાર ન છોડી તેમા રચ્યા પચ્યા રહેવાથી અથવા રાગદ્વેષ વડે ચૌદ રાજલોકમા ભમે છે

न कम्मुणा कम्म खवेंति वाला,
अकम्मुणा कम्म खवेति धीरा
मेधाविणो लोभ मयावतीता
संतोसिणो नो पकरेंति पावं ॥१५॥

પાઠ છે કે लोभ भयादतीता તેનો અર્થ કહે છે લોભ અને ભય અથવા લોભથી વતા ભયને ઉલઘી સતોષી બનેલા છે (અહીં પુનરોકત દોષની શકા ન લાવવી) તે કહે છે લોભાતીતપણાથી પ્રતિષેધ અશ બતાવ્યો અને સતોષ શબ્દથી વિધિ અશ બતાવ્યો, અથવા લોભાતીત પણાથી બધા લોભનો અભાવ લેવો, સતોષી શબ્દથી વીતરાગ દશા ન હોય તો પણ ઉત્કટ લોભ ન હોય, આ પ્રમાણે લોભનો અભાવ બતાવી બીજા કષાયોથી લોભનુ મુખ્યપણુ બતાવે છે, કે જેઓ લોભ છોડે તે અવશ્યે પાપ ન કરે (તેમને પછી પાપની જરૂર રહેતી નથી)

ते तीय उप्पन्न मणागयाइं
लोगस्स जाणंति तहा गयाइं
णेतारो अन्नेसि अणन्नणेया
बुध्धा हु ते अंतकडा भवंति ॥१६॥

સૂ અર્થ—જેઓ પૂર્વે કહેલા કેવળ જ્ઞાની વીતરાગ કે શ્રુત કેવળી છે તેઓ આ લોકના બધા જીવોના ત્રણે કાળના કૃત્યો તથા સુખદુખને સાચા સ્વરૂપમા જાણે છે તેઓ બીજાના નેતાઓ છે પણ તીર્થંકરો પ્રત્યેક બુદ્ધો પોતે પોતાની મેળે બોધ પામે છે તેથી તેમનો નેતા બીજો કોઈ નથી, તેઓ કર્મનો અત કરી મોક્ષમા જાય છે

ટીકાનો અર્થ—જેમણે લોભ મૂકયો તે કેવા થાય છે તે કહે છે વીતરાગો અથવા અલ્પ કષાયવાળા પચાસ્તિ કાયરુપ લોક અથવા પ્રાણીલોકે પૂર્વ કાળમા લીધેલા જન્મોમા જે કૃત્યો કર્યા હોય, વર્તમાનમા કરતા હોય, કે ભવિષ્યમા થશે, તે બધા સુખો દુખો જેવા છે તેવા જ તે જ્ઞાનીઓ જાણે છે, પણ વિભગજ્ઞાની માફક વિપરીત જાણતા નથી, તે સબધી વિભગ જ્ઞાનીનો સૂત્રાગમનો પાઠ બતાવે છે

હે ભગવન્ અનગાર (સાધુ) માયી મિથ્યાદૃષ્ટિ રાજગૃહ નગરમા રહેલો વાણારસી નગરીમા રહેલ રૂપો (વસ્તુ) ને જાણે દેખે ? ઉ–વિભગજ્ઞાની હોવાથી તે દેખે પણ થોડુ ફેર-ફારવાળુ દેખે, પરતુ ઉત્તમ સાધુઓ જેઓ ભૂતભવિષ્ય વર્તમાન જાણનારા છે, તે કેવળજ્ઞાનીઓ અથવા ચૌદ પૂર્વ ધારી પરોક્ષ જ્ઞાનીઓ સસારમા રહેલા બીજા ભવ્ય જીવોને મોક્ષ તરફ લઈ જનારા નેતાઓ છે, અથવા સદુપદેશ તરફ લઈ જાય, કારણ કે જેઓ સ્વયબુદ્ધ છે, તે બીજાના દોરવ્યા વિના પોતાની મેળે બોધ પામી મોક્ષમા જાય છે, તે અનન્ય છે, તેઓ હિત અહિત પોતાની મેળે સમજી અહિ-તને છોડીને હિતને સાધે છે, તેઓ તીર્થંકર ગણધર વિગેરે બુદ્ધ છે, (હુ શબ્દ ગાથામા 'અને' ના અર્થમા છે અથવા વિશેષણના અર્થમા છે, તે પૂર્વે કહેલ છે) વળી તેઓ

ભવનો અત કરનાર છે અથવા કર્મનો અત કરનારા છે, જ્યા સુધી તેવા જીવો મોક્ષમા ન જાય, ત્યા સુધી તેઓ પાપ ન કરે, તે બતાવે છે

ते णेव कुव्वंति ण कारवंति
भूताहि संकाइ दुगुंछमाणा,
सया जता विप्पणमंति धीरा,
विण्णत्ति(ण्णाय)वीराय हवंति एगे ॥सू १७

સૂ અ—પૂર્વે કહેલા ઉત્તમ સાધુઓ પાપ ન કરે, ન કરાવે, તેમ જીવહિંસાથી ડરેલા હોવાથી બીજા હિંસા કરનારની પ્રશ સા પણ ન કરે, પોતે સ યમને ઉત્સાહથી પાલે તેથી ધીર છે અને ઉપસર્ગ પરિષહથી ન કટાળે માટે વીર છે

ટી અ—તે પ્રત્યક્ષજ્ઞાની કે પરોક્ષજ્ઞાનીઓ તત્વને જાણનારા સાવદ્ય અનુષ્ઠાનને જીવોની હત્યા થવાના ડરથી તથા પાપને ધિક્કારનારા હોવાથી પોતે ન કરે, ન કરાવે પાપ કરનારને અનુમોદે નહિ, તે પ્રમાણે જૂઠુ ન બોલે, ન બોલાવે તેમ જૂઠુ બોલનારને પ્રશ સે નહિ, આ પ્રમાણે ચોરી મૈથુન સેવન પરિગ્રહ એ ત્રણ પાપ ન કરે ન કરાવે તેમ કરનારને પ્રશ સે નહિ, તેઓ હ મેશા સ યત છે, અને પાપ અનુષ્ઠાનથી દૂર રહેલા

નિર્મળ સંયમની ક્રિયા ઉત્સાહથી કરે છે, તે ધીરપુરૂષો છે, વળી કેટલાક સારૂ ખોટું વિચારી સમજીને જે જિનેશ્વરે કહ્યું છે તે સાચું છે, એવો નિશ્ચય કરી દુ:ખ સહીને કર્મો કાપે તે વીર પુરૂષો છે, અથવા પરીસહ ઉપસર્ગ રૂપ શત્રુસેનાને જીતવાથી વીર છે, અથવા બીજી પ્રતિમાં **विण्णत्ति वीराय भवंति एगे** પાઠ છે તેનો અર્થ કહે છે કેટલાક શુર (બહેળા) કર્મી જીવો અલ્પ સત્વવાળા વિજ્ઞપ્તિ-જ્ઞાન-તેનાથી જ વીર બોલવા માત્ર શૂર પણ કરણીમાં શૂન્ય હોય ન તેમને મોક્ષ પ્રાપ્ત ક્રિયા વિના ન થાય તે કહે છે

શાસ્ત્રો ભણીને મૂરખો બને છે, વિદ્વાન ખરો તે કરવેજ સાચો પરખે રોગાદિ બધું વૈદ સાચો, દવા વિના જાણુ હરે ન રોગો.

डहरे य पाणे वुड्ढेय पाणे
ते आत्तओ पासइ सव्वलोए
उव्वेहती लोगमिणं महंतं
बुद्धे ऽपमत्तेसु परिव्वएज्जा ॥सू १८॥

સૂત્ર અર્થ—નાના મોટા જીવો છે તેમને આ લોકમાં પોતાના જીવ સમાન વહાલા ગણે, અને દુઃખ ન દે, અને આ જીવ લોકને અનંત માને, અને પોતાને અનંત કાળ સંસારમાં ભ્રમણ ન થાય, માટે અપ્રમાદી બની પ્રમાદમાં ન લપટાતા વિચરે,

ટી.અર્થ પ્ર—ભૂતો કયા છે કે જેને દુઃખ થવાની બીકથી સાધુઓ આરંભ કરતા ડરે છે? ઉ—જે ઢહુગ-કુંથુઆ વિગેરે ઝીણા જંતુઓ અથવા આંખથી ન દેખાય તેવા સૂક્ષ્મ બધા ઝીણા નાના જીવો તથા વૃદ્ધ મોટા કે બાદર તે આંખથી દેખાય, તેવા બધા જીવોને પોતાના આત્મા સમાન માને અને જાણે છે કે દરેક જીવ જો ખરેખરો મોટો થાય તો ચૌદરાજ લોકમાં પોતે એકલોજ માય, માટે માપ બરોબર કુંથુઆનો પણ જીવ છે, અથવા જેમ મને દુઃખ ગમતું નથી, તેમ બધા જીવોને દુઃખ ગમતું નથી, તે આગમ પ્રમાણ બતાવે છે, હે ભગવન્! પૃથ્વી કાયનો જીવ દુઃખથી પીડાયલો કેવી વેદે? (જેવી રીતે આપણે દીનતાથી ભોગવીએ તેમ તે પણ ભોગવે, વિગેરે સૂત્રના આલાવાથી કોઈ પણ જીવને આક્રમણ ન કરવું સંઘટ્ટો ન કરવો, આવું સમજીને જે ચાલે તે દેખતો છે, વળી આ લોકને મહાન્ત જાણે છે, કારણકે તે છજીવ નિકાયોમાં સૂક્ષ્મ બાદર ભેદોથી ભરેલ છે અથવા તે જીવ સમૂહથી અનાદિ અનંત કાળ વ્યાપ્ત છે, માટે લોક મહાન્ત છે વળી બધા ભવ્યોનો સમૂહ પણ બધા કાળ વડે પણ મોક્ષમાં જવાનો નથી, અર્થાત્ જેમ કાળનો અંત નથી તેમ જીવોનો પણ અંત નથી, જો કે દ્રવ્યથી અપેક્ષાએ છ દ્રવ્ય હોવાથી તેનો અંત છે, તેમ ચૌદ રાજ પ્રમાણ ક્ષેત્ર હોવાથી મર્યાદા વાળો લોક છે, છતાં પણ કાળ અને ભાવથી અનાદિ અનંત હોવાથી અને દરેક દ્રવ્યના પર્યાયો અનંતા હોવ [illegible]

લોક છે એમ કહે છે, આ પ્રમાણે લોકનુ સ્વરૂપ યથાર્થ જાણુનારો બુદ્ધ તત્વજ્ઞ મહાત્મા પુરૂષ સર્વ જીવોના રહેઠાણોને અશાસ્વતા જાણીને આ વિશ્વાસ ઘાતક સસારમા સુખનો લેશ પણ નથી, એવુ માનીને અપ્રમાદી ઉત્તમ સાધુના સહવાસમા રહી નિર્મળ સયમ પાળે અથવા પોતે પડિત બની પ્રમાદી તે સુખ વિલાસી ગૃહસ્થોમા ન લપટાતા સયમ અનુષ્ઠાનમા સાવચેત રહે,

जे आयओ परओ वावि णऽचा
अलमप्पणो होति अलं परेसिं
तं जोइभूतं च सयावसेज्जा
जे पाउ कुज्जा अणु वीतिधम्मं ॥सू.१९॥

સૂ અર્થ—જે પોતાની મેળે જાણે, કે પારકા પાસે જાણે, જાણીને જ્ઞાનચારિત્ર મેળવીને પોતે તરે, અને બીજાને તારવામા સમર્થ થાય, જે ગુરૂથી પોતે બોધ પામે તે ગુરૂને જ્યોતિ પ્રકાશક માનીને હમેશા તેમની સેવામા રહે, પછી તે સમજીને યથાયોગ્ય ધર્મોપદેશ કરે

ટી અર્થ—જે સાધુ પોતે સર્વજ્ઞ હોય તે ભરત મહા રાજા કે મરૂદેવી માફક બીજાના બોધ વિના પોતાની મેળે કેવળજ્ઞાન પામી પોતાની મેળે પોતાનુ તથા બધા જીવો ત્રણ લોકમા રહ્યા છે, કે બીજા પદાર્થો છે, તે બધાનુ જ્ઞાન

ધરાવે છે, તે લોક સ્વરૂપ જાણે છે, અથવા બીજા તે ગણધર વિગેરે પરથી તે તીર્થંકર કે બીજા પાસેથી જીવ વિગેરે પદાર્થોને જાણીને (બીજા જીવોના હિત માટે) તેમને ઉપદેશ આપે છે, તેવો સાધુ સારા માઠાનો જાણ હોય તે પોતાના આત્માને તારવા સમર્થ થાય છે, અર્થાત્ આત્માને સંસાર કૂવામાંથી બહાર કાઢવા સમર્થ હોય છે, તેજ પ્રમાણે બીજા જીવોને પણ સદુપદેશ આપીને તારવા યોગ્ય છે, તેવા બન્ને પ્રકારના સ્વયંબુદ્ધ તીર્થંકર વિગેરે સર્વજ્ઞને અથવા પરથી બોધ પામનાર ગણધર વિગેરે જ્યોતિ સમાન પદાર્થોનું સ્વરૂપ બતાવે છે, તેથી તેમને ચંદ્ર સૂર્ય કે દીવા માફક માનીને આત્માનું હિત ઇચ્છતો સંસાર દુઃખથી ઉદ્વેગ પામેલો (ધર્મ સમજવાથી) પોતાને કૃતાર્થ માનતો હમેશાં ગુરૂ આજ્ઞાથી તેમના ચરણનું સેવન કરી આખી જીંદગી સુધી તેમની પાસે વસે તે કહે છે,

णाणस्स होइ भागी थिरयरओ दसणे चरित्ते य
धन्ना आवकहाए गुरु कुलवास ण मुचति ॥१॥

જેઓ ગુરૂ કુલવાસ નથી મુકતા, તેઓ આખી જીંદગી સુધી ધન્યવાદને યોગ્ય છે, તેઓ જ્ઞાનના ભાગીયા થાય છે, (મેળવે છે) તથા ધર્મશ્રદ્ધામાં તથા ચારિત્રમાં સારી રીતે સ્થિર થાય છે, ગુરૂ કુલવાસમાં કેવા સાધુ રહે છે, તે બતાવે છે, જેઓ કર્મનું સ્વરૂપ સમજીને મનુષ્ય દેહ આર્યક્ષેત્ર

તીર્યંચ મનુષ્યની ઉત્પત્તિ, અને મરણ તે આયુ પૂરૂ થાય, તે, તથા જન્મે તે જીવો, તેઓના ઉપપાતને જાણે, આ ઉપપાત નારક દેવલોકમા થાય છે અહિં જન્મની વિચારણામા જીવોનું ઉ પત્તિ સ્થાન યોનિ કહી છે, તે યોનિ સચિત્ત અચિત્ત મિશ્ર શીતઉષ્ણ મિશ્ર સવૃત વિવૃત મિશ્ર આ પ્રમાણે યોનિના ૨૭ વેદો છે,મરણ તે તીર્યંચ અને મનુષ્યને છે, અને જ્યોતિષ વૈમાનિકનું ચ્યવન થાય છે, ભવનપતિ વ્યતર નારકીનું ઉદ્‌વર્ત્તન થાય છે,

अहोऽवि सत्ताण विउट्टणं च
जो आसवं जाणति संवरं च
दुक्खं च जो जाणति निज्जरं च
सो भासिउ मरिहइ किरियवादं सू. २१

સૂત્ર—જે જીવોની વિકુટ્ટના, તે પીડાઓને જાણે છે, અને આશ્રવ સવરને જાણે છે, જે દુ ખ તથા નિર્જરાને જાણે છે, તે માણુસજ ક્રિયાવાદને બોલવા યોગ્ય છે

ટી અ—જીવો પોતાના કરેલા કર્મના દુ ખના ફળોની વિવિધ કુટ્ટના એટલે નરક વિગેરેમા જન્મ જરા મરણ રોગ શોકની પીડાઓ અને તેનાથી બચાવાના ઉપાયોને જે જાણે છે, તેનો પરમાર્થ આ છે કે સર્વાર્થ સિદ્ધ વિમા

નથી નીચે સાતમી નારકી સુધી બધા જીવો કર્મ ધારી છે, તેમા સૌથી વધારે બહોળકર્મી જીવો છે તે સૌથી નીચે અપ્રતિષ્ઠાન નામના નરકના પાથડામા જાય છે, એવુ જે જાણે, (ત્યા સૌથી વધારે દુ ખ છે) આશ્રવ-આઠ પ્રકારના કર્મો જેનાથી આવે તે આશ્રવ તે જીવહિંસા રૂપ છે, અથવા રાગદ્વેષ રૂપ છે અથવા મિથ્યાત્વ વિગેરે છે, તેને જાણે, તથા સ વર-આશ્રવનો અટકાવ-તે ઠેઠ સ પૂર્ણ યોગ નિરોધના સ્વભાવ વાળુ ચૌદમે ગુણ સ્થાને છે, તેને જાણે, વળી પુણ્ય પાપને જાણે, તથા અશાતાવેદની રૂપ દુ ખને તથા તેના કારણને જાણે, તથા શાતાવેદનીયરૂપ સુખને તથા તેના કારણને જાણે, તેનો પરમાર્થ આ છે કે જે કર્મબ ધના હેતુઓને તથા તેના વિપર્યાસ હેતુઓને બરાબર જાણે, તે સ બ ધી આ શ્લોક છે,

यथा प्रकारा यावन्त ससारावेश हेतव॰
तावन्त स्तद्विपर्यासा निर्वाणा वेशहेतव

જેવી રીતે જેટલા સ સાર ભ્રમણુ હેત
તેવી રીતે તેટલા મોક્ષગમન સ કેત

આ બધુ જાણે તેજ માણસ પરમાર્થથી બોલવાને યોગ્ય છે, પ્ર-શુ બોલવાને? ઉ-ક્રિયાવાદ, અર્થાત્ જીવ છે, પુણ્ય છે પાપ છે તે પૂર્વે કરેલા કર્મોનું ફળ છે, તેવો મત બતાવે તે કહે છે, જીવ અજીવ આશ્રવ સ વર બધ પુણ્ય પાપ

નિર્જરા મોક્ષ આ નવ પદાર્થો એ શ્લોક સૂ. ગાથા ૨૦–૨૧મા બતાવ્યા, તેમા જે આત્માને જાણે તેથી તે જાણનાર જીવ રૂપે છે, લોક–શબ્દથી અજીવ જાણવુ, તથા ગતિઆગતિ શાશ્વત અશાશ્વત સ્વભાવ બતાવ્યો, આશ્રવ તથા સવર તો ખુલ્લા બે શબ્દોથી લીધા છે, દુખ શબ્દથી બધ પુણ્ય પાપ લીધા, કારણ કે દુખ વિના પુણ્ય પાપનો બધ ન થાય, નિર્જરા શબ્દ વડે નિર્જરા પદાર્થ લીધો, તેનુ ફલ મોક્ષ છે, માટે નિર્જરા સાથે મોક્ષ શબ્દ સમજી લેવાનો છે, એ પ્રમાણે પૂર્વે કહેલા જીવથી મોક્ષ સુધી નવ પદાર્થો છે, તે નવ પદાર્થોના સ્વીકારથી અસ્તિ વિગેરે ક્રિયાવાદ સ્વીકાર્યો છે, જે કોઇ વિદ્વાન્ આ નવ પદાર્થોને જાણે, સ્વીકારે તે પરમાર્થથી ક્રિયાવાદને જાણે માને છે, એમ ગણાય પ્ર– બીજા મતમા કહેલ પરિજ્ઞાનથી સમ્યગ્વાદપણુ કેમ સ્વીકારતા નથી ? ઉ–તેમા કહેલા વિચારો જોઇએ તેવા યુક્તિવાળા લાગતા નથી, તેનુ દષ્ટાન બતાવે છે, નૈયાયિક દર્શનમા પ્રમાણ પ્રમેય મશય પ્રયોજન દૃષ્ટાન સિદ્ધાન્ત અવયવ તર્ક નિર્ણયવાદ જલ્પ વિત ડાહેત્વાભાસ છલ જાતિ નિગ્રહસ્થાન એવા સોળ પદાર્થો બતાવ્યા છે તેની વ્યાખ્યા આ પ્રમાણે કહે છે, (૧) પ્રમાણ હેય ઉપાદેય નિવૃત્તિ પ્રવૃત્તિ રૂપપણે જેનુ ઓળખાણ જેનાવડે જ્ઞાન–બોધ કરીએ તે પ્રમાણના ચાર ભેદ છે,– પ્રત્યક્ષ અનુમાન ઉપમાન–શાબ્દ (આગમ) તેમા ઇન્દ્રિયોની નજીક જે પદાર્થો હોય, તે સબધી જે જ્ઞાન થાય, તેવ્ય-

પદેશ (ઉચ્ચાર) વિનાનુ તેમજ નિ શક્તિ અને નિશ્ચય કરેલુ તે પ્રત્યક્ષ પ્રમાણ જાણવુ. તે અહીં આપણી ઇદ્રી અને પદાર્થ બને સબંધમા આવે, અને તેનાથીજ ઉત્પન્ન થાય, તે અભિવ્યક્ત (ખુલ્લુ) જ્ઞાન નથી તે સુખાદિક પણ નથી, અવ્યપદેશ એટલે વ્યપદેશવાળુ માનતા શબ્દરૂપ થાય અવ્યભિચારી–ને જેમ (આખની કસરથી) બે ચદ્રમા દેખે, તે ખોટુ છે, વ્યવસાય આત્મક તે નિશ્ચય કરેલુ (અધારામા પડછાયાને ભૂત માની તે ડરે, કે લટકતા દોરડાને સાપ માને તે ખોટુ છે) આ પ્રમાણે નૈયાયિકનું પ્રત્યક્ષ પ્રમાણ છે, જૈનાચાર્ય તેનુ ખડન કરી ભૂલ બતાવે છે, કે આ પ્રત્યક્ષતા અયોગ્ય છે, જુઓ–જ્યા (જ્ઞાન સ્વરૂપ આત્મા પદાર્થના ગ્રહણ પ્રત્યે સાક્ષાત્ જાણે દેખે તે પ્રત્યક્ષ છે, અને તે પ્રત્યક્ષમા અવધિજ્ઞાન મન પર્યાય તથા કેવળજ્ઞાન છે, તમારૂ ઇદ્રિયોથી અનુભવાતુ જ્ઞાન તો આત્માનું સાધન ઇદ્રિયોરૂપ ઉપાધિ વડે જણાતુ હોવાથી અનુમાન પ્રમાણ માફક પરોક્ષ છે, ઉપચારથી ભલે પ્રત્યક્ષ કહો પણ ઉપચાર તત્વ ચિંતામા કામ લાગતો નથી, અનુમાન પણ પ્રથમથી, પછીથી, અને સામાન્યથી દેખેલું એમ ત્રણ પ્રકારે છે, (૧) કારણથી કાર્યનુ અનુમાન, તે પૂર્વ માફક (સારો વરસાદ જોઇને કોઈ કહે કે વરસ પાકી ચુક્યું, દાણા વરસે છે, વરસે ઘણા તો ધાન્યના થાય ઢગા) કાર્યથી કારણનું અનુમાન તે શેષવત્ (પછવાડે પડી રહેલ

વસ્તુ દેખીને પૂર્વનુ અનુમાન થાય જેમકે શીખડ દેખીને દહીંનુ) અનુમાન થાય, સામાન્યથી જોયેલુ તે એક આબાને મહોર આવેલા જોઇને અનુમાન થાય કે જગતમા વસત ઋતુ આવી અને આબા ફળ્યા અથવા દેવદત્તને ચાલતો જોઇને એક સ્થાનથી બીજે સ્થાને પહોચતા દેખીને સૂર્યને પૂર્વમાથી પશ્ચિમમા જતા જોઇને અનુમાન - કરાય કે સૂર્ય પણ ચાલે છે, તેમા પણ તે સિવાય બીજી રીતે ન બને, તે ગમિકા ( ) વિના કારણનુ કાર્ય પ્રત્યે વ્યભિચાર (શકિત) થાય, જેમા ગમિકા હોય ત્યા કાર્ય કારણ વિગેરે સિવાય પણ ગમ્ય ગમક ભાવ જોયો છે, જેમકે શકટ (મૃગસર) નક્ષત્રના ઉદયનુ ભવિષ્ય કૃતિકા નક્ષત્ર ઉગેલુ દેખીને કોઇ પણ કહી શકે, તે કહે છે જ્યા બીજી રીતે જે ઉત્પન્ન ન થાય ત્યા કાર્ય કારણ કર્તા એ ત્રણે પૂછવાની શી જરૂર છે? અથવા જ્યા બીજી રીતે ઉત્પન્ન ન થાય, એવું નથી, અર્થાત બીજી રીતે થાય તો પછી કાર્ય કારણ કર્ત્તાની શી જરૂર છે? હવે ફરી જૈનાચાર્ય કહે છે, કે તમારૂ માનેલ પ્રત્યક્ષ અપ્રમાણ છે, તો અનુમાન પણ તેના આધારે હોવાથી અપ્રમાણ છે, જેમ ગાયને ગવય, વળી જ્યા સજ્ઞા અને સજ્ઞીનો સબધનો સ્વીકારાય થાય ત્યા ઉપમાન થાય (ઉ.મા ઉપમાન એક જ છે) અહીં ઉપમાનમા પણ તે સિવાય બીજી રીતે ન થાય, એવી સિદ્ધિમા અનુમાનના લક્ષણપણાથી તેમા સમાઈ જવાથી ઉપમાન

પ્રમાણ અનુમાનથી જુદું નથી, હવે જો તમે કહો કે અનુપપત્તિ નથી, અર્થાત્ જુદું થાય છે, એવું કહેશો તો તમારા કહેવામાં વ્યભિચાર (શંકારૂપ) હોવાથી ઉપમાનની અપ્રમાણતા થશે, વળી તમે આગમ પ્રમાણ કહો છો, તે પણ બધા આગમ વચનો પ્રમાણભૂત નથી પ્ર-ત્યારે કેવી રીતે છે? ઉ-જે પ્રમાણિક પુરૂષો છે, તે કેવળી પ્રભુના કહેલાં વચનો જ પ્રમાણભૂત છે, અને જિનેશ્વર દેવ સિવાય બીજા મતાન્તરમાં આપ્તપણું યુક્તિથી ઘટતું નથી, એ અમે બીજી જગ્યાએ બતાવ્યું છે, વળી આ બધું પ્રમાણ આત્માનું જ્ઞાન (સમજણ) છે, અને આત્માનો જ્ઞાનગુણ આત્માથી જુદા પદાર્થપણે સ્વીકારવો યોગ્ય નથી, છતાં જો તમે જ્ઞાન ગુણ જુદો માનશો તો રૂપરસ વિગેરે ગુણોને પણ જુદા પદાર્થ માનવા પડશે હવે પ્રમેય સબંધી કહે છે

પ્રમેય ગ્રહણ કરવાથી ઇંદ્રિયોના પદાર્થરૂપે તેમનો પણ આશ્રય લીધો જૈનાચાર્ય પ્રમેય સબંધી કહે છે કે તમે આશ્રય લીધા છતાં પણ તે યુક્તિથી સિદ્ધ થશે નહિ તે બતાવે છે

દ્રવ્ય સિવાય તે પ્રમેય ગુણો રહી શકતા નથી, અને દ્રવ્ય લીધું તે વખતે તેના ગુણો અંદર આવી ગયા, ત્યારે જુદાં લેવાથી શું લાભ? પ્રમેયમાં કોણ કોણ છે તે કહે છે, આત્મા શરીર ઇંદ્રિય અર્થ બુદ્ધિમન પ્રવૃત્તિ દોષ

પ્રેત્ય ભાવ ફલ દુખ અપવર્ગ એમ છે, તેમાં આત્મા પોતે બધાનો દેખનારો ભોગવનારો છે, અને તે ઇચ્છાદ્વેષ પ્રયત્ન સુખદુખ જ્ઞાન અનુમેય છે, જૈનાચાર્ય કહે છે કે અમે તે આત્માને જીવ પદાર્થ પણ ગ્રહણ કર્યો છે, શરીર તો તેનું રહેવા ભોગવવાનું ઘર છે, તેમ પાંચ ઇંદ્રિયો પણ ભોગ આયતન (સાધનો) છે, અને ભોગવવા યોગ્ય ઇંદ્રિયોને માટે બધા પદાર્થો છે, એ બધા શરીર વિગેરેને અમે અજીવ તરીકે લીધા છે, બુદ્ધિ ઉપયોગ એ જ્ઞાનનો એક ભાગ છે, તેતો જીવ શબ્દ લેવાથી તેમાં સમાવેશ થઈ ગયો, બધા વિષયમાં અંતઃકરણમાં બધું સાથે જ્ઞાન ઉત્પન્ન થાય, એવા ચિન્હવાળું મન છે તેમાં દ્રવ્ય મન (અદૃશ્ય ઇંદ્રિ) તે દ્રવ્યરૂપે પુદગલનું બનેલું હોવાથી અજીવમાં લીધું અને ભાવ મન આત્માના જ્ઞાન ગુણરૂપે હોવાથી જીવમાં લીધું, આત્માને સુખ દુખ ભોગવવામાં પ્રવર્તન તે પ્રવૃત્તિ છે, પણ તે જુદા પદાર્થ તરીકે ગણવી ઉચિત નથી, તે કહે છે, પ્રવૃત્તિ તે આત્માની ઇચ્છા છે, તે આત્માનો જ ગુણ છે, કારણ કે આત્માના અભિપ્રાયપણે જ્ઞાનનો એક અંશ પ્રવૃત્તિ છે, આત્માને દૂષિત કરે તે દોષ છે, તે બતાવે છે, આ આત્માને આ શરીર અપૂર્વ નથી, કારણ કે આવું શરીર અનાદિથી તેની સાથે છે, તેમ છેલ્લું પણ નથી, કારણ કે જન્મ મરણની પરંપરા અનંતી છે, આમ શરીરમાં અપૂર્વ કે અંતપણે જે આત્માનો અધ્યવસાય (વિચાર)

તે દોષ છે, અથવા રાગદ્વેષ મોહ વિગેરે દોષ છે, આ દોષ પણ-જીવ (સાથે કર્મ સબંધી) અભિપ્રાય પણે છે તેથી જીવમાં સમાઈ જાય માટે જુદો ન કહેવો, પ્રેત્યભાવ-પરલોકનો, સદ્ભાવ (સત્યતા) આ પણ સાધનવાળો જીવ અર્જુન પણે લીધો છે, ફલ પણ સુખ દુઃખનુ ભોગવવારૂપ છે, તે પણ જીવગુણની અંદર સમાય છે, પણ જુદું નથી, દુઃખ તે પણ જુદી જુદી પીડારૂપ છે, તે ફળથી જુદુ નથી, મોક્ષ જન્મ મરણના પ્રબંધના ઉછેદનરૂપે સર્વ દુઃખ (સુખ)થી મુક્તિ જે મોક્ષ છે, તે અમે પણ લીધો છે, આ શું છે? એવો અનિશ્ચિત પ્રત્યય (જ્યાં ખાત્રી ન થાય) તે સંશય તે નિર્ણય (ઓછો નિર્ણય) માફક આત્માનો ગુણ જ છે; જેને ઉદ્દેશીને ઉદ્યમ કરે તે પ્રયોજન (મતલબ) તે પણ ઇચ્છાનો અંશ હોવાથી આત્માનો ગુણ જ છે.

જ્યાં અવિપ્રતિપત્તિ (ખાત્રી) કરવા માટે જે વિષય કહીએ તે દૃષ્ટાન્ત છે, આ પણ જીવ અને અજીવ વચ્ચેનુ અંતર છે, પણ તેટલા માટે તેથી જુદા પદાર્થની કલ્પના કરવી યુક્ત નથી, કારણ કે પછી પદાર્થની સંખ્યા હદ ઓળંગી જશે, એક અવયવ ગ્રહણ કરવાથી તેના પછીના જ્ઞાન વારંવાર ગ્રહણ કરવો પડશે, (તેથી જુદો પદાર્થ ન ગણવો)

સિદ્ધાન્ત—ચાર પ્રકારનો છે. (૧) બધા મતવાળાઓને માનીય જેમકે સ્પર્શ ઇંદ્રિ વિગેરેથી સ્પર્શ વિગેરે પદાર્થો

પ્રમાણોવડે પ્રમેયનુ માનવુ, (૨) સમાન તંત્ર સિદ્ધ-પરતંત્ર અસિદ્ધ-પોતાને માન્ય પણ બીજાને અમાન્ય, જેમકે સાંખ્ય મતવાળા કહે છે કે અસતને આત્મલાભ ન થાય, અને જે વિદ્યમાન હોય તેનો કોઈપણ વખત સર્વથાવિનાશ ન હોય, તે જ કહે છે "ન હોય તો ન થાય અને હોય તો નાશ થાયે કયાથી! (૩) એક સિદ્ધ થાયે તો તેની પછી બીજાની અનુસગથી સિદ્ધિ થાય, તે અધિકરણ સિદ્ધાંત જેમકે ઇંદ્રિયોથી જુદો જાણનારો આત્મા છે, કે જે આત્મા દેખવાથી સ્પર્શ કરવાથી એક પદાર્થ ગ્રહણ કરે છે, તેમા (૧) અનુસગી અર્થો (પદાર્થો) છે, (૨) ઇંદ્રિયો જુદી જુદી છે, (૩) નિયત (નક્કી) વિષયવાળી ઇંદ્રિઓ છે, (૪) પોતાનો વિષય ગ્રહણ કરે તે ચિન્હ છે, (૫) જાણનારના જ્ઞાન સાધનો છે, (૬) સ્પર્શ વિગેરેથી જુદુ દ્રવ્ય છે, (૭) ગુણોને રહેવાનું સ્થાન દ્રવ્ય છે, (૮) અનિયંત વિષયો ચેતના છે, આ આઠેમા અનુક્રમે પ્રથમ એક પછી એક સિદ્ધ થાય છે, પણ પ્રથમનો સિદ્ધ થયા વિના પછીનો સિદ્ધ ન થાય સિદ્ધાંતનો ૪થો ભેદ અભ્યુપમ છે, જેમકે શબ્દના વિચારમા કોઇ બોલે કે દ્રવ્ય શબ્દ હો, અર્થાત્ શબ્દ દ્રવ્ય છે, પણ તે શબ્દ નિત્ય છે કે અનિત્ય છે? આવો વિચાર થાય, (તેમા કોઇ નિત્ય માને કોઇ અનિત્ય માને કોઇ નિત્યાનિત્ય માને) તે અભ્યુપગમ સિદ્ધાંત છે, આ ચાર પ્રકારના વાદીના માનેલા સિદ્ધાંતો જૈન ધર્મ પ્રમાણે જ્ઞાનથી જુદા પડતા નથી, અને

જ્ઞાન એ આત્માનો ગુણ છે, તેથી જુદો માનવો ઉચિત નથી, અવયવો–પ્રતિજ્ઞા હેતુ ઉદાહરણ ઉપનય નિગમન એ પાચ છે, તેમા સાધ્યનો નિર્દેશ તે પ્રતિજ્ઞા (પોતાનું ધારેલું કહેવું તે) છે, જેમકે શબ્દ નિત્ય છે કે અનિત્ય છે, હેતુ–પ્રતિજ્ઞાને પુષ્ટ કરે તે હેતુ–જેમકે તે તેનો ઉત્પન્ન કરનાર છે, ઉત્પન્ન થાય તે અનિત્ય છે, દૃષ્ટાંત–ઉદાહરણ સાધ્ય સાધર્મ્ય વૈધર્મ્ય લાવમા તે કામ લાગે છે, જેમકે ઘરો (માટીથી ઉત્પન્ન થયેલો આપણે જોઇએ છીએ) આ અનિત્યમા સાધર્મ્ય ધર્મ છે, હવે વૈધર્મ્ય ઉદાહરણ આપે છે કે જે અનિત્ય નથી, તે ઉત્પન્ન પણ થતું નથી, જેમકે આકાશ, તે અનાદિ છે તે કોઇનું કરેલુ નથી

તથા ન તથા—વા એટલે તેવું છે કે તેવુ નથી, એ પોતાના પક્ષનો ઉપસંહાર (સમાપ્તિ) કરવો, તે ઉપનય છે, જેમકે અનિત્ય શબ્દ કરેલો છે તેવી જેમ ઘટ બનાવેલો અનિત્ય છે, તેમ શબ્દ આપણે બનાવેલો હોવાથી તે અનિત્ય છે, બીજી રીત–તેમ અનિત્યનો અભાવ ત્યા કૃતકત્વનો પણ અભાવ, તેથી આકાશ માફક નથી, તેથી આકાશ નિત્ય પણ શબ્દ અનિ ય, પ્રતિજ્ઞા તથા હેતુ બનેનું ફરીથી કહેવુ તે નિગમન, "તેથી અનિત્ય" જેમ કે શબ્દ અનિત્ય બનાવેલ હોવાથી ઘડા માફક, માટે ઘરો જેમ અનિત્ય તેમ શબ્દ પણ અનિત્ય સિદ્ધ થયો, એટલે પ્રતિજ્ઞા હેતુ દૃષ્ટાત ઉપનય તથા નિગમન એ પાચ અવયવો જો શબ્દ માને લો,

તો શબ્દો પુદ્ગલ છે, તેથી અજીવપણે કહી જુદો પદાર્થ ન ગણો, જો તમે આ જ્ઞાન તરીકે લો તો જીવગુણમાં સમાઈ જાય, (જુદો પદાર્થ ન લો) જો જ્ઞાનના જુદા જુદા ભેદોને પદાર્થપણુ માનીએ તો પદાર્થોની સંખ્યામાં ઘણાપણુ આવશે (હદ ઉલટી જશે) કારણ કે જ્ઞાનના ભેદોનો પાર નથી, સંશયથી પછી અવિતર્યતા પ્રત્યયરૂપ સાચા પદાર્થનું વિચારવું, તે તર્ક છે, જેમકે આ દેખાય છે તે આડનું ઠુઠુ કે માણસ હોવું જોઈએ, આ તર્ક (વિચારણા) થાય તે પણ જ્ઞાનનો ભાગ છે હવે આ જ્ઞાનને જ્ઞાનીથી ભિન્ન પદાર્થ માનવો, એ વિદ્વાનો સ્વીકારતા નથી, સંશય અને તર્ક પછી પ્રત્યય નિર્ણય (ખાત્રી) થાય છે, આ નિર્ણય પણ જુદા પદાર્થ તરીકે જ્ઞાનનો અંશ હોવાથી ન માનવો, વળી આ નિશ્ચયપણે હોવાથી પ્રત્યક્ષ વિગેરે પ્રમાણમા સમાઈ જાય છે તેથી જુદો પદાર્થ ન માનવો તે ન્યાય છે,

ત્રણ કથા—૧ વાદ, ૨ જલ્પ ૩ વિતંડા પ્રથમવાદનું લક્ષણ બતાવે છે પ્રમાણ તર્ક સાધનથી ઉપાલંભ ( ) સિદ્ધાંતથી મળતું પાંચ અવયવથી ઉત્પન્ન પક્ષ પ્રતિપક્ષનું પરસ્પર સાંભળવું તે વાદ છે, તે તત્વજ્ઞાન માટે શિષ્ય તથા આચાર્યને હોય છે, તેજ વાદ જીતવાની ઇચ્છાથી આવેલા સાથે છળ જાતિ નિગ્રહસ્થાનના સાધનથી કરાય તે જલ્પ, અને તે જલ્પજ પ્રતિપક્ષ સ્થાપ્યા વિના (પરમાર્થ વિના) માથાકુટ કરે તે વિતંડા છે, આ ત્રણ ભેદો માટે જૈનાચાર્ય

કહે છે કે આ ત્રણ ભેદો ખરા નથી, કારણ કે તત્વ ચિંતામાં તત્વ શોધવા માટે વાદ કરવો, છળ જલ્પ વિતંડાથી કંઈ તત્વબોધ મળતો નથી, છળ વિગેરે તો પરને ઠગવા માટે હોય છે, પણ તેથી તત્વ શું મળે? એથી તમે ત્રણ ભેદો બતાવ્યા છતાં તેમાં પદાર્થપણું નથી, એથી જ જે પરમાર્થથી વસ્તુ વૃત્તિએ વસ્તુ મળે તેજ પરમાર્થપણે સ્વીકારવી યુક્ત છે, અને વાદ પણ પુરૂષની ઈચ્છાને આધીન હોવાથી અનિશ્ચિત હોય છે, તેથી તેમાં પદાર્થપણું નથી, અને પુરૂષની ઈચ્છાને આશ્રયીવાદો લેવા જઈએ તો પશુ પક્ષી કુકડા લાવક વિગેરે (પાડા હાથી બકરા કુતરા)માં પણ સામસામા પક્ષ બંધાઈ લડે છે, તેમનામાં પણ તત્વપ્રાપ્તિ ગણાય પણ તે તમે ઈચ્છતા નથી

હેત્વાભાસ

અસિદ્ધ અનૈકાંતિક વિરૂદ્ધ હોય તેવા હેતુઓ હેતુઓ જેવા દેખાય છતાં તે નકામા હોવાથી હેત્વાભાસ છે, જૈનાચાર્ય કહે છે કે સાચા હેતુમાં પણ તત્વ વ્યવસ્થા નથી, તો હેત્વાભાસમાં ક્યાંથી હોય? તે કહે છે, અહીં જે નિયત વસ્તુ છે, તેજ તત્વ કહેવાને યોગ્ય છે, પણ હેતુઓ તો કોઈ વસ્તુમાં કોઈ સ્થળે વાધતા હેતુઓ છે બીજે સ્થળે તે હેતુઓ અહેતુ છે એટલે અનિયત છે (માટે તે પદાર્થ નથી)

છલ—અર્થનો વિચાર કરતાં કહેનારનો અર્થ બદલીને પૂર્વના અર્થનો વિઘાત કરે, તેમાં અર્થ બદલવાથી કહેનાર;

જૂઠો પડે, તે વાક્છલ છે, જેમકે નવ કંબળવાળો દેવદત્ત છે, અહીં કહેનારના મનમા નવા કાંબળાવાળો દેવદત્ત છે છતા બીજો કહે કે તેની પાસે નવ કાંબળો નથી, તેની પાસે તો એક જ કાંબળ છે! આમ કહીને તેનો મુદ્દો ઉડાવી દે, આ રીતે વાદીને ઠગવો તે છલ કહેવાય તેથી જૈનાચાર્ય કહે છે કે જો તે છલ છે, તો તત્વ નથી અને તત્વ છે તો છલ નથી, કારણ કે પરમાર્થ જેમા હોય તે તત્વ અને પદાર્થ છે, માટે છલને જો તત્વ કહીએ બોલવાની યુક્તિ હદ ઓળંગી જાય છે, દૂષણ નહિ છતા દૂષણ બતાવવુ તે દૂષણાભાષને જાતિ કહે છે, હવે સાચા દૂષણને પણ તત્વ વ્યવસ્થા નથી, કારણ કે તે ચોક્કસ નથી, અને તે અચોક્કસપણુ આવી રીતે છે કે એક જગ્યાએ તે સાચુ દૂષણ હોય છે, બીજે સ્થળે તે દૂષણાભાસ (ખોટુ દૂષણ) હોય છે, અને તે પુરૂષની શકિતની અપેક્ષાનો આધાર રાખવાથી દૂષણ કે દૂષણાભાસ થાય છે, તેથી કેવી રીતે દૂષણ આભાસરૂપ જાતિઓને પદાર્થરૂપે કહી શકાય! એથી તે જાતિઓનુ અવાસ્તવ (જૂઠા)પણુ છે,

નિગ્રહસ્થાન

વાદ સમયે વાદી કે પ્રતિવાદી જેના વડે પકડાય (બોલતો અટકી જાય) તે નિગ્રહસ્થાન છે, અને તે વાદીનુ અસાધન અંગ વચન છે, અને પ્રતિવાદીનુ દોષના ઉદ્ભાવન છે તે બંને છોડીને નૈયાયિક મતવાળા જે કઈ બોલે છે, તે વ્યર્થ પ્રલાપ માત્ર છે, અને તે પ્રતિજ્ઞાની

હાનિ છે, પ્રતિજ્ઞાન્તર (બીજી પ્રતિજ્ઞા) પ્રતિજ્ઞાનો વિરોધ વિગેરે છે, અને આ બધું વિચારતાં નિગ્રહસ્થાન બનતું નથી, અને કોઈ અશે વર્તુ હોય તો બોલનાર પુરુષની મૂર્ખતાકે અનમ્ર સૂચકતાનો અપરાધ કહેવો ઉચિત છે, પણ આ નિગ્રહસ્થાનમાં તત્વપણું ન ઘટે, વક્તાના ગુણ દોષો પારકાના અર્થમાં અનુમાન કરતા કહેવાય, પણ તેથી તે તત્વપણું ન પામે, તેથી નૈયાયિકે કહેલું તત્વ તે તત્વ પણે ચોગ્ય નથી, તે નૈયાયિકે કહેલી નીતિ વડે તેનું બોલતા દોષપણું આવે છે,

હવે વૈશેષિકની વાત કહે છે

વૈશેષિકનું કહેલું તત્વ નથી, જેમકે દ્રવ્ય ગુણ કર્મ સામાન્ય વિશેષ અને સમવાય એ છ તત્વો માને છે, તેમા દ્રવ્યના નવ ભેદો પૃથ્વી પાણી અગ્નિ વાયુ આકાશ કાળ દિશા આત્મા અને મન માને છે, તેમાં પૃથ્વી પાણી અગ્નિ વાયુ એ ચાર જુદા જુદા દ્રવ્ય નથી, તે જૈનાચાર્ય બતાવે છે કે તે ચારે પરમાણુઓના સમૂહો છે, તે પ્રયોગ (બનાવટ) કે વિસ્રસા (કુદરતી) સંજોગો મળતા પૃથ્વી વિગેરે રૂપે થવા છતા પણ પોતાનું દ્રવ્યપણું છોડતા નથી, અવસ્થા બદલવાથી દ્રવ્યભેદ ન પડે, એમ ભેદ પાડીએ તો ભેદોની હદ ન રહે, વળી અમે આકાશ અને કાળને દ્રવ્યપણે કહ્યા છે જ, પણ દિશાઓ તો આકાશના અવયવ (વિભાગ) હોવાથી તેને જુદું દ્રવ્ય ન કહેવું,

અતિપ્રસગ (હદ ઉલઘવાનું) થાય આત્માને પણ જૈનોએ પોતાના શરીર માત્રમાજ વ્યાપેલો ઉપયોગ લક્ષણવાળો દ્રવ્યપણે સ્વીકાર્યો છે, મનને જૈનોએ દ્રવ્યમનને પુદ્ગલ પરમાણુરૂપ હોવાથી પરમાણુ માફક ગણી લીધુ છે, અને ભાવ મન જ્ઞાનરૂપ હોવાથી જીવનો ગુણ ગણી આત્મામા ગણી લીધેલ છે, વળી વૈશેષિકોજ કહે છે કે પૃથ્વીયોગથી પૃથ્વી, તે પણ પોતાની સ્વપ્રક્રિયા (વ્યાખ્યા) માત્રજ છે, કારણ કે પૃથ્વીથી જુદુ પડેલુ પૃથ્વીપણું કથાય નથી કે જે બીજા યોગથી પૃથ્વી બને, (અર્થાત્ પૃથ્વી હોય તે પૃથ્વીરૂપેજ છે) તેમના માનેલા સામાન્ય વિશેષ ભેગ પણ નિરર્થક છે, કારણ કે જગતમા જે વિદ્યમાન છે તે બધુ સામાન્ય વિશેષરૂપ છે, માટીના હુદામાથી ઉપર નીચેના બનાવેલા બે ટુકડા તળીઉં તથા મોઢાનો ભાગ જોડવાથી ઘડો બને છે એટલે નામ જુદુ પડ્યુ જેમ માણસનું માથુ સિંહ જેવું હોય અને બાકીનો ભાગ માણસ જેવો હોય તો નરસિંહ કહેવાય છે, એટલે સિંહ પણ છે નર પણ છે, તેજ કહ્યુ છે—જો ભેદ માનીએ તો તે તેનો અવયવ (અશ) નથી, અને જો તે તેનો અન્વય (અશ) છે તો તેનો ભેદ કહેવાય નહિ જેમકે મોઢુ સિંહનું હોવાથી તે માણસ ન કહી દેવાય, તેમ બીજા ભાગો માણસોના હોવાથી સિંહ પણ ન કહી દેવાય, પણ શબ્દ વિજ્ઞાન કાર્યોના ભેદથી તે નરસિંહ જાતિ માજ ગણાશે વિગેરે સમજવુ

વળી વૈશેષિકે માનેલા રૂપ, રસ, ગંધ, સ્પર્શરૂપી દ્રવ્યના વિશેષ ગુણો છે, તથા સંખ્યા પરિમાણ જુદાપણું સંયોગ તથા વિભાગ પરત્વ અપરત્વ આ સામાન્ય ગુણો છે, કારણ કે તે બધા દ્રવ્યોમાં છે, તેજ પ્રમાણે બુદ્ધિ સુખ દુ:ખ ઈચ્છા દ્વેષ પ્રયત્ન ધર્મ અધર્મ સંસ્કાર એ આત્માના ગુણો છે, ગુરૂપણું (ભાર) પૃથ્વી તથા પાણીમાં છે, અને પૃથ્વી પાણી અગ્નિમાં પીગળીને વહેવાનો ગુણ છે પાણીમાં જ ભીનાશ છે, વેગ નામનો સંસ્કાર મૂર્ત્ત દ્રવ્યમાં જ છે, આકાશનો ગુણ શબ્દ છે, તેમાં સંખ્યા વિગેરે સામાન્ય ગુણોરૂપ વિગેરે માફક દ્રવ્ય સ્વભાવપણા વડે પરની ઉપાધિવાળા હોવાથી તે ગુણો નથી, કદાચ તમે માનો તો પણ તે ગુણોની જુદી વ્યવસ્થા ન હોય, અને જો ગુણો જુદા માનો તો દ્રવ્ય સ્વરૂપની હાની થશે કારણ કે તત્વાર્થ અધ્યાય ૫ સૂત્ર પ્રમાણે) ગુણ પર્યાયવાળુ દ્રવ્ય છે, માટે દ્રવ્ય ગુણ એકજ હોવાથી તેમને દ્રવ્ય તરીકે માનવામાંજ ન્યાય છે, પણ જુદા માનવામાં ન્યાય નથી, વળી તેનો ભાવ તે તત્ત્વ છે, અને (વ્યાકરણની રીતિએ) ભાવ પ્રત્યય જે ગુણનો હોય તેના ભાવથીજ તે શબ્દ પ્રવેશ થઈ શકે, અને તેને માટે (સંસ્કૃતમાં) ત્વ તલ પ્રત્યય છે, તેમાં ઘડો રાતો પાણી આણવાનો જળ ભરેલો હોય તેને બધા લોકો એને ઘડો કહે છે, અહીં ઘડાનો ભાવ ઘટત્વ છે રાતાનો ભાવ રક્તત્વ અને આહારકનો ભાવ આહારકત્વ છે જળવાળાનો ભાવ જળવાળાપણું છે,

આ બધામા ઘટ સામાન્ય છે, તેમા લાલ રગ તો ક્રિયાવાળુ દ્રવ્ય ગ બ ધરૂપે ગુણોનો સદ્ભાવ છે તેથી તે માટી દ્રવ્યમાં નીચેનું તળીઉ પૃલુ ઉપરનું મોઢીઉ બુઘ્ન, બ નેના ભેગો આકારવાળું પાણી વિગેરે લાવવા માટે યોગ્ય કુટક નામવાળો જેને ઘડા શબ્દથી બોલાય, ત્યા ત્વ તલ પ્રત્યય લાગે, (તલમા પૃથ્વી તલ જ્યાં પૃથ્વી હોય ત્યા તેનું તળ હોય) અહીં નીચલા પ્રશ્નો થાય છે, (૧) લાલ ઘડો-તેમા લાલ એ શું ગુણ છે? (અર્થાત્ લાલ માટીનો તથા રમઝી વિગેરે તો રગ લગાવેલો છે) જે રગપણાથી લાલ છે, અને તેમા કેટલુ દ્રવ્ય છે? (ઘડામા વપરાયલી માટીનું વજન બશેર પાચશેર જેવાં પ્રમાણનો ઘડો) જ્યા ઘટ શબ્દ લાગુ પડે જેના વડે તે ભાવ પ્રત્યય ઘટત્વ કહેવાય? શા માટે અહીં લાલનો ભાવ લાલાશ ન કહેવાય? ઉ-ઉપચારથી કહેવાય, તે બતાવે છે, લાલ-એ લાલ માટીના દ્રવ્યનો ઉપચાર કરીને તેનો સામાન્ય ભાવ લાલાશ થાય છે, પરતુ તત્વ ચિંતામા લાલાશનો ઉપચાર જોવાતો નથી, શબ્દની સિદ્ધિમા જ કૃતાર્થપણુ થાય છે, (આ બધાનો પરમાર્થ એ છે કે લાલ કાળો ઘડો હોય તેમા લાલ અને કાળો ગુણ છે, પણ અહીં ઘડાનો ખપ છે, એટલે લાલ કાળા ગુણને નામે તો ઘડા દ્રવ્યને જ પકડે છે, ઘડો લીધો, એટલે તેની સાથે લાલ કાળો આવશે જ લાલ કે કાળો રગ ઘડાથી જુદો રહેવાનો નથી,-માટે જુદો પદાર્થ ન મનાય), શબ્દ આકાશનો ગુણ

છે, જૈનાચાર્ય કહે છે કે આકાશનો ગુણ શબ્દ કદીપણ ન થાય, કારણ કે શબ્દ પુદગલનો બનેલો છે, અને આકાશ અમૂર્ત (તથા પુદગલથી ભિન્ન) છે, બાકીનુ વૈશેષિકનું કહેલુ પ્રક્રિયા (વ્યાખ્યા) માત્ર છે પણ સાધન કે દૂવણના અંગ નથી, વળી ક્રિયા પણ દ્રવ્યની સદા સાથે રહેનારી સમવાયની (સોબતણુ) છે, માટે ગુણ માફક તે દ્રવ્યની જુદી માનવાની નથી, હવે સામાન્ય-પર અપરની વાત બતાવે છે, પર તે મહાસત્તા નામનુ દ્રવ્ય વિગેરે પદાર્થ માત્રમા વ્યાપેલ છે, તેવુ કહેલુ છે કે સત્ એટલે દ્રવ્ય ગુણ કર્મમા જે સત્વ હોય તો તે સત્તા છે, હવે અપરની વ્યાખ્યા કરે છે દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વ રૂપ અપર છે, આ સાભળીને જૈનાચાર્ય કહે છે કે હે બંધો! મહાસત્તાને તમે જુદો પદાર્થ માનો છો, તે યોગ્ય નથી, કારણ કે તેમા સત્ એવો જે પ્રત્યય છે, તે અપર સત્તા નિબધવાળો છે કે પોતાની મેળે છે? જો તમે કહેશો કે અપર સત્તા નિબધવાળો છે, તો પછી તેનો તેજ પ્રશ્ન ચાલશે જેથી અનવસ્થા દોષ લાગુ પડશે, અને તમે કહેશો કે સ્વત પોતાની મેળેજ છે, તો સતમા જેમ પોતાનાપણુ છે તેમ દ્રવ્યાદિમા પણ સત્ (વિદ્યમાન)પણે માનવુ પડશે, તો પછી અપર સત્તાની કલ્પના જે બકરીના ગલામા દૂધ વિનાના આચળ જેવી નિરર્થક છે તેમ આ (કલ્પના) નિરર્થક શું કામ માનવી? (અર્થાત દ્રવ્યથી ભિન્ન સત્તા ન માનો,

કારણ કે સત્તામાં સત્તા છે, તો દ્રવ્યમાં સત્તા કેમ ન માનો?) વળી જૈનાચાર્ય પ્રશ્ન પૂછે છે કે દ્રવ્ય વિગેરેને સત્ માનીને તેમાં સત્ પ્રત્યય માનશો કે અસત્ માનીને? જો તમે સત્ માનીને માનશો તો સત્ કુદરતી આવી ગયો પછી સત્તા વડે શું? અને અસત્ માનીને સત્તા લાગુ પાડશો તો અસત્ એવા સસલાના શીંગડા વિગેરે અસત્ પદાર્થોમાં પણ સત્તા લાગુ પાડીને સત્ માની લેશો કે? તેજ કહ્યું છે કે-પોતાની મેળેજ સત્તાવાળા પદાર્થો છે, અને સતવાળા પદાર્થોમાં નવી સત્તાનું શું પ્રયોજન છે? અને અસત્ પદાર્થો માનીને તેમાં સત્તા લાગુ પાડશો તો સર્વથા અસંભવ થશે, અને અતિ પ્રસંગ (અયુક્ત ઘટના) દોષ લાગુ પડશે, વિગેરે છે આવુજ દૂષણ અપર સામાન્યમાં પણ યોજવું, કારણ કે તેમાં બરોબર રીતે યોગક્ષેમ લાગુ પડે છે, વળી અમે જૈનોએ પણ વસ્તુને સામાન્ય વિશેષપણે કોઈ અંશે ભેદવાળી માનીએ છીએજ, અને સત્તા વિગેરે કોઈ અંશે એકતાપણે દ્રવ્યગ્રહણ કરવાથી તે ગ્રહણ કરેલ છે, (પરંતુ સર્વથા જુદી સત્તા માનવી તે જૈનોને કે તમને ઉચિત નથી)

હવે જૈનેતરો વિશેષ ગુણો—તેને તેઓ અત્યંત (સર્વથા) જુદા માને છે, ત્યાં આ પ્રમાણે તેમને જૈનો કહે છે, સામાન્યથી વિશેષ જુદા ગુણની બુદ્ધિએ માનો છો, તે અપર વિશેષ હેતુવાળી ન માનો, કારણ કે પછી જુદાપણાની હદ નહિ રહે, અને પોતાની મેળે તેમ માનશો તો દ્રવ્યાદિ દરેકમાં

જુદી માનશો? ત્યા એ પ્રશ્ન થશે કે દ્રવ્ય વિગેરેથી તદ્દન જુદા વિશેષો છે-કે? જો તમે દ્રવ્યથી વિશેષ જુદા ન માનો તો અમે પણ કોઈ ન્યાયે વિશેષને દ્રવ્યથી મળેલા માનીએ છીએ કારણ કે અપેક્ષાએ બધા પદાર્થોમા સામાન્ય વિશેષ લાગુ પડે છે જ, વળી જૈનાચાર્ય કહે કે તમારૂ આ કહેવુ તે-પ્રક્રિયા (કહેવા) માત્ર જ છે કે નિત્ય દ્રવ્ય વૃત્તિઓ છે અને અતગુણોવાળા વિશેષો છે, તથા નિત્ય દ્રવ્યો ચાર પ્રકારના પરમાણુઓ, મુકત આત્માઓ અને મુકત મનો " વિગેરે તમારૂ કહેવુ યુક્તિ રહિત હોવાથી (અર્પર વિશેષ ભાવના દોષથી) કાને સાભળવા યોગ્ય જ નથી, (અર્થાત્ જૈનાચાર્યનુ કહેવુ એ છે કે સામાન્ય વિશેષ અપેક્ષાએ દ્રવ્યમા સમાયેલા છે, તેમ નિત્ય અનિય પણ અપેક્ષાએ બધે લાગુ પડે છે, તેમ મુક્ત આત્મા અને મુકત મન વિગેરે અપેક્ષાએ ઘટે છે, પણ તે એકાત ભિન્ન કે નિત્ય અનિત્ય કહેતા યુક્તિ ઘટી શકે નહિ,)

સમવાય

અયુતસિદ્ધ એવાં આધાર આધેય ભૂતોનો જે પ્રત્યય હેતુ તે સમવાય ગુણ છે, એવુ અન્યો કહે છે, આ સમવાય વૈશેષિકો નિત્ય અને એક માને છે, જૈનાચાર્ય કહે છે કે તેમના માનવા પ્રમાણે સમવાયને નિત્ય માનીએ તો સમવાયવાળો દરેક પદાર્થ સમવાયી હોવાથી બધા પદાર્થો

નિત્ય થઈ જશે, અને કોઈ પણ પદાર્થને જો અનિત્ય માનશો તો તમારો માનેલો નિત્ય સમવાય પણ અનિત્ય થઈ જશે, કારણ કે તે તેનો આધાર ભૂત છે, વળી સમવાય એક માનો છો તેથી બધા સમવાયવાળા પદાર્થો એકપણાને પામશે, કારણ કે સમવાયિઓ (પદાર્થો)મા ઘણા પણ છે, વળી જૈનાચાર્ય પૂછે છે કે તમારો માનેલોસમવાય સંબંધ બે પણામા છે, તેથી (યુત જોડેલા) સિદ્ધત્વ જ છે, જેમ દંડ (લાકડી) અને દંડી (લાકડીવાળો) જુદા છે, વળી વીરણ ઘાસની સાદડી બનાવતા વીરણ ઘાસના રૂપનો દેખાવ નાશ થયો, અને સાદડીરૂપે ઉત્પત્તિ થઈ, એટલે અન્વયરૂપે વ્યવસ્થા જેમ દૂધ અને દહીની થાય છે, તેમ વૈશેષિકના મતમા પણ પદાર્થોની વ્યવસ્થા (વ્યાખ્યા) બરોબર નથી,

સાખ્યદર્શનનું વર્ણન કરે છે,

તે લોકોનું માનવું એવું છે કે પ્રકૃતિ આત્માની સાથે મળતા આ સૃષ્ટિની (રચના) ઉત્પન્ન થાય છે, અને તે પ્રકૃતિ સત્વ રજ અને તમની સામ્યાવસ્થાથી ઉત્પન્ન થાય છે, તેનાથી મહાન્ થાય છે, તેનાથી અહંકાર (મારાપણુ) થાય છે, તેથી અગ્યાર ઈંદ્રિયો પાચ તન્માત્ર થાય છે, તેનાથી પાચ ભૂત થાય છે, પુરૂષનું સ્વરૂપ ચૈતન્ય છે, તે અકર્ત્તા નિર્ગુણ અને ભોક્તા છે, તેમાં પરસ્પર વિરોધી તત્વ વિગેરે ગુણોની પ્રકૃતિ તથા આત્માઓના નિયામક ગુણી વિના એકત્ર રહેવાનુ બનતું નથી, જેમ કૃષ્ણ (કાળો) અને પીળો

જેમ એકત્ર ન રહે, તેમજ મહત્ વિગેરે વિકાર ઉત્પન્ન કરવામાં પ્રકૃતિની વિષમતા ઉત્પાદન કરવામાં કોઈ પણ હેતુ નથી, કારણ કે તે વસ્તુ સિવાયની બીજી વસ્તુ અમે સ્વીકારતા નથી, અને આત્મા અકર્તા હોવાથી તે કશું પણ કરી શકતો નથી, જો સ્વભાવનું વૈષમ્ય (વૈધર્મ્ય) સ્વીકારીએ તો નિર્હેતુની આપત્તિ આવે, અથવા નિત્ય સત્વ થાય અથવા અસત્વ થાય, તેજ કહ્યુ છે કે—સત્વ નિત્ય થાય અથવા અસત્વ થાય, જો બીજા હેતુઓને શોધવા જઈએ તો, કારણ કે ભાવો (પદાર્થો) અપેક્ષાથી કદાચિત્ (કોક વખત)પણાનો સંભવ થાય છે, વળી સાંખ્ય મતવાળા કહે છે કે અમે સંવેદન (જ્ઞાન)થી મહત્ અહંકાર બંનેને અભિન્ન માનીએ છીએ, બુદ્ધિ અધ્યવસાય, અને અહંકાર હું સુખી હું દુખી આવો આત્માનો પ્રત્યય (વિચાર ખાત્રી) સુખ કે દુખપણું જ્ઞાનરૂપે હોવાથી આત્માના ગુણપણે છે, પણ જડરૂપ પ્રકૃતિના સુખી દુખી એવા વિકારો નથી, વળી જે આ તન્માત્રથી ભૂતોની ઉત્પત્તિ ઈચ્છીએ છીએ, જેમકે ગંધ તન્માત્રથી પૃથ્વી, રસ તન્માત્રથી પાણી, રૂપ તન્માત્રથી તેજ (અગ્નિ) સ્પર્શ તન્માત્રથી વાયુ, શબ્દ તન્માત્રથી આકાશ છે, આ બધી સાંખ્ય બાબતો માટે જૈનાચાર્ય કહે છે કે આ યુક્તિ સમર્થ નથી, કારણ કે જો બાહ્ય ભૂતના આશ્રયથી એ કહેતા હોય તો તે અયુક્ત છે, કારણ કે તેઓનું સર્વદા હોવાપણું છે, કારણ કે એવું કોઈપણ દિવસ નહોતું કે,

આલુ જગત ન હોય, અથવા તેઓ એમ કહે કે દરેક શરીરનો આશ્રય લઇને એવુ કહે છે, તો તેનો ઉત્તર એ છે કે દરેક શરીરમા ત્વક્ (ચામડી) અસ્થિ (હાડકા) એ બને કઠણ પૃથ્વીરૂપે છે, પણ બળખો લોહી એ પ્રવાહીરૂપે પાણી છે, પાચન શકિત (અગ્નિ) એ તેજ રૂપે છે, પ્રાણ અપાન ઉપર નીચે જતો વાયુ છે, તથા શરીરમા પોલાણ રૂપ આકાશ છે, એટલે પૃથ્વીનું શરીર નથી, પણ શરીરમા પાચે છે, વળી તેવુ બધા શરીરોમા નથી, કારણ કે આ શરીરોમા કેટલાકની ઉત્પત્તિ વીર્ય અને લોહીથી છે, તેમા તન્માત્રાનો ગધ (સબધ લેશો તો) (અશ) પણ નથી, અને ન દેખાતુ હોય છતા તન્માત્ર પચકથી થાય છે એવુ બળજબરીથી કારણરૂપે માની લઇએ તો અતિ પ્રસગ (હદ ઓળગવા) જેવું થશે, વળી અડજ ઉદ્ભિજ્જ અને અકુરાઓથી ઉત્પત્તિ બીજેથી પણ થતી દેખાય છે, તેથી. આ પ્રમાણે વ્યવસ્થા થવાથી પ્રધાન મહત અહકાર વિગેરેની ઉત્પત્તિ જે સાખ્ય મતવાલા માને છે, તે બધી યુકિત રહિત જ પોતાના મતયના આગ્રહથી જ માને છે,

વળી આત્મા અકર્ત્તાપણે માનવાથી કૃતનો નાશ અને અકૃત આગમનો દોષ લાગશે, અને બધ મોક્ષનો અભાવ થશે ગુણરહિત આત્મા માનતા જ્ઞાનરહિત આત્મા થશે, તેથી જ્ઞાન વિનાનું સાખ્યનુ બોલવુ મૂર્ખ બાળકોના બોલવા જેવુ છે!

અને અચેતન પ્રકૃતિ આત્મા માટે પ્રવૃત્તિ કરે તે પણ યુક્તિથી રહિત છે,

બૌદ્ધ મતનું વર્ણન કરે છે,

તેમના માનેલા પદાર્થો બાર આયતનો છે ચક્ષુ વિગેરે પાચ ઇંદ્રિયો છે, અને તેના રૂપ શબ્દ વિગેરે પાચ વિષયો છે, શબ્દાયતન (મન) છે, કારણ કે શબ્દનો વિચાર મનના થાય છે, ધર્માયતન—ધર્મ સુખ વિગેરે છે, આ બાર આયતન સમજાવનાર પ્રત્યક્ષ અને અનુમાન એવા બે પ્રમાણ માને છે, જૈનાચાર્ય કહે છે કે અમે ચક્ષુ વિગેરે પાચ દ્રવ્ય ઇંદ્રિયો અજીવ શબ્દમાં લીધી છે, અને ભાવઇંદ્રિયો જીવનો ગુણ હોવાથી જીવમા લીધી છે, અને રૂપ વિગેરે વિષયો અજીવમાં લીધા છે, તેથી તે જુદા ગણ્યા નથી, અને શબ્દાયતન પુદ્ગલ રૂપે હોવાથી શબ્દ ને અજીવ રૂપે ગ્રહણ કરેલ છે, અને આવા દરેક ગુણને જુદા પદાર્થ તરીકે ગણવા યુક્ત નથી, ધર્માત્મક સુખ દુ ખ શાતા અશાતારૂપે હોવાથી જીવમા ગણી લીધા અને તે સુખ દુ ખનું કારણ કર્મ તે પુદ્ગલ રૂપે હોવાથી અજીવમા ગણેલ છે, પ્રત્યક્ષ પ્રમાણ તેઓનુ નિર્વિકલ્પ છે તે અનિશ્ચયરૂપ હોવાથી પ્રવૃત્તિ નિવૃત્તિ અ ગ (લાગુ) ન થાય તેથી અપ્રમાણજ છે, પ્રત્યક્ષ અપ્રમાણ હોવાથી તેના આધારે રહેલુ અનુમાન પણ અપ્રમાણ છે, બાકી બૌદ્ધ મતનુ ખડન આક્ષેપ પરિહારપૂર્વક બીજે સ્થળે સારી રીતે કહેલુ છે, તેથી અહીં કહેતા નથી, આ પ્રમાણે

મીમાંસક તથા લોકાયત (નાસ્તિક) મતનું તત્વ પોતાની બુદ્ધિએ જૈન સાધુએ વિચારી લેવું, કારણ કે તે બંનેએ અત્યંત લોક વિરૂદ્ધ પદાર્થોનો આશ્રય લીધેલો હોવાથી તેનો અહીં સાક્ષાત્ અમે ઉપન્યાસ કરતા નથી,

सद्देसु रूवेसु असज्जमाणो
गंधेसु रसेसु अदुस्समाणे
णो जीवितं णो मरणाभिकंखी
आयाण गुत्ते वलयाविमुक्के ॥२२॥
श्री समवसरणाध्ययनं द्वादशमंसमत्तं
त्तिवेमि (गाथा ग्रं. ॥५६८॥

સૂત્રાર્થ—શબ્દ તથા રૂપ સુંદર હોય તેમાં રાગ ન કરે, દુર્ગંધ અને કુરસમાં દ્વેષ ન કરે, જીવિત તથા મરણની આકાંક્ષા ન રાખે, સંયમની રક્ષા કરે ભાવ વલય તે માયાથી મુક્ત રહે,

અધ્યયનની સમાપ્તિમાં બધા દર્શનનો અભ્યાસ કરવાથી તેનું ફળ બતાવે છે, વેણુ વીણા વિગેરેનો કાનને સારો [illegible] લાગતા શબ્દોમાં રૂપ તે આંખને આનંદ આપનારી [illegible] ષતા ન કરે (રાગી

મેલા કે ઉકરડાની જગાથી કે લૂખો તુચ્છ આહાર મળવાથી દ્વેષ ન કરતો ચારિત્ર પાળે તેનો સાર આ છે કે શબ્દ વિગેરે ઇંદ્રિયોના મનોહર કે અમનોહર વિષયોમા રાગદ્વેષ ન કરતો અસયમ જીવિત (મત બાગવુ) ન વાછે, તેમ ઉપસર્ગ પરીસહ આવતા કટાળીને મોત ન વાછે, અથવા જીવિત મરણ ન વાછતો સયમ પાળે, તથા મોક્ષાર્થિ જીવ ગ્રહણ કરે તે આદાન સંયમ તેમા ગુપ્ત રહે, અથવા મિથ્યાત્વ વિગેરેથી કર્મ બધાય તે આઠ પ્રકારના કર્મ ન બધાય માટે વચન કાયાને ગોપવી રાખે અને સમિતિઓ પાળે, તથા ભાવ વલય માયા છે, તેનાથી મુક્ત રહે, આ પ્રમાણે સુધર્મા સ્વામીએ કહ્યુ તે જબુ સ્વામીએ સાભળ્યું, નયો પૂર્વ માફક જાણવા, બારમુ અધ્યયન સમાપ્ત થયું ॥૧૨॥

## યાથાતથ્ય નામનુ તેરમું અધ્યયન

બારમુ અધ્યયન સમવસરણ નામનું કહ્યુ, હવે આવરા રહિત તેરમુ કહે છે, તેનો આ પ્રમાણે સબધ છે. બાર માયા પરવાદીઓના મનોનું સ્વરૂપ બતાવ્યુ, અને તેનું નિરાકરણ કર્યું તે યાથાતથ્ય (સાચા વચનો) વડે થાય છે, તે અહીં બતાવશે, આ પ્રમાણે આવા સબધે આવેલા આ અધ્યયનના ચાર અનુયોગદ્વારો થાય છે, તેમા ઉપક્રમદ્વારના આવેલો અર્થાધિકાર ( વિષય ) આ છે, કે શિષ્યોના ગુણો બતાવવા, વળી પૂર્વના જોડજોડ ધર્મ સમાધિ માર્ગ અને

સમવસરણ એ ચાર અધ્યનોમા જે સત્ય યથાયોગ્ય તત્વ છે, અને જે (અજ્ઞેનોનુ) વિતથ (અસત્ય) તત્વ છે, તેઓને આ અધ્યયનમા થોડામા બતાવશે. નામ નિષ્પન્ન નિક્ષેપામા યાથા તથ્ય એવું નામ છે, તેનો અધિકાર નિર્યુક્તિકાર કહે છે

णामतह ठवणतह दव्वतह चेव होइ भावतह
दव्वतह पुण जो जस्स सभावो होति दव्वस्स ॥नि. १२२॥

ગાંથાનો અર્થ-યથા તથા શબ્દનો ભાવ યાથા તથ્ય-(સાચો રૂપ) છે, તેના ચાર નિક્ષેપા નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ છે. નામ સ્થાપના સુગમ છે દ્રવ્ય તથ્યમા જે વસ્તુનો જે સ્વભાવ (ગુણ) હોય તે અહીં જાણવુ

આ અધ્યયનનું યાથાતથ્ય-એવું નામ છે, આ યથા તથા શબ્દને ભાવ પ્રત્યય લાગી તે રૂપ બન્યું છે, તેમા યથા શબ્દ છોડીએ તો તથા શબ્દનો નિક્ષેપો કરતા નિર્યુક્તિકારનો આ અભિપ્રાય છે કે અહીં યથાશબ્દ અનુવાદમા 'આ'ના અર્થમા વર્તે છે, અને તથા શબ્દ વિધેય (કરવા યોગ્ય)મા વર્ત્તે છે, તેનો પરમાર્થ આ છે કે જેમ આ વ્યવસ્થિત (કહેવાયલુ) છે તેમ તમારે પણ કરવુ, અનુવાદ (આદેશ) વિધેય-(વર્ત્તન,) આ બનેમા વિધેયનો અંશજ પ્રધાન ભાવને અનુભવે છે અથવા યાથાતથ્ય એટલે તથ્ય (સાચું) છે, તેથી તેજ કહે છે, તેમા તથાનો ભાવ તથ્ય યથાવસ્થિત-વસ્તુતા-તેના નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ

એવો ચાર પ્રકારે નિક્ષેપો છે, તેમા નામસ્થાપના સુગમ છે, અને દ્રવ્ય તથ્ય બીજા અડધા પદવડે કહે છે કે દ્રવ્ય તથ્ય જે જે સચિત્ત વિગેરેનો સ્વભાવ છે, અહીં દ્રવ્યનુ મુખ્ય પણુ છે તેથી જે જેનું સ્વરૂપ છે, જેમકે ઉપયોગ લક્ષણવાળો જીવ છે, કઠણતાવાળી પૃથ્વી છે, પ્રવાહીરૂપે જળ છે અથવા મનુષ્ય વિગેરેનો જેવો કોમળતા વિગેરેનો સ્વભાવ છે, અથવા અચિત્તદ્રવ્ય ગોશીર્ષ ચદન અથવા રત્નકબળ વિગેરેના જેવા ઉત્તમગુણો દ્રવ્યોના છે તે તેનો સ્વભાવ છે, તેજ દ્રવ્ય તથ્ય છે, રત્નકબળના ગુણો બતાવે છે,

ઉનાળે ઠંડક કરે, ગરમ શિયાળે હોય,
રત્નકબળાદિ વસ્તુના, ગુણ સ્વભાવો જોય

भावतह पुण णियमा णायमि छव्विहमि भावमि
अहवा विणाण दसण चरित्त विणएण अज्झप्पे ॥१२३॥

ગાથાનો અર્થ—ભાવ તથ્ય તે નિશ્ચયથી છ પ્રકારના ઔદયિક વિગેરે ભાવોમા સમાઈ જાય છે, અથવા આત્માના ગુણો જ્ઞાન દર્શન ચારિત્ર અને વિનયમા સમાઈ જાય છે,

ભાવ તથ્યનો અધિકાર કહે છે—ભાવ તથ્ય નિયમથી ચોકસ પણે ઔદયિક વિગેરે છ ભાવમા જાણવું, તે ભેદો બતાવે છે, કર્મોના ઉદયથી નિર્વૃત્ત તે (૧) ઔદયિક અથાત્ કર્મ ઉદય આવતા ગતિ વિગેરેને જીવ પ્રત્યક્ષ ભોગવતો દેખાય તે, તથા જે કર્મોના ઉપશમ (શાંતિ)થી આત્માનો

ગુણ ઉત્પન્ન થાય તે (૨) ઔપશમિક કે જે વખતે કર્મનો ઉદય ન હોય તે. તથા સંપૂર્ણ કર્મ ક્ષયથી જે આત્માનો ગુણ પ્રકટ થાય તે (૩) ક્ષાયિક—તેમાં અપ્રતિપાતિ કેવળજ્ઞાન, કેવળ દર્શન અને નિર્મળ ચારિત્ર, (તથા અનંતવીર્ય.) હવે તે કર્મ કોઈ અંશે ક્ષય હોય કોઈ અંશે ઉપશમ હોય તે (૪) ક્ષાયોપશમિક—જેમાં ઉપશમથી તેનો એટલો ભેદ છે કે અહીં કર્મ પ્રદેશનો ઉદય હોય છે, પરિણામથી થયેલો (૫) પારિણામિક તે જીવત્વ અજીવત્વ અને ભવ્યત્વ વિગેરે છે, આ પાંચે ભાવો બે ત્રણ સંયોગ સાથે લેતા થાય તે (૬) સાન્નિપાતિક—આ છ ભેદમાં ભાવ તથ્ય સમાય, અથવા અધ્યાત્મમાં આત્માની અંદર રહેલ તે ભાવ તથ્ય ચાર પ્રકારે છે, જ્ઞાન દર્શન ચરિત્ર તથા વિનય તથ્યમાં જાણવું તેમાં જ્ઞાન તથ્ય મતિ વિગેરે જ્ઞાન પંચક વડે જેવો હોય તેવો અવિતથ (સાચો) વિષય સમજાય, દર્શન તથ્યમાં શંકા વિગેરે અતિચારથી રહિત જીવાદિ તત્વોનું રહસ્ય સમજાય અને તેના ઉપર વિશ્વાસ થાય, ચારિત્ર તથ્ય તો બાર પ્રકારનો તપ તથા સત્તર પ્રકારનો સંયમ પાળવામાં બરોબર ક્રિયા કરે વિનય તથ્ય (૪૨) પ્રકારનો છે, જ્ઞાનમાં પાંચ પ્રકારનો દર્શનમાં એક, ચારિત્રમાં સત્તર પ્રકારનો તપસ્યામાં બાર પ્રકારનો, તથા સાત પ્રકારનો વિનય એમ કુલ ૪૨ એટલે જ્ઞાનદર્શન ચારિત્ર તપ અને ઔપચારરૂપ વિનય એ બધામાં યથાયોગ્ય અનુષ્ઠાન [વર્તન] કરવું, અર્થાત્ જો તે પ્રમાણે યોગ્ય રીતે

નુ વર્તના અતથ્ય કહેવાય, આ બધામા, આપણે ભાવતથ્ય વડે પ્રયોજન છે, અથવા ભાવતથ્ય પ્રશસ્ત અપ્રશસ્ત એમ બે પ્રકારે છે, તે અહીં પ્રશસ્ત વડે અધિકાર છે, તે બતાવવા કહે છે.

जहसुत्त तह अत्थो चरण चारो तहत्ति णायव्वं
संतमि (य) पसंसाए असंतीपगय दुगुंछाए ॥१२४॥

, જે પ્રકારે જે રીતે સૂત્રમા રહસ્ય છે, તે પ્રકારે તેનો અર્થ બતાવવો તેમજ ચરણ-ચાર-આચ-ણુમા મુકવુ, અર્થાત્ સિદ્ધાંત સૂત્રનુ ચારિત્ર આચરણ છે એથી જેમ સૂત્ર તેમજ ચારિત્ર એટલે સૂત્ર પ્રમાણે બોલવુ અને વર્તવુ, તેનુ નામજ યાથાતથ્ય છે, પૂર્વાર્ધનોજ ભાવાર્થ પાછલી અડધી ગાથામા કહે છે,-

જે વસ્તુનુ સ્વરૂપ પ્રકૃત અહીં કહેવાનુ છે, જે વિષયને લઇને સૂત્ર કહ્યુ છે, તે વિદ્યમાન અર્થમા તાત્પર્ય યોગ્ય રીતે બતાવનાથી અથવા સંસારથી પાર ઉતરવાના કારણપણે હોવાથી પ્રશસ્ય છે, તેથી યાથાતથ્ય ગુણવાળુ છે, પણ કહેલા અર્થમા તેવુ રહસ્ય ન હોય, અથવા તે ભણતા સંસાર ભ્રમણનું કારણ હોય, અથવા નિંદનીય હોય, અથવા સારાને પણ અમલમા ન મુકે તો તે યથાતથ્ય ન કહેવાય, તેનો સાર આ છે કે જેવુ સૂત્ર છે, તેજ પ્રમાણે તેનો અર્થ કહેવો, અને તેજ પ્રમાણે વર્તન કરવુ અને વર્તન કરવાવી

સંસારમાંથી તે તારવા સમર્થ છે, તેથી યાથાતથ્ય છે, પણ તેવો અર્થ ન કરે, ન તે પ્રમાણે વર્તે તો સંસાર ભ્રમણ થતાં નિંદનીક થાય, અને યાથાતથ્ય ન થાય, ગાથા ૧૨૪નું આ તાત્પર્ય છે,

आयरिय परंपरएण, आगय जो उ छेयबुद्धीए
कोरेइ छेयवाई जमालिनास स णासिहिति ॥१२५॥

એજ વાત દૃષ્ટાંત સાથે સુધર્મા સ્વામી ગણધર તથા શિષ્ય જંબૂ તથા પ્રભવાસ્વામી આર્ય રક્ષિત વિગેરેથી પ્રણાલિકા વડે પરંપરાએ ટીકા થઈ ત્યાં સુધી આવ્યું, તે પ્રમાણે વ્યાખ્યા કરી એમ સૂત્રનો અભિપ્રાય છે, તે આ પ્રમાણે વ્યવહારનય પ્રમાણે કરવા માંડયું તે કર્યું કહેવાય છે પણ જે પોતાને કુતર્કના અહંકારે ચડીને મિથ્યાત્વથી બુદ્ધિ વિપરીત થતાં પોતે નિપુણ બુદ્ધિ વડે હું સૂક્ષ્મ બુદ્ધિવાળો છું એવું બતાવવા પૂર્વાચાર્યના અર્થને લોપે છે, તથા તેમને ખોટા ઠરાવે છે, જે જિનેશ્વરે કહેલું છે તેને દૂષણ આપે છે અને એવું કહે છે કે કર્યા પછી કર્યું કહેવાય અને [નયોનું સ્વરૂપ ન જાણનારા ભોળા મનુષ્યોને] કહે છે કે માટીનો પિંડ હાથમાં લીધાથી ઘડો બની ગયો એમ ન કહેવાય, કારણ જે કામ ઘડો કરે, તે કામ કઈ આ માટીનો લુંદો કરી શકે નહિ, એવા દોઢડાહ્યા "હું પંડિત છું" એમ માનનારા પંડિતમાની જમાલીનિન્હવ માફક સર્વજ્ઞના મતને

દુર્વર્ણ જેતા પોતે નાશ પામે છે, અર્થાત્ અરટની ઘડીઓ પાણીથી ભરાય ઠલવાય તેમ તે દોઢડાહ્યો સંસારચક્રમાં ભમશે, પણ આ બિચારો જાણતો નથી કે આ બધાએ લોકપ્રવાહ ઘટ પદાર્થોની ક્રિયાને માટી ખોદતાજ ધ્યાનમાં રાખે છે, તત્વથી વિચારતા તે ક્રિયાઓનો શરૂઆતથી તે છેવટ સુધી બનાવનારનું લક્ષ ઘડા રૂપેજ હોય છે, તેથી પૂછનારને પણ ઘડો બનાવવાનુંજ કહે છે, [લક્ષ ચુકે તો ઘડો બની શકેજ નહિ] લોકમાં આવો વ્યવહાર પણ ચાલે છે કે જે વખતે દેવદત્ત ઘરથી કનોજ જવા નીકળ્યો હોય, ત્યારપછી તેના ઘરમાં પૂછતા ઘરમાંથી જવાબ દે છે, કે તે કનોજ ગયો, તથા લાકડા છેદતા કોઈ પૂછે તો કહે કે આ પ્રસ્થક (લાકડાનુ માપ) બનાવવાનો છે, હવે ઉલટુ બોલનારાને અપાય બતાવવા ઉપદેશ આપે છે

ण करेंति दुक्खमोक्ख उज्जममाणोवि संयम तत्तेसु
तम्हा अत्तुक्करिसो वज्जेअव्वो जतिजणेण ॥१२६॥

જે સાધુ થોડી વિદ્યા મુશ્કેલીથી ભણીને અહંકારે ચડેલો સર્વજ્ઞ પ્રભુના એક વચનને ઉલટી રીતે (લોકોને ફસાવવા) વ્યાખ્યા કરે, તે માણસ સંયમમાં સારી રીતે તે ક્રિયા કરવા છતા પણ શરીર અને મનના દુખો અશાતા વેદનીયનો ઉદય થતા ભોગવે છે તેનો વિનાશ કરી શકતો નથી, કારણ કે તે પોતાના ગર્વમાં ભળી રહેલા મનવાળો છે, તેથી તે પોતાનીજ બડાઈ હાંકે છે, અને બોલે છે કે

બધાનો, સાર આ છે કે અહીં, ધર્મી, સાધુના ધર્મ, શીલ અને અશાંતિને કહેશે, (જે એમાં શબ્દ ન કહ્યો હોય અને અર્થની જરૂર હોય તે ચ-શબ્દથી લઈ લેવો)

अहो य राओ अ समुट्टिएहिं
तहागएहिं पडिलब्भधम्मं
समाहिमाघातमजोसयंता
सत्थारमेयं फरुसंवयंति ॥२॥

દહાડે કે રાત્રે ઉત્તમ સાધુ ગણધર વિગેરે કે તથાગત-તીર્થંકર પ્રભુથી સારો મોક્ષમાર્ગના ધર્મને પામીને સમાધિને પાળતા તે ધર્મની હાસી કરીને તે સેવતા નથી, પણ ઉલટું તે ઉપદેશકને નિંદે છે

જંતુ જીવોના જુદા જુદા ગુણ દોષરૂપ સ્વભાવને કહીશ, એવું જે કહ્યું તે બતાવે છે, અહોરાત-રાતદહાડો સારા અનુષ્ઠાન કરનારા સારૂ નિર્મળ ચારિત્ર પાળનારા શ્રુતધર-જ્ઞાની ભગવંતો-તથા તીર્થંકર ભગવંત પાસેથી શ્રુત ચરિત્ર રૂપ ધર્મને સંસારથી પાર ઉતરવા માટે પામીને (અશુભ) કર્મના ઉદયથી મંદભાગ્યે જમાલિ વિગેરે નિન્હવો પોતાનું ડહાપણ ડોળવા જતાં તીર્થંકર વિગેરેએ કહેલા ધર્મ સમાધિરૂપ સમ્યગ્દર્શન વિગેરે મોક્ષની પદ્ધતિને જે સેવતા નથી,

તે નિન્હવો તથા બોટિકો દિગ બરો પોતાની ઈચ્છા પ્રમાણે રચેલી વ્યાખ્યા પ્રમાણે વર્ત્તી સર્વજ્ઞ પ્રણીત વીતરાગ પ્રભુના કહેલા ધર્મ માર્ગનો નાશ કરે છે, અને કુમાર્ગ બતાવે છે, અને તે કહે છે કે તે સર્વજ્ઞ નથી, જો સર્વજ્ઞ હોય તો કરવા માડયું એટલે કર્યું એવું પ્રત્યક્ષ વિરૂદ્ધ ન બોલે, વળી દિગ બર કહે છે કે પરિગ્રહરૂપ પાત્રા કપડા વિગેરે રાખીને તે મોક્ષ માગ બતાવે છે, આવુ સર્વજ્ઞે કહેલુ વચનને તેઓ માનતા નથી, વળી કેટલાક ઢીલા સાધુઓ મનના કે શરીરના દુર્બળ હોવાથી લીધેલો સ યમભાર પાળવા અસમર્થ થવાથી કેટલાક ખેદ પામેલાને બીજા ઉત્તમ આચાર્ય વિગેરેએ વાત્સલ્ય ભાવથી સુબોધ આ પવા જતા તેઓ પોતાની ભૂલ કબૂલ ન કરતા ઉલ્ટા તે ઉપદેશ આપનારને નિંદે છે,

ઉપદેશ આપે મૂર્ખને વધે ક્રોધ નહિ શાંતિ,
દૂધ પાયુ જો સાપને વધે ઝેર નહિ ભ્રાંતિ

विसोहियं ते अणुकाहयंते
जे आतभावेण वियागरेज्जा
अट्ठाणिए होइ वहूगुणाणं
जे णाणसंकाइ मुसं वदेज्जा ॥३॥

। વીતરાગે કહેલો નિર્દોષ માર્ગ તેને મરડી અવળો અર્થ કરે છે, અને પોતાની મતિ કલ્પનાએ ધર્મને દૂષણો આપે, તે સાધુ ઉત્તમ ગુણોનું અભાજન થાય છે અર્થાત્ તેને ઉત્તમ ગુણો પ્રાપ્ત થતા નથી, કારણ કે તે વીતરાગના જ્ઞાનમા શકા કરીને જૂઠું બોલે છે,

વળી વિવિધ પ્રકારે શોધેલો અર્થાત્ કુમાર્ગ વાળે કરેલી શકાનું નિવારણ કરી નિર્દોષ બનાવેલો સમ્યગ્દર્શન જ્ઞાન ચરિત્રરૂપ મોક્ષમાર્ગ છે, તેને પણ ગોષ્ટામાહિલ માફક પૂર્વાચાર્યે કહેલા અર્થને મરડીને પોતાની બડાઈ બતાવવા પોતાની ઇચ્છા પ્રમાણે મનગમતી વ્યાખ્યા કરીને લોકને ભૂલાવામા પાડીને અર્થ મરડીને કઇને બદલે કઈ કહી દે છે, કારણ કે સૂત્રના ગભીર રહસ્યને પૂર્વના અશુભ કર્મના ઉદયથી સમજતા નથી, તેથી પોતે પડિત માની લઇને ઉત્સૂત્ર પ્રરૂપે છે, આ પોતાની સ્વેચ્છાથી પૂર્વાચાર્યનો અર્થ મરડતા અનર્થને માટે થાય છે તે કહે છે પોતે ગમે તેવો અર્થ કરવાથી અસ્થાનિક તે બહુ પુરૂષોને અમાન્ય થાય છે, તેથી જ્ઞાનાદિ ગુણોનો પોતે અભાજન થાય છે ભણનારામા આટલા ગુણો હોય છે

પ્રથમ ગુરૂ ભણાવનાર કહે છે, તે સાંભળે પછી પ્રશ્ન કરે, તેનો ઉત્તર સાંભળે ને કાનમા ગ્રહણ કરે, પછી તર્ક કરે સમાધાન થતા નિશ્ચય કરે, અને ધારી રાખે, અને તે પ્રમાણે વર્ત્તે.

અથવા જે પોતાની મેળે અર્થ કરે, તેને ગુરુસેવાથી સમ્યગ્જ્ઞાનનો બોધ થાય, અને સકલ કર્મના ક્ષયરૂપ મોક્ષ થાય તેવુ અનુષ્ઠાન કરે, આ ઉત્તમગુણો તેને મળે નહિ, કોઈ જગ્યાએ अट्ठाणिए होति रहुणिवेस, તેનો અર્થ આ છે, કે અસ્થાન, અભાજન, અપાત્ર, સમ્યગ્દર્શનઆદિ ઉત્તમ ગુણોનો થાય, પ્ર–કેવો થઈને? ઉ–મહુ અનર્થના કરવાથી અસત્ અભિનિવેશ કદાગ્રહ જેને હોય તે મહુ નિવેશ (કદાગ્રહી) અથવા ગુણોનો અસ્થાનિક અનાધાર એટલે બહુ દોષોનો નિવેશસ્થાન થાય છે, અર્થાત્ ગુણોને બદલે તેનામાં દોષો પ્રકટ થાય છે, પ્ર–એવા કેમ થાય છે? તે કહે છે

જે કોઈ પોતાના અલ્પ જ્ઞાન થી કદાગ્રહ કરીને શ્રુત જ્ઞાનમા શકા લાવીને ખોટુ બોલે છે, તેનો પરમાર્થ આ છે કે સર્વજ્ઞ પ્રભુએ કહેલા વચનમા શકા લાવે છે, તેઓ એવું બોલે છે કે આવુ આગમ કે વચન તીર્થંકરનુ ન હોય, અથવા તેનો અર્થ બીજો થતો હશે અથવા જ્ઞાનની શકા વડે પડિતાઇના અભિમાનથી જૂઠુ બોલે કે હુ કહુ છુ તેજ સાચુ છે બીજી રીતે નથી.

जे या विपुट्ठा पलिउंचयंति
आयाणमट्ठं खलु वंचयित्ता
असाहुणो ते इह साहुमाणी
मायंणि एसंति अणंतघातं ॥३॥

સૂ અ.—તે સાધુઓને ખોટા અર્થ કરતા જોઈ કોઈ પૂછે તો તેઓ પોતાના ગુરૂને લોપે છે, બીજા મોટા આચાર્યનું નામ દે છે, અને મોક્ષ અથવા જ્ઞાનાદિથી નિશ્ચે વંચિત થાય છે, પોતે સાધુ નથી છતાં સાધુપણું માનનારા માયાવીઓ અનંત સંસારના ઘાત—દુઃખને મેળવે છે,

વળી જેઓ પરમાર્થને જાણતા નથી, તેઓ તુચ્છ બુદ્ધિવી અહંકારી બનેલ છે, તેમને બીજો પૂછે કે આપે કોની પાસેથી આ સૂત્ર વાંચ્યું છે, તે પોતાના જ્ઞાન અભિમાનથી પોતાના આચાર્યને લોપતા બીજા મહાન આચાર્યનું નામ આપે છે, અથવા બોલે છે કે મે પોતે જાતેજ વાંચ્યુ છે, અને જ્ઞાન અહંકારથી શીખવનાર ગુરૂને ભૂલે છે, અથવા પોતે પ્રમાદથી ભૂલ કરે અને આચાર્ય વિગેરેથી જ્યારે આલોચના અવસરે બરોબર ખરી વાત પૂછતાં પોતાની નિંદા થશે તેવા ભયથી જૂઠું બોલે છે, તે ગુરૂના સાચા અર્થને લોપવાથી જ્ઞાન વિગેરેથી અથવા મોક્ષથી વંચિત રહે છે આવું ખોટું વર્તન કરનારા કુસાધુઓ તેઓ તત્વથી વિચારતાં અથવા આ જગતમાં સાધુ વિચારમાં તેઓ પોતાને સાધુ માને છતાં આત્માના ઉત્કર્ષથી ખોટા અનુષ્ઠાનને સાચા માનનારા માયાવી કપટીઓ તે અનંત વિનાશને કે સંસાર કાંતારમાં અનંતકાળ ભ્રમણ કરશે, કારણ કે તેમનામાં બે દોષ છે, જૂઠું બોલે છે, અને પાછી તેની ભૂલ બતાવતા પોતાને સાધુ માને છે, કહ્યું છે કે

પાપજ પોતે કરતા રહે, તોય પોતાને શુદ્ધ જ કહે પાપ એવડુ તે તો કરે, બાળપણું, બુદ્ધિને જ હણે આ પ્રમાણે જેઓ પૂર્વના અર્થને છોડીને નવો અર્થ પોતાની બુદ્ધિથી કરે તો તે સમ્યકત્વને હણીને અનંત સંસારી થાય.

એમ માન વિપાકને પ્રથમ બતાવ્યો, હવે ક્રોધાદિ કષાય દોષને બતાવવા કહે છે,

जे कोहणे होइ जगट्ठभासी
विओसियं जेउ उदीरएज्जा
अंधे व से दंडपहं गहाय
अविओसिए धासति पावकम्मी ॥सू ५॥

જે માણસ ક્રોધી હોય તે વગર વિચારે જગતના જીવોને ક્રોધ થાય તેવુ બોલે, તથા શાંત થયેલા કલેશ ફરી ઉભા કરે, તે માણસ ચાર ગતિમા ભ્રમણ કરે, તે દૃષ્ટાંતથી બતાવે છે કે જેમ અંધો પગદાડીથી ચાલવા જતા આંખે ન દેખાવાથી હડીને કાંટા વિગેરે રસ્તાના આવ્યા હોય, છે તેથી પીડાય છે, તેમ કલેશ કરવાથી પરને પીડતા સાધુ પોતે પીડાય છે,

જે પોતે ક્રોધાદિ કષાયોનું ફળ જાણતો નથી, તે સ્વભાવથી જ ક્રોધી હોય છે, તે પ્રમાણે જગતના અર્થનો ભાષી થાય છે, જે પ્રમાણે લોકમાં જેવા અર્થે (ચીડવવા માટે) વપરાતા હોય તેવું બોલવાની ટેવવાળો જગદર્થભાષી આ પ્રમાણે બોલે, બ્રાહ્મણને ડોડ બોલે વણિકને કિરાટ બોલે, શૂદ્રને આભીર બોલે, શ્વપાકને ચંડાળ કહે, કાણાને કાણો તેજ પ્રમાણે લંગડાને લંગડો કુબ્જને કુબડો વડભ તેમજ કોઢીયો ક્ષય રોગવાળો વિગેરે હોય તેને તેવા દોષવાળા નામથી કઠોર શબ્દોથી બોલાવે અથવા જયાર્થ ભાષી જેમ આત્માનો જય થાય, તેમ ખોટો અર્થ પણ ઠોકી બેસાડે,

વળી પોતે પરને પીડારૂપ એવાં વચન બોલે કે શાંત થયેલા કલેશ ફરીને ઉત્પન્ન થાય, તેનો પરમાર્થ આ છે કે કોઈને બીજા સાથે કજીઓ થયો હોય અને પરસ્પર ખામણા કર્યાં હોય, છતાં તે તેવું બોલે કે બીજાને ક્રોધ થાય, તેનું ફળ બતાવે છે કે જેમ અંધો ગોદંડ માર્ગ તે પગદાંડીને આશ્રયે જતાં પોતે અંધ હોવાથી સારી રીતે ન જોવાય તેથી કાંટા કે શિકારી જાનવર વિગેરેથી પીડાય છે, એમ આપણા લિંગધારી સાધુવેષમાં ફક્ત માથું મુંડાવ્યાથી ક્રોધ દૂર ન થવાથી કર્કશ વચન બોલી કલેશ કરતાં પીડાય છે, તથા પોતે શાંત ન થવાથી પાપકર્મ કરતો ચાર ગતિમાં સંસારમાં પાપના સ્થાનમાં ફરી ફરી પીડાય છે

जे विग्गहीए अन्नाय भाषी;
न से समे होइ अझंझपत्ते
उवायकारी य हरीमणेय,
एगंतदिट्ठीय अमाइरूवे ॥सू.६॥

જે સાધુ વિગ્રહ તે કલેશ કરી, અન્યાયનું બોલે, તે મધ્યસ્થ ન હોય, માટે સાધુએ તે દોષો છોડીને કલેશ (ઝંઝા) રહિત થવું, જે આચાર્યની આજ્ઞા માનનાર થાય, લજ્જાથી પણ વચન પાળે, તે એકાંત ધર્મદૃષ્ટિવાળો હોય તે અમાયી થાય,

વળી જે પરમાર્થ નથી જાણતો, તે વિગ્રહ યુદ્ધ (કલેશ) કરનારો પડિલેહણા વિગેરે ક્રિયા કરે, છતા તે કલેશ પ્રિય હોય અને અન્યાયનું બોલે તેથી અન્યાય ભાષી અથવા જેવું તેવું ન બોલવાનું બોલે, અથવા ગુરુના સામું અનુચિત બોલે, આવો સાધુ સમ—તે રાગદ્વેષરહિત મધ્યસ્થ ન હોય, તથા અઝંઝાને પ્રાપ્ત ન હોય, અથવા કલહ રહિત ન થાય, અથવા માયા રહિત ન થાય, અથવા અકલેશી સમ્યગ્દૃષ્ટિઓ સાથે પ્રેમ ન રાખે, તેથી તે ઉત્તમ સાધુએ ક્રોધ કર્કશ વચન ન બોલવા વડે તથા ઉપશાંત થયેલા કલહોને ન ઉભા કરતા ન્યાય સહિત અમાયા વડે મધ્યસ્થપણું ધારવું, આ પ્રમાણે બતાવેલા દોષ છોડી ઉપપાતકારી આચાર્યની આજ્ઞા માન-

નાગે આચાર્યના ઉપદેશ પ્રમાણે, ક્રિયા કરતો સૂત્ર પ્રમાણે ચાલે, તથા હ્રી-લજ્જા-સયમ એ મૂળ અને ઉત્તર ગુણ એવા બે ભેદો છે, તેમા મન રાખનારો, અથવા અનાચાર કરતા આચાર્ય વિગેરેથી લજ્જાય, અર્થાત્ પાપ કરતા ડરે, તથા એકાતથી જીવ વિગેરે પદાર્થોમા દૃષ્ટિ (લક્ષ) રાખે તે એકાત દૃષ્ટિ છે, અથવા બીજી પ્રતિમા એગત સદ્ધિશબ્દ છે તેનો અર્થ એકાતથી શ્રદ્ધાવાળો જિનેશ્વરે કહેલા તત્વમા એકાતથી શ્રદ્ધાવાળો છે, ગાથામા શબ્દથી જાણવુ કે પૂર્વે બતાવેલા દોષો છે, તેનાથી ઉલટા ગુણો છે, એટલે જે જ્ઞાનને ઉડાવે નહિ, ક્રોધ દૂર કરે, તથા અઝઝા-કજીયા રહિત હોય, પછી પોતે અમાયિનું રૂપ રાખે, અર્થાત્ કપટનુ નામ પણ ન હોય, પોતે કપટથી ગુરુને ન છેતરે, ન બીજા કોઈ સાથે કપટનો વ્યવહાર કરે,

स पेसले सुहुमे पुरिसजाए
जच्चन्निए चेव सुउज्जुयारे।
वहुंपि अणुसासिए जे तहच्चा
समे से होइ अझंझपत्ते ॥७॥

જેને સુમાર્ગે જવું હોય તે મધુર વચન બોલનારો, વિચારીને ચાલે, કુળવાન હોય, સરળ સ્વભાવી ગુરૂ ઘણું

ધમકાવે તો પણ સામુ ન બોલે, તે કઠ્ઠીયાખોર સાધુ ન બનતા સમભાવી હોય, જેવા તેવાથી પણ નભાવી લે, દીનતા ન કરે, અહંકાર ન કરે

વળી સાધુના બીજા ઉત્તમ ગુણો બતાવે છે, જે સાધુ કડવા ફળવાળા સંસારથી ખેદ પામેલો છે, તે, કદાચ પ્રમાદથી ભૂલે અને ગુરૂ વિગેરે ઘણો ધમકાવે, તો પણ સુમાર્ગે જવાની અર્ચા લેશ્યા મનોવૃત્તિવાળો હોય તે તથાર્ચ છે, તથા જે શિક્ષા ગ્રહણ કરીને તથાર્ચ ધામ તે પેશલ મિષ્ટવાકયવાળો હોય, વિનયાદિ ગુણયુક્ત હોય, તથા સૂક્ષ્મ ઝીણું દેખનાર તથા સૂક્ષ્મભાષી થોડું બોલનારો હોય, તેજ પુરૂષ જાત છે, અથાત્ તેજ પરમાર્થથી પુરુષાર્થ સાધનારો છે, પણ બીજો નહિ, કે જે આયુધ વિનાના તપસ્વી જનોથી હારેલ ક્રોધથી જીતાય છે, અર્થાત્ તપસ્વી સાધુને ક્રોધ ન હોય, છતા પોતે ક્રોધી થાય, તો ઉત્તમ સાધુ ન કહેવાય, તથા જે ક્રોધ ન કરે, તે જાતિ અન્વિત સુકુળમા ઉત્પન્ન થયેલ કહેવાય, કારણ કે જે સદાચારી હોય તેજ કુળવાન છે, પણ સારા કુળમા ઉત્પન્ન થઇને જો સદાચાર ન પાળે તો તે કુળવાન ન ગણાય, તથા તે કુળવાન સાધુ અતિશે રૂજુ સયમ તે રૂજુકર કપટ રહિત શાસ્રોક્ત વિધિથી સયમ પાળનારો છે, અથવા ઉજ્જુચાર તે ગુરૂ જે આચાર બતાવે, તે પ્રમાણે ચાલે, પણ વક્રતાથી આચાર્ય વિગેરેના વચનનું ખડન ન કરે, એટલે તથાર્ચ સૂક્ષ્મભાષી

જાત્યાદિ ગુણાન્વિત અવક્ર હોય તે સમભાવી થાય, એટલે મધ્યસ્થ બની નિંદામાં રીસાય નહિ, પૂજામાં અહંકારી ન થાય, તથા અઝઝા તે અક્રોધી અમાયી છે, અથવા અઝઝા પ્રાપ્ત તે વીતરાગ પ્રભુની બરોબર વીતરાગ થાય,

जे आवि अप्पं वसुमंति मत्ता,
संखायवायं अपरिक्ख कुज्जा
तवेण वाहं सहि उत्तिमत्ता,
अण्णं जणं पस्सति विंबभूयं ॥८॥

હવે અહંકારી સાધુ બતાવે છે, કે જે સાધુ પોતાના આત્માને વસુ (જ્ઞાન-ચારિત્ર)વાળો માને, અને જ્ઞાન વડે તત્વ સ્વરૂપ વિશેષ જાણે, તથા તપમાં ઉત્કૃષ્ટો હોય, તે ગંભીરતા ધારણ કરવાને બદલે તુચ્છ બનીને બીજા સાધુ ગૃહસ્થોને હલકા ગણી તેમનો તિરસ્કાર કરે, ઘણું કરીને તપસ્વી સાધુ જો ઘણું ભણેલ હોય તો જ્ઞાન તથા તપનો અહંકાર કરે, તેથી બોધ આપે છે, જે કોઇ સાધુ લઘુ પ્રકૃતિથી આત્માનું વસુદ્રવ્ય તે પરમાર્થ ચિન્તામાં સંયમ છે, તે મેળવીને વિચારે કે હું જ ઉત્તમ સંયમવાળો મૂળ ઉત્તર ગુણ બરોબર પાળનારો છું પણ મારા બરોબર બીજો નથી, તથા જેનાથી જીવો વિગેરે પદાર્થોની સંખ્યા સમજાય, તે જ્ઞાન છે, તે ભણીને એમ માને કે હું જ

બરાબર પરમાર્થની ચિંતા કરનારો છું, તથા બાર પ્રકારની તપસ્યામાં હું જ સહિત યુક્ત છું, પણ મારા જેવો બીજો આવી ઉત્કૃષ્ટ તપસ્યા કરનારો નથી, આવો અહંકારી સાધુ બીજા સાધુઓને કે ગૃહસ્થોને બિંબ તુલ્ય અર્થાત્ જળમાં ચંદ્રમા માફક અર્થ શૂન્ય (નકામા)માને, અથવા ખોટા સિક્કા માફક બીજા સાધુને લિંગમાત્ર ધારનારા (પેટભરા) માને અથવા ફકત પુરૂષ વેષ ધરનારા માને, પણ કામ કરનારા ન માને, આમ બીજાનું અપમાન કરે, આ પ્રમાણે જે જે ઉત્તમ ગુણો હોય તે પોતાનામાં ધારીને બીજાને અવધૂત-ગુણરહિત માને

एगंत कूडेण उसे पलेइ,
ण विज्जति मोणपयंसि गोत्ते
जे माणणट्ठेण विउक्कसेज्जा,
वसुमन्नतरेण अबुज्झमाणे ॥९॥

એવો અહંકારી સાધુ બીજાને નીચ ગણવા જતા પોતે સંસાર મોહમાં ફસાઈને દુખે છે, તે મુનિઓના ઉત્તમ માર્ગમાં ઉચ્ચ ગોત્રનો અહંકારી બને છે, તે ટકી શકતો નથી, તથા જે માન પૂજા માટે જ્ઞાન વિગેરે ભણે તપ કરે, તેથી તે ભણવા છતાં પરમાર્થથી મૂર્ખ છે, તે પંડિત મૂર્ખ છે, (તે મોક્ષ ન મેળવે)

ફૂટ-ફાસો જાળ, તેમા બધાયેલ-પકડાયેલ, મૃગ વિગેરે પરવશ થઇ એકાત દુખ ભોગવે છે, તેમ માની સાધુ પોતાના અનુયાયીઓના સ્નેહથી (અનેક પાપો કરીને) સ સાર ચક્રવાલમા ભમે છે, અથવા તેમા અનુકૂળ આવવાથી ખુબ લીન થાય છે, તેથી અનેક પ્રકારે સ સારમા ભમે છે, તુ અવ્યયથી જાણવુ કે તે સુદર સ્ત્રીઓનાં ગાયન વિગેરેથી કામાધ બનીને મોહથી મોહિત થયેલો બહુ પીડાવાળા ન સારમા ડુબે છે, આવો મૂઢ સાધુ મુનિ માર્ગના મૌનપદ ( સાધુ ધર્મ )મા અથવા નર્વજ્ઞે કહેલા માર્ગમા ચાલી ન શકે, હવે સર્વજ્ઞ માર્ગને બતાવે છે, ગા વાણી, તેને બચાવે, પાળે, તે ગોત્ર, અથવા પદાર્થનું સ્વરૂપ બરાબર બતાવે, તે બધા આગમોનો આધાર ભૂત છે, એવુ મુનિઓનુ પદ છે, તેમા તે સાધુ ન ટકી શકે, અથવા ઉચા ગોત્રનો જેને અહ કાર હોય તે અભિમાની સાધુ સાધુધર્મને ન પાળી શકે, વળી જે માનન પૂજન-સત્કાર તેને માટે પોતાની બડાઈઓ હાકે, અર્થાત્ જે લાભ પૂજા સત્કાર વિગેરેથી મદ કરે, તે પણ સર્વજ્ઞ પદ (માર્ગ)મા ન ટકી શકે, તથા વસુદ્રવ્ય તે અહીં સયમ જાણવો, તે મેળવીને તેમા જ્ઞાન તપ વિગેરેથી અહકારી બની પરમાર્થ (મોક્ષ)ને ન જાણતો ફૂલાય છે, તે બધા શાસ્ત્રો ભણીને તેનો અર્થ જાણીને પણ વીતરાગનો માર્ગ પરમાર્થથી નથી જાણતો (ભણ્યો પણ ગણ્યો નહિ)

जे माहणो खत्तिय जायए वा,
तहुग्गपुत्ते तह लेच्छई वा,
जे पव्वईए परदत्तभोई, गोत्ते ण
जे थब्भति (थंभभि) माण बद्धे ॥१०॥

હવે જાતિકુળ ગોત્રનો મદ તજવા ઉપદેશ આપે છે કે,

જે બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય જાતિમાં ઉગ્ર કુળમાં કે લેચ્છવિ નામની ઉંચ જાતિમાં જન્મ્યો હોય, અને ઋદ્ધિ છોડી દીક્ષા લીધી હોય, તો પારકે ઘેર ભીખ માગી પેટ ભરવા પડી તે અહંકાર કરે, (કરે તો સાધુપદ જતુ રહે)

ટી અ—બધા મદસ્થાનોની ઉત્પત્તિથી આરભીને હવે, જાતિમદ જે બાહ્ય નિમિત્તથી નિરપેક્ષ (બાહ્ય નિમિત્ત વિના) થાય છે, તે હવે બતાવે છે, જાતિથી જે બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય ઇક્ષ્વાકુવશ વિગેરેનો હોય તે ભેદજ બતાવે છે, ઉગ્રપુત્ર ક્ષત્રિયોની એક જાતિ તથા લેચ્છઇ તે પણ ક્ષત્રિયોનો એક ભેદ છે, આવા ઉત્તમ ક્ષત્રિય જાતિમા ઉત્પન્ન થએલાને યોગ્ય રીતે સસારની અસારતા સમજાતા તે રાજ્ય વિગેરે ઘરનુ પાલાબ ધન છોડીને દીક્ષા લીધી હોય, તેને સાધુપણામાં પારકાનું આપેલુ ખાવાનુ હોવાથી સારી રીતે સયમ પાળતો હોય, તથા તેવુ સયમ પાળનારો હરિવંશ જેવા ઉત્તમ

ઉંચ ગોત્રમા જન્મ્યો હોય, તોપણ તે, ગર્વ ન કરે કે હું ઉંચ ગોત્રનો છુ,

પ્ર—કેવુ ઉંચ ગોત્ર તેનુ હોય ?

ઉ—અભિમાન કરવા યોગ્ય અર્થાત્ તે ઉત્તમ માનનીય કુળમા ઉત્પન્ન થવાથી બધા લોકો તેને બહુમાન આપે, તોપણ દીક્ષા લઈ માથુ મુંડાવ્યા પછી ગોચરી પારકે ઘેર માગવા જતા પછી હાસ્યપદને યોગ્ય ગર્વ કેવી રીતે કરે ? આવુ સમજીને કુળ તથા જાતિનો મદ છોડી દે,

न तस्स जाईव कुलं व ताणं,
णण्णत्थ विज्जाचरणं सुचिण्णं,
णिक्खम्म से सेवइऽगारिकम्मं
ण से पारए होइ विमोयणाए ॥११॥

તુચ્છ પ્રકૃતિવાળા સાધુએ કરેલો જાતિ કે કુલનો મદ તેના રક્ષણ માટે નથી, ફકત જ્ઞાન અને ચારિત્ર સારી રીતે સેવે તો મોક્ષ થાય, પણ જે દીક્ષા લઈને ગૃહસ્થોના કૃત્ય કરે, તેવો તે સંસારથી છુટો થવા સમર્થ થતો નથી,

ટી. અ.—કોઇ સાધુ જાતિ વિગેરેનુ અભિમાન કરે, તો તેનુ માન ગુણ (લાભ) ને માટે નથી, તે બતાવે છે, તે લઘુપ્રકૃતિવાળો

અભિમાને ચડેલા સાધુનો કરેલો જાતિનો કે કુલનો અહંકાર સંસાર ભ્રમણમાં રક્ષણ આપતો નથી, તેમજ (સંવર જેવાએ) કરેલો જાતિ વિગેરેનો અહંકાર આલોકમાં કે પર લોકમાં ગુણ કરનારો થતો નથી, માતા તરફની જાતિ કહેવાય, પિતા સંબંધી કુલ જાણવું, આ જાતિ તથા કુલમદ બતાવ્યાંથી બીજા મદો કરવાથી પણ સંસારમાં રક્ષણ મળતું નથી. તેમ સમજી લેવું, ત્યારે શિષ્યને શંકા થાય કે સંસારના રક્ષણ માટે શું થાય છે?

ઉ-જ્ઞાન તથા ચારિત્ર આ બે છોડીને બીજે ક્યાંય પણ તરવાની આશા નથી, આ બે નેમાં સમ્યકત્વ (શ્રદ્ધા) મેળવવાથી જ્ઞાન તથા ચારિત્ર સંસારથી પાર ઉતારે છે, જ્ઞાન ક્રિયાથી મોક્ષ થાય એ શાસ્ત્રોક્ત વચન છે, આવો સીધો મોક્ષ માર્ગ મેળવવાનો છતાં દીક્ષા લઈને પણ કેટલાક ધર્મ પુષ્ટ થયા વિનાના જીવો સંસાર સામે જાય છે, ફરીફરીને તેઓ ગૃહસ્થોને ઉચિત જાતિ-વિગેરેનો મદ કરે છે, અથવા બીજી પ્રતિમાં અગારિ કમ્મ પાઠ છે; તે સાવદ્ય અનુષ્ઠાન આરંભ અથવા જાતિ વિગેરેનો મદ કરે છે, આ પ્રમાણે અનુચિત કૃત્ય કરનારો ગૃહસ્થોનો સેવક (ગુલામ) બનેલો સંપૂર્ણ કર્મ તોડવા માટે શક્તિવાન ન થાય, અર્થાત્ તે મોક્ષમાં ન જાય, થોડાં કર્મનો ક્ષય તો બધા જીવોને દરેક ક્ષણે થાય છે

णिकिंचणे भिक्खू सुलूहजीवी,
जे गारवं होइ सलोगगामी
आजीवमेयं तु अबुज्झमाणो,
पुणो पुणो विप्परियासुवेंति ॥१२॥

જે પૈસો ન રાખે, ભીખથી પેટ ભરે, લૂખો આહાર ખાઇને જીવે, પણ તે જો અહંકાર કરે, કે સ્તુતિની ઇચ્છા રાખે તો તેના બીજા ગુણો પેટ ભરવા માટે જ જાણવા, તેણે આત્માના ગુણો ન જાણવાથી રાગ દ્વેષ કરી ફરી ફરી સંસારમાં નવા નવા રૂપે જરા મરણ ગર્ભ વિગેરેનાં દુઃખ ભોગવે છે.

ટીકાર્થ—સૂત્રકાર ભગવંત વળી અભિમાનના દોષો બતાવે છે, સાધુ ઉપરથી બાહ્ય દેખાવમાં નિષ્કિંચન ભીખ માગી પેટ ભરનારો હોય બીજાનું આપેલું ખાય, તથા છેક લૂખું તે વાલ ચણા (બાફેલા કે શેકેલા) વિગેરેથી પ્રાણ રાખનારો હોય, આવો છતાં પણ તેમાંનો કોઇ ગૌરવપ્રિય (અહંકારી માની) હોય છે, તથા શ્લોક [સ્તુતિ] કામી પોતાના ગુણ ગવડાવનારો હોય, તે બાહ્ય વસ્તુમાં રાચેલો પરમાર્થને ન જાણતો પોતાના બાહ્યગુણોથી આજીવિકા કરતો ફરી ફરીને સંસારના નવા નવા રૂપે જન્મ જરા મરણ

રોગશોકોનાં દુઃખોને પામે છે, તરવા માટે ગયેલો પણ તરવાને બદલે ત્યાં ડુબે છે, એમ આચાર્યોએ બતાવેલ સમાધિને ન સેવનાર શિષ્યોને દોષો (નુકશાન) છે માટે નીચેના શિષ્યના કહેલા ગુણો તેમણે ધારણ કરવા જોઇએ

जे भासवं भिक्खु सुसाहुवादी
पडिहाणवं होइ विसारए य
आगाढपण्णे सुविभावियप्पा
अन्नं जनं पन्नया परिहवेज्जा ॥१३॥

જે સાધુ બોલવામાં નિપુણ હોય, સાધુને યોગ્ય બોલનારો પ્રતિભાશાળી તથા શાસ્ત્રોના પરમાર્થને જાણનારો તીક્ષ્ણ બુદ્ધિવાળો આત્માનું ઓળખાણ થયું હોય તેવો પણ અહંકારે ચડે તો પોતાની બુદ્ધિનો દુરૂપયોગ કરી બીજાનો તિરસ્કાર કરે;

ટી. અ.—ભાષા (બોલવા)ના ગુણદોષોને જાણવાથી સમજીને સારી યોગ્ય ભાષા બોલનારો ભિક્ષુ સાધુ તથા સાધુને યોગ્ય શોભનીક હિત કરનાર થોડું પણ પ્રિય બોલવાના સ્વભાવ વાળો તે સુસાધુવાદી જેમ ખીર મધુ મીઠું હોય તેવું મધુર વચન બોલે, તથા પ્રતિભા પોતાની ઔત્પત્તિકી વિગેરે બુદ્ધિ ગુણથી યુક્ત [અભય કુમાર કે બીરબલ જેવો] પ્રતિભાવાળો બીજાએ

પૂછતાં તરત જવાબ આપનાર [હાજર જવાબી] હોય, અથવા ધર્મકથા કરવાના સમયમાં જાણી લે કે સાંભળનારો પુરૂષ કોણ છે કયા દેવને નમનારો છે, કયા મતને માને છે, એમ બધું પોતાની તીક્ષ્ણ સમયસૂચકતાની બુદ્ધિથી જાણે, તેથી યોગ્ય રીતે બોલે, તથા વિશારદ તે અર્થ ગ્રહણમાં સમર્થ અને શ્રોતાને અનેક રીતે યુક્તિથી સમજાવે, (ચ શબ્દથી જાણવું કે) તે પ્રમાણે સાંભળનારનો અભિપ્રાયને પ્રથમ જાણી લે, તથા આગાઢ—અવગાઢ પરમાર્થ સમજાવનારી તત્વજ્ઞાન સમજાવનારી પ્રજ્ઞા બુદ્ધિવાળો તે આગાઢપ્રજ્ઞ સાધુ કહેવાય, તથા સારી રીતે ધર્મવાસનાથી ભાવિત આત્મા જેનો છે તે સુવિભાવિતાત્મા છે, આવી સત્ય ભાષા વિગેરેના ગુણોથી શોભીતો સાધુ થાય છે,

આવા ગુણવાળો થયા પછી તે ગુણો જે નિર્જરાનું કારણ છે, તેનાથી પણ અહંકારી બને, મનમાં સમજે કે હુંજ ભાષાની વિધિ જાણનારો છું, હુંજ સાધુવાદી છું, મારા જેવો પ્રતિભાશાળી બીજો નથી, વળી મારા જેવો અલૌકિક તે જૈન ધર્મના લોકોત્તર શાસ્ત્રોના પરમાર્થને જાણનારો અવગાઢ પ્રજ્ઞાવાળો બીજો કોઇ નથી, હું જ સુભાવિતાત્મા છું, આમ ગુણોથી અહંકારે ચડેલો પોતાની બુદ્ધિથી બીજા માણસોને અવગણે, અને બોલે કે આવા મૂર્ખાથી હું ખથી સમજે તેવા, કુડીના કપાસ જેવા, ખમૂચિ (મૂઢ)થી વાર્તાલાપ

કરે? અથવા ધર્મકથાના અવસરે વ્યાખ્યાન પણ ન આપે, એમ અહંકારે ચડેલો થાય તે માટે કહે છે;

अन्यैः स्वेच्छारचितार्थ विशेषान् श्रमेण विज्ञाय
कृत्स्नवाङमयमित इति खादत्यङगानि दर्पण ॥१॥

બીજાઓએ પોતાની ઇચ્છાથી બનાવેલ (પદો કાવ્યો) ને ક્રમથી સમજીને તેના વડે પંડિત બનેલો મનમાં સમજે કે હું બધા શાસ્ત્રોમાં પારંગામી થયો છું એમ સમજીને અહંકારથી અંગોને ખાય છે (બીજાનો તિરસ્કાર કરે)

एवण से होड समाहिपत्ते,
जे पन्नवं भिक्खु विउक्कसेज्जा;
अहवाऽवि जे लाभमयावलित्ते
अन्नं जणं खिसति बालपन्ने ॥१४॥

એમ કરવાથી તે સાધુ સમાધિ શાંતિને ન પામે, કારણ કે જે બુદ્ધિવાન સાધુ બુદ્ધિનો અહંકાર કરે અથવા લબ્ધિધારી લાભ મદનો અહંકાર કરે તે બાળ બુદ્ધિવાળો બીજા સાધુને વાત વાતમાં હલકો પાડે છે,

હવે આવા સાધુના દોષો બતાવે છે. ઉપર બતાવેલ પ્રક્રિયા વડે પરકાનો પરાભવ કરીને પોતાનું માન વધારતો બધા શાસ્ત્રો ભણવા છતાં તત્વાર્થમાં નિપુણમતિ છતાં સમાધિરૂપ મોક્ષમાર્ગ જ્ઞાનદર્શન ચારિત્ર કે ધર્મ ધ્યાનરૂપ માર્ગને પામતો નથી, ઉપરથી જે ફક્ત પોતે પોતાને

પરમાર્થ જાણનારો માને છે, પ્ર–આવો કોણ હોય ? ઉ–જેણે શાસ્ત્રોની ગભીરતાના પરમાર્થને જાણ્યો નથી, તે પોતાની બુદ્ધિમા સર્વજ્ઞપણું સમજીને ગર્વ કરે, પણ તે સમાધિ શાતિને ન પામે, એ મુદ્દાની વાત યાદ રાખવી, હવે બીજા મદ સ્થાનોને બતાવે છે, અથવા બીજી રીતે બતાવે છે કે જેને અતરાય કર્મ તુટેલું છે તે લબ્ધિવાન પોતાને તથા પારકાને માટે ધર્મોપકરણો વિગેરે જલદી લાવવામા સમર્થ હોય તે તુચ્છ સ્વભાવથી લાભ મદમા લેપાય, તે પણ સમાધિ પામતો નથી, તેવો સાધુ પણ બીજા લબ્ધિરહિત સાધુને અશુભ કર્મના ઉદયથી વસ્તુ ન લાવતો દેખીને તેનો તિરસ્કાર કરે, ધિક્કારે, અને બોલે કે મારા જેવો સર્વ સાધારણ શયા સથારો વિગેરે ઉપકરણોને લાવનારો બીજો કોઇ નથી, બાકીના બીજા બધા પોતાનુ પેટ ભરવામા વ્યગ્ર થયેલા કાગડા જેવા છે તેમનાથી મારે શુ પ્રયોજન છે ? આવી રીતે બાળક જેવી તુચ્છબુદ્ધિવાળો મૂર્ખ માણસ બીજા સાધુઓની નિંદા કરે,

पन्नामयं चेव तवो मयं च
णिन्नामए गोयमयं च भिखू
आजीवगं चेव चउत्थमाहु
से पंडिए उत्तम पोग्गले से ॥१५॥

(૧) તીક્ષ્ણબુદ્ધિમદ, (૨) તપમદ (૩) ગોત્રમદ અને આજીવિકા તે અર્થમદ ચોથો કહ્યો છે, તે ચારે નમાવે છોડે, તે પંડિત અને ઉત્તમોત્તમ સાધુ જાણવો,

આ પ્રમાણે બુદ્ધિનો મદ કરી બીજાનુ અપમાન કરતા પોતે જ બાળક જેવો તુચ્છ જણાય છે, એથી બુદ્ધિનો મદ ન કરવો, ફક્ત આજ મદ ન કરવો, એમ નહિ, પણ સસારથી છુટવાવાળાએ બીજા મદો પણ ન કરવા, તે બતાવે છે, તીક્ષ્ણબુદ્ધિથી મદ થાય તે પ્રજ્ઞામદ તેને તથા નિશ્ચયથી ૨ તપ મદને કાઢને, હું જ યથાયોગ્ય શાસ્ત્રનો વેત્તા છુ હુ જ ઉત્કૃષ્ટ તપ કરનારો છુ, તથા ઇક્ષ્વાકુવંશ હરિવંશ વિગેરે ઉંચ ગોત્રમા જન્મ્યો માટે શ્રેષ્ઠ એવો (૩) ગોત્રનો ગર્વ છોડી દેજે, તથા જેના વડે આજીવિકા ચાલે તે આ જીવ-દ્રવ્ય સમૂહ તેને પ્રાપ્ત તે આ જીવક (૪) અર્થમદ ધન સત્તાનો મદ પણ ત્યાગજે, ચ શબ્દથી બાકીના ચાર મદોને પણ છોડજે, તેના જવાથી (છોડવાથી) પંડિત તત્ત્વવેત્તા જાણવો, આ બધા મદો છોડનાર ઉત્તમ પુદ્ગલ-આત્મા થાય છે, પુદગલનો બીજો અર્થ પ્રધાન છે, તેથી ઉત્તમથી પણ ઉત્તમ જાણવો,

एयाइं मयाइं विगिंच धीरा
ण ताणि सेवंति सुधीरधम्मा
ते सव्वगोत्तावगया महेसी
उच्चं अगोत्तं च गतिं वयंति ॥१६॥

ઉપર કહેલા બધા મદો છોડીને ધીરસાધુઓ ફરીને તે સેવન કરતા નથી, તે સુધીર ધર્મવાળા ઉંચનીચ બન્ને ગોત્ર છોડીને તે મહર્ષિઓ સર્વોત્તમ અગોત્ર ગતિ કહે છે તે મોક્ષને પામે છે,

હવે મદસ્થાનોને ન કરવાનું બતાવીને તેની સમાપ્તિ કરે છે, ઉપર બતાવેલ પ્રજ્ઞા વિગેરે મદસ્થાનો સંસાર ભ્રમણના કારણો સારી રીતે જાણીને તેને છોડે, ધી બુદ્ધિ વડે રાજે શોભે તે ધીર વિદ્વિવેક તત્વજ્ઞ પુરૂષો આ જાતિ વિગેરે મદોને આદરતા નથી

પ્ર—આવા કોણ ?

ઉ—સુધીર-સુપ્રતિષ્ઠિત ધર્મ શ્રુતચારિત્રરૂપ જેમને છે તે સુધીરધર્મવાળા બધા મદો છોડીને મહર્ષિઓ ઉત્તમ તપ વડે કર્મમેલ ધોઇને બધા ઉચ ગોત્રને ઉલંઘીને સૌથી ઉંચી મોક્ષ નામની સર્વોત્તમ ગતિને મેળવે છે, ચ શબ્દથી જાણવું કે કદાચ તે ભવમાં મોક્ષે ન જાય તો કલ્પાતીત એના પાંચ અનુત્તર વિમાનમાં જાય છે, અગોત્રપદ મેળવે તેથી જાણવું કે ત્યાં નામ કર્મ આયુ વેદનીય વિગેરે ઘાતી કે અઘાતી કર્મ એક પણ હોતું નથી,

भिक्खू मुयच्चे तह दिट्ठधम्मे
गामं च णगरं च अणुपविस्सा
से एसणं जाणमणेसणं च
अन्नस्स पाणस्स अणाणुगिद्धे ॥१७॥

સાધુ શરીરની મૂર્છા મુકીને ધર્મને સમજેલો ગામ નગરમા ગોચરી જતા એષણા અનેષણા શુદ્ધ અશુદ્ધ આહાર કે પાણી સબંધી સમજીને શુદ્ધ મળે તો પણ ગૃદ્ધ ન થતા સભાળીને લે

આ પ્રમાણે મદસ્થાન છોડેલો ભિક્ષાથી જીવન ગુજારનાર ભિક્ષુ કેવો હોય તે બતાવે છે, મૃત મરેલા માફક સ્નાન વિલેપનના સંસ્કાર (શોભા)નો અભાવ છે, જેને તેવી અર્ચા તનુ-શરીરવાળો તે મૃતાર્ચ-અથવા મોદન-મુત્ આનંદ શોભાવાળી અર્ચા પદ્મલેશ્યા વિગેરે જેને છે તે મુદર્ચ પ્રશસ્ત લેશ્યાવાળા સાધુ હોય, તથા ધર્મ દીઠો તે સમજેલ છે યથાવસ્થિત શ્રુત ચારિત્રરૂપ ધર્મ તેવા સાધુજી ગામ નગર મડબ વિગેરે સ્થળમા ગોચરી માટે ગયેલ હોય, તથા ધૈર્ય તથા ઉત્તમ સઘયણવાળા હોય તે એષણા શુદ્ધ આહાર શોધી તપાસીને લેવો તે એષણાને જાણે, તથા ઉદ્ગમ દોષ (સાધુ નિમિત્તે જીવહિંસાનો આરંભ થાય તેવો) અનેષણા ન લેવા યોગ્ય આહારને તથા તે છોડવાનું તથા ન છોડે તો અશુભ કર્મ બધાવાનો વિપાક-ફળને જાણે છે, તેથી અન્નમા પાણીમા સારી વસ્તુમા મૂર્છા ન રાખતા સામાન્ય વસ્તુની નિંદા ન કરતા ઉચિત લઈને વિચરે, તે બતાવે છે, સ્થવિર કલ્પી સાધુ ૪૨ દોષ રહિત ભિક્ષાગ્રહણ કરે, જિનકલ્પી સાધુ પાચનો અભિગ્રહ બેનો ગ્રહ તે આ પ્રમાણે

संसट्ठ मसंसट्ठा उद्धड तह होति अप्पलेवा य
उग्गहिया पग्गहिया उज्झिय धम्मा य सत्तमिया ॥१॥

(૧) ખરડેલા હાથે, (૨) ન ખરડેલા હાથે (૩) ગૃહસ્થે પોતાને માટે કાઢેલુ (૪) તેલ ઘી વિગેરેના લેપ રહિત (૫) પીરસવા કાઢેલ (૬) પીરસતા બચેલ (૭) ફેંકી દેવા જોગ જિન કલ્પી સાધુને પાછલી બે રીતે કલ્પે, અર્થાત્ ગૃહસ્થને ફેંકી દેવા જેવું જે અન્ન વિગેરે હોય તેનાથી પોતાનો નિર્વાહ કરે, કાયાને ભાડું ફક્ત આપે, અથવા જેવો જે અભિગ્રહ ધારે તે પ્રમાણે મળે તો એષણા, ન મળે તો અનેષણા સમજીને કષાય લેવા પેસતા તેવો આહાર મળે પણ મૂર્છિત (લાલચુ) ન થાય, પણ શાંતિથી શુદ્ધ ભિક્ષા લે,

अरतिं रतिं च अभिभूय भिक्खू
वहुजणे वा तह एगचारी
एगंत मोणेण वियागरेज्जा
एगस्स जंतो गति रागती य ॥१८॥

ખેદ તથા હર્ષ છોડીને સાધુ સમુદાયમા હોય કે એકલો હોય તેને કોઈ ધર્મ પૂછે ત્યારે સયમ ધર્મ સમજાવી કહે કે આ એકલા જીવને ગતિ આગતિ તેણે કરેલા પૂર્વ કર્મોના અનુસારે ફળ મળે છે, માટે પાપ ત્યાગી ધર્મ કરો,

ઉપર બતાવ્યા પ્રમાણે સાધુને અનુકૂળ વિષયની પ્રાપ્તિ છતા પણ ત્યા રાગદ્વેષ કર્યા વિના દેખવા છતાં "ન દેખ્યું

સાંભળ્યા છતા ન સાભળ્યુ, એવા ભાવસહિત મૃત કલ્પ દેહ વાળા સારા કહેલા ધર્મવાળો એષણા અનેષણાને જાણતો અન્નપાણી યોગ્ય મળતા પણ મૂર્છા ન કરતો ગામનગર વિગેરેમા પેઠેલો હોય તો અસયમ (ગૃહસ્થવાસ)મા આનદ અને સંયમમા અરતિ કોઈક વખત થાય તો તે ઉત્તમ સાધુએ દૂર કરવા તે કહે છે, મહામુનિને સ્નાન ન કરવાથી શરીરમા મેલ વધવાથી તથા વાલ ચણા વિગેરે ખાકેલા ખાવાથી કોઈ વખત અશુભ કર્મના ઉદયથી સયમમા અરતિ (કટાળો) આવે, તે વખતે તે સાધુ પોતાની સસારી અવસ્થાને સુખી માનીને તેવી ઇચ્છા થાય તો ણ ગૃહસ્થી થયા પછી તીર્યંચનરક વિગેરેના દુખો યાદ કરી તે તથા તેમનુ આયુષ્ય અલ્પ સમજીને તે કટાળાને દૂર કરે, અને એકાત મૌનપણે સાધુ ધર્મમા સ્થિર થાય, તેવીજ રીતે અસયમ તે સાવદ્ય અનુષ્ઠાનમા પૂર્વે અનાદિ કાળથી તે સુખ ભોગવેલા હોવાથી તેમા મન લલચાય, તોપણ તે સુખને દુખ માનીને સયમમા દઢ થાય, ફરી ઉત્તમ સાધુનું વર્ણન કરે છે, ઘણા ગચ્છવાસી સાધુઓ નોગતી હોવાથી સંયમ પાળવામા સહાયતા કરે, તે બધુજન પરિવારવાળો હોય તેવા કોઈ વખત એકલો પણ હોય, તે પડિમાધારી સાધુ એકલવિહારી કે જિનકલ્પી વિગેરે હોય, તે પરિવારવાળો કે એકલો હોય, તેવાને કોઇ ધર્મસ્વરૂપ પૂછે, કે કોઈ બીજુ પૂછે, તો એકાત મૌન (સયમ)ની વૃદ્ધિનું વચન ધર્મકથાના સમયે બોલે, અન્

જ્યારે પણ બોલવું હોય, ત્યારે સંયમને બાધા ન લાગે, તેવી રીતે ધર્મનો સંબંધ કહે.

પ્ર.—શું વિચાર કરીને? શું બોલે? તે બતાવે છે, એકલા અસહાયવાળા જંતુને તેની કરેલી શુભ અશુભ કરણીને આધારે પરલોકમાં જવાનું થાય છે, તથા પૂર્વે કરેલી કરણીને આધારે ત્યાંથી આવવાનું થાય છે, કહ્યું છે કે

"કર્મ કરે છે એકલો, ભોગવતો ફળ એક,
જન્મે મરે જ એકલો, ભવાંતરે પણ દેખ" ॥૧॥

માટે ઉપરથી સહાય કરનારા બીજા દેખાય તોપણ પરમાર્થથી વિચારતાં ધર્મ છોડીને બીજો કોઈ સહાયક નથી, આ વિચારીને મુનિઓને ઉચિત મૌન તે સંયમ ધર્મ મુખ્ય છે તે બતાવે

सयं समेच्चा अदुवा विसोच्चा
भासेज्ज धम्मं हियगं पयाणं
जे गरहिया सणियाणप्पओगा
ण ताणि सेवंति सुधीरधम्मा ॥१९॥

પોતાની મેળે સમજે, અથવા ગુરૂ પાસે સાંભળીને છોડવું જિન ભાષિત તેવા જ્ઞાન ચારિત્રરૂપ ધર્મ કહે, તથા સંસારના નિયાણું ન કરે, તથા સુધીર ધર્મવાળા ઉત્તમ

સાધુઓ અજૈનની પણ નિંદા થાય તેવા મર્મવેધક વચનો ન બોલે

વળી બીજાના ઉપદેશ વિના પોતાની મેળે સમજે.

પ્ર-શું ?

ઉ ચાર ગતિવાળો સંસાર છે અને તેના કારણો મિથ્યાત્વ અવિરતિ પ્રમાદ કષાય અને યોગ એમ પાંચ છે તે, તથા અશેષકર્મ ક્ષય થવાથી મોક્ષ મળે તથા તેના કારણો સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર આ બધુ પોતાની મેળે કે અન્ય ગુરૂ તે આચાર્ય વિગેરે પાસેથી સાંભળીને બીજા મોક્ષાભિલાષી જીવોને શ્રુત ચારિત્રરૂપ ધર્મ કહે

પ્ર-કેવો ? વારંવાર જન્મે તે પ્રજા સ્થાવર જંગમ જીવો, તેમનું હિત થાય તેવો સદા ઉપકારી ધર્મ કહે, એમ ઉપાદેય પ્રથમ બતાવીને હવે ત્યાગવા યોગ્ય બતાવે છે, જે નિંદનીય છે તેવા મિથ્યાત્વ અવિરતિ પ્રમાદ કષાય અને યોગ્ય જે કર્મ બંધનના હેતુઓ છે, તે નિયાણું તે લોકોની ઇચ્છા સહિત વર્તે છે, તે સનિદાન અર્થાત્ હું આ રીતે ધર્મ કરીશ, કે ઉપદેશ આપીશ, તો લોકો તરફથી મને બહુમાન તથા લોકોની વસ્તુઓ મળશે, આવા લોકોના કારણોને મુનિ મહર્ષિઓ ઉત્તમ સાધુઓ હોય, તે ચારિત્રમાં વિઘ્નરૂપ આ કૃત્યોને સમજીને કોઈ પણ જાતની આશંસા વાળું કૃત્ય ન કરે, (પણ નિર્મળ ભાવથી જ્ઞાન ભણે ચારિત્ર

પાળે) અથવા નિંદનીક વચનો ન બોલે જેમકે કુતીર્થિઓ પાપ વ્યાપારમાં રક્ત થએલા શીલથી ભ્રષ્ટ વ્રત રહિત કુડલ વેંટલ કરનારા છે, એવું અન્ય દર્શનીનું કુવર્ત્તન જોવાયા છતાં પોતે વિના કારણ પારકાના દોષ ઉઘાડનારા નિંદાના મર્મ ભેદનારા વચનો ન બોલે, તે સુધીર ધર્મીઓ છે

केसिंचि तक्काइं अवुज्झ भावं,
खुद्दंपि गच्छेज्ज असद्दहाणे
आउस्स कालाइयारं वघाए
लद्धाणुमाणे य परेसु अट्ठे ॥२०॥

પોતે બીજાનો અભિપ્રાય સમજ્યા વિના ઉપદેશ દેવા જાય તો પેલાને શ્રદ્ધા ન થતાં વિવાદ વતાં ક્રોધી થઈને ઉપદેશ દેનાર સાધુશ્રાવકના આયુષ્યને ઘટાડે અર્થાત્ અકાળે મૃત્યુ આણે, માટે પ્રથમ બીજાનો અભિપ્રાય સમજવાવાળે ધર્મોપદેશ બીજાને આપવો અથવા જીવાદિકનું સ્વરૂપ બતાવવું

ટી-કોઇ મિથ્યાદષ્ટિઓના કુતર્કથી પરિણમેલા પોતાના આગ્રહમાં દૃઢ થયેલાના વિતર્કો એટલે તેણે મતિ કલ્પનાથી કરેલા કુભાવને સરળ સાધુ કે શ્રાવક ન સમજતાં જૈન ધર્મ તેને સમજાવવા પ્રયત્ન કરતાં ન સમજે તો વખતે કડવું વચન

કહેતાં પણ તેને સમજે, અને વધારે બોલચાલ થતા સામેવાળો સાધુ શ્રાવકની હત્યા પણ કરાવે, જેમ પાલક પુરોહિતે ખધક મુનિનો વધ કરાવ્યો, તેજ ક્ષુદ્રત્વ બતાવે છે, તે અન્ય દર્શની જૈનોનુ કડવુ વચન સાભળીને કોપાયમાન થઇને બોલનારનું લાબુ આયુ પણ ટુકુ કરે, તેથી ધર્મ દેશના દેવા પડેલા પુરૂષના વિચારો જાણીને પછી ઉપદેશ કરવો તે આ પ્રમાણે-આ પુરૂષ કોણ ગજાદિ છે, કયા દેવને માનનારો છે, અથવા તેનુ મતવ્ય શું છે? કોઈ મતનો આગ્રહ છે કે નહિ, આ બધુ સમજીને તેને ઉચિત ઉપદેશ દેવો એ બધુ સમજયા વિના ઉપદેશ દેવા જતા પારકાને વિરોધનુ વચન કહેવા જતા પારકો પ્રાણ લે, એટલે આ લોકનું હિત બગડયું અને પોતે તેને મારવાનું નિયાણુ કરે, તો તેનો તથા સામેવાળાનો બગાડ થાય માટે બરોબર અનુમાનથી પરીક્ષા કરી પારકાઓને ઉપદેશ દેવાની યોગ્યતા વાળો બીજા જીવોને સાચા ધર્મનું જીવાદિક સ્વરૂપ પોતાના તથા પરના ઉપકાર માટે બતાવવુ

कम्मं च छंदं च विगिंच धीरे
विणइज्ज उ सव्वओ (हा) आयभाव
रुवे लुप्पंति भयावहेहिं
विज्जं गहाया तस थावरेहिं ॥२१॥

साधुओ पूजा के सत्कार विगेरेथी निरपेक्ष थईने तप अने चारित्र विगेरेने आराधवु, तेम विशेष निस्पृही थईने धर्मदेशना देवी, आ अभिप्रायथी कहे छे साधु उपदेश आपता वस्त्र पात्र विगेरे मळवानी आकांक्षा न राखे तेम पोतानी आत्म प्रशंसा (कीर्त्ति) न वांछे, तथा सांभळनारनुं मनखुश थाय तेवी राजकथानी विकथा के बीजाने ठगवानी कथा न कहे, तेम ते जे देवताने मानतो होय तेनी निंदा विगेरे न करे, बधा अनर्थो त्यागीने रागद्वेष विना सांभळनारना अभिप्रायने विचारी सम्यग्दर्शन विगेरेनु धर्मनु स्वरूप बतावे, तेम अनाकुल ते सूत्र अर्थ बरोबर समजीने अकषायी साधु रहे,

आहत्तहीयं समुपेहमाणे
सव्वेहिं पाणेहि णिहाय दंडं
णो जीवियं णो मरणाहिकंखी
परिव्वएज्जा वलया विमुक्के
(मेहावी वलयविप्पमुक्के) ॥२३॥

आहत्तहीयं नाम त्रयोदशमध्ययनं
समत्तं (गाथा ५९१)

સાચા ધર્મને દેખતો બધા પ્રાણીઓને દુ ખ દેવાનું છોડીને જીવિત મરણની આકાક્ષા છોડી ચારિત્ર પાળે, અને સસાર બ ધનથી મુકત થાય, અથવા બુદ્ધિમાન સાધુ માયા છોડીને મોક્ષમા જાય,

બધા અધ્યયન સમાપ્ત કરવા સાર કહે છે

આહત્તહીય વિગેરે યથાતથ્ય (સાચો ભાવ) ધર્મ માર્ગ સમવરણ એ ત્રણ અધ્યયનનો સાર સૂત્રમા આવેલ સમ્યક્ત્વ અથવા ચારિત્ર તેને દેખતો વિચારતો સૂત્ર તથા અર્થને સારી રીતે ક્રિયા કરવા વડે પાળતો સ્થાવર જ ગમ બધા જીવોમા જે સૂક્ષ્મ બાદરના ભેદ છે, તે પૃથ્વી કાય વિગેરેને દ ડ દેવાય છે તે જીવહિસાની ક્રિયાને છોડીને પોતાનો જીવ જાય તો પણ સાચાધર્મને ઓળ ગવો નહિ, તે કહે છે, અસ યમ જીવિત કે લાબો કાળ જીવવાની ઈચ્છા સ્થાવર જ ગમ જીવોની હિંસા કરીને ન રાખે, તેમ પછી પહની વેદનાથી ક ટાળીને વેદના સહન ન થાય તો પાણીમા અગ્નિમા કે ઉંચેથી ભૂસકો મારીને બીજા જીવોને પીડા કરીને મ વાની પણ ઈચ્છા ન રાખે, આ પ્રમાણે સાચો ધર્મ ઈચ્છતો જીવહિંસા છોડી જીવિતમરણ ન ઇચ્છતો ઉદ્યુત વિહારી બનીને બુદ્ધિમાન સાધુ મોહનીય કર્મની માયામા ન વીંટાતો સ યમ પાળી મોક્ષમા જાય, તેરમુ અધ્યયન યાથાતથ્ય નામનું પુરૂ થયું

## ગ્રંથ નામનું ચૌદમું અધ્યયન કહે છે.

તેરમું કહ્યું, હવે ચૌદમું શરૂ કરે છે, તેનો આ પ્રમાણે સબંધ છે, આ આતરારહિત (તેરમા) અધ્યયનમા યાથાતથ્ય એટલે શુદ્ધ ચારિત્ર કહ્યુ અને તે બાહ્ય અભ્યંતર- ગ્રંથ (ગાંઠ) ધન તથા કષાય વિગેરે ત્યાગવાથી શોભે છે, તે પરિગ્રહ ત્યાગવાનું આ અધ્યયન છે, આવા સબંધે આવેલા આ અધ્યયનના ચાર અનુયોગદ્વારો ઉપક્રમ વિગેરે થાય છે, તેમા ઉપક્રમ દ્વારમા બતાવેલો અર્થાધિકાર આ પ્રમાણે છે, બાહ્ય અભ્યતર બને પ્રકારનો ગ્રંથ પરિગ્રહ) ત્યાગવો, નામ-નિષ્પન્ન નિક્ષેપામા આદાન પદથી અને ગુણ નિષ્પન્નપણાથી ગ્રંથ એવું આ અધ્યયનનું નામ છે તે ગ્રંથને અધિકારે નિર્યુક્તિકાર કહે છે

गथो पुव्वुद्दिट्ठो दुविहो सिस्सो य होति णायव्वो
पव्वावण सिक्खावण पगय सिक्खावणाएउ ॥ नि. १२७॥

ગાથા—દીક્ષા પૂર્વે કહેલો છે, તે ગ્રંથ ગ્રહણ કરનાર શિષ્ય બે પ્રકારનો છે દીક્ષા લેનાર અને પછી દશ પ્રકારની સમાચારી શીખનાર છે દીક્ષાની વાત પૂર્વે કહી છે, અહીં શિક્ષા લેવી અને તે પ્રકારે ચાલવાનું છે,

ટીકા અર્થ—ગ્રંથ દ્રવ્ય અને ભાવ એમ બે ભેદોથી ક્ષુલક નૈર્ગ્રન્થ્ય નામના અધ્યયનમા ઉત્તરાધ્યયન સૂત્રમા વિસ્તારથી કહેલ છે, પણ અહીં તો બને પ્રકારની દ્રવ્ય

અને ભાવથી ગાડ જે શિષ્ય છોડી દે અથવા જે શિષ્ય આચારાગાદિ ગ્રંથ (સૂત્ર) જે શીખે, તે કહેશે તે શિષ્ય બે પ્રકારે જાણવો, (૧) દીક્ષા આપવી, (૨) ભણાવવો, જેને દીક્ષા આપીએ કે સૂત્ર ભણાવીએ તે બે પ્રકારનો શિષ્ય જાણવો પણ અહીં શિક્ષા ભણાવવાનો અધિકાર છે, તે કહે છે,

सो सिरखगो य दुविहो गहणे आसेवणा य णायव्वो
गहणमि होति तिविहो सुत्ते अत्थे तदुभए अ ॥नि १२८॥

તે શિક્ષા ગ્રહણ કરનાર બે પ્રકારનો શિષ્ય છે, પ્રથમ શિખામણ લે, અને પછી તે પ્રમાણે વર્તે, તેમા પ્રથમ શિખામણ લેનાર ત્રણ પ્રકારે છે, સૂત્ર ભણે પછી અર્થ ભણે, કોઈ બને સાથે ભણે

आसेवणाय दुविहो मूलगुणे चेव उत्तरगुणे य
मूलगुणे पचविहो उत्तरगुण बारसविहो उ ॥नि १२९॥

સૂત્ર તથા અર્થ ભણ્યા પછી તે પાળવા માટે આસેવના (આચરણ) છે, તે બે પ્રકારે છે, તેથી આસેવના વડે શિષ્ય બે પ્રકારે થાય છે, એક તો મૂળ ગુણો (મહાવ્રતો)નું પાલન કરનાર છે, બીજો ઉત્તર ગુણ સબધી અનુષ્ઠાન કરનારો છે, તે મૂળ ગુણ પચમહાવ્રત તે પાચ પ્રકારે જીવહિંસા નિષેધ વિગેરે પાળનાર છે, તે મૂળગુણ સેવનાર શિક્ષક (શિષ્ય) છે, તેજ પ્રમાણે ઉત્તર ગુણમાં સારી રીતે નિર્દોષ પિંડ વસ્તુ

શોધીને લાવવાનો ગુણ ધરાવનાર ઉત્તરગુણ પાળનાર શિષ્ય છે, ઉત્તરગુણની ગાથા—

पिंडस्स जा विसोही समिईओ भावणा तवो दुविहो ॥
पडिमा अभिग्गहावि य उत्तरगुण मो वियाणाहि ॥१॥

આહારાદિ વિશુદ્ધિ જાણ, સમિતીઓ ભાવના દુવિધ તપ બાર પ્રતિમા અભિગ્રહ આણ, ઉત્તરગુણો તેનો કર ખપ ॥૧॥

અથવા બીજા ઉત્તર ગુણો છતાં વધારે સકામનિર્જરાનો હેતુરૂપ બાર પ્રકારનો તપ છે, તેથી તેને લીધો એટલે છ અભ્યંતર છ બાહ્ય એમ બાર ભેદે તપ કરે તે જાણવો.

શિષ્ય આચાર્ય વિના ન થાય માટે આચાર્યના ભેદો બતાવે છે

आयरिओऽवि य दुविहो पव्वावतो व सिक्खावतो य
सिक्खावतो दुविहो गहणे आसेवणे चेव ॥नि १३०॥

શિષ્યની અપેક્ષાએ આચાર્ય પણ બે પ્રકારના છે, એક દીક્ષાને આપે છે, બીજા ભણાવે છે, શીખવનાર પણ બે પ્રકારે છે, એક તો સૂત્ર પાઠ આપે છે, બીજા દશવિધ ચક્રવાલ સમાચારીની ક્રિયા સમજાવીને કરાવે છે,

गाहावितो तिविहो सुत्ते अत्थे य तदुभए चेव
मूलगुण उत्तरगुणे दुविहो आसेवणाए उ ॥नि. १३१॥

સૂત્ર—સમાચારીનો પાઠ આપનાર આચાર્ય પણ ત્રણ પ્રકારના છે, ૧ સૂત્ર ૨ અર્થ અને ૩ બંને આપનાર છે, આગે વના આચાર્ય મૂળ ગુણ મહાવ્રતો બરોબર પળાવે, અને બીજા ઉત્તરગુણોના સૂક્ષ્મના ભેદો પણ પળાવે

નામનિષ્પન્ન નિક્ષેપો પુરો થયો, હવે સૂત્રાનુગમમા સૂત્ર અટકયા વિના વિગેરેના ગુણવાળુ બોલવુ તે કહે છે

गंथं विहाय इह सिक्खमाणो,
उट्ठाय सुबंभचेरं वसेज्जा।
ओवायकारी विणयं सुसिक्खे,
जे छेय विप्पमायं न कुज्जा ॥सू. १॥

સસારની મોહરૂપ ગ્રંથિ છોડીને સાધુપણાની શિક્ષા માનનો નિર્મળ સયમ માટે તૈયાર થઈ–સારૂ બ્રહ્મચર્ય નવવાડવાળુ પાળતો રહે, અને આચાર્યની આજ્ઞા પ્રમાણે વર્ત્તી વિનય શીખે, અને તેનો ડાહ્યો સાધુ ધર્મ અનુષ્ઠાનમા જરી જરી રીતે પ્રમાદ ન કરે

આ પ્રવચનમા સસારનો (અસાર) સ્વભાવ જાણીને સારી રીતે સમજીને મુમુક્ષુ જેના વડે આત્મા (બળમા) ગુથાય તે ગ્રંથ—ધન ધાન્ય આદી સોનુ દાસ દાસી ઢોર વિગેરે છોડીને સાધુ બને તે ગ્રહણ આસેવન શિક્ષાને સમજીને

પાળતો નવ બ્રહ્મચર્યની વાડ સાથે સારી રીતે—બ્રહ્મચર્ય પાળે, અથવા સુબ્રહ્મચર્ય તે સયમ બરોબર પાળે, આચાર્યાદિની આજ્ઞામા જ્યા સુધી એકલવિહારની પ્રતિમા ન સ્વીકારે ત્યા સુધી રહે, અને તેમના કહેવા પ્રમાણે વર્તે, અને જેના વડે કર્મ નશ થાય તે વિનય બરોબર શીખે, અને આદરે તે ગ્રહણ અને આસેવન વડે વિનય કરે, (અને ઉત્તમ ગુણોને પ્રાપ્ત કરે) વળી છેક ડાહ્યો સાધુ સયમ અનુષ્ઠાનનું જે કાર્ય આચાર્ય બતાવે તે જુદુ જુદુ કાર્ય કરવામા પ્રમાદ ન કરે જેમ રોગી વૈદ્ય પાને દવાનીવિધિ સમજીને તે પ્રમાણે વર્તે તો કીર્તિ વધે અને નિરોગી થાય તે પ્રમાણે સાધુ પણ સાવદ્ય ક્ર ન (પૈસો વિગેરે ક્રોધ વિગેરે) ત્યાગીને અંશુભ-કર્મ રૂપ રોગ ત્યાગવાને દવારૂપ ગુરૂના વચનો માનીને તે પ્રમાણે વર્તતા બીજા સાધુઓ પાસે વાહવા મેળવી મોક્ષ મેળવે,

जहा दिया पोतमपत्तजातं,
सावासगा पविउं मन्नमाणं
तमचाइयं तरुणमपत्तजातं,
ढंकाइ अव्वत्तगमं हरेज्जा सू.॥२॥

પણ જે સાધુ આચાર્યની આજ્ઞા વિના એકલો ફરે તેના શું હાલ થાય તે સમજાવે છે, કે, જેમ પક્ષીનું બચ્ચું

પાખ પુરી આવ્યા વિના પોતાના માળામાથી ઉડવાની ઇચ્છા કરતા તેને પાખોના અભાવે તરફડતુ જોઇ ઢક વિગેરે પક્ષીઓ માસની પેશી સમજીને તેને હરીને મારી નાખે છે,

ટી-પણ જે સાધુ આચાર્યના ઉપદેશ વિના સ્વેચ્છાથી ગચ્છમાથી એકલો પડીને જુદો વિચરે તે ઘણા દોષોને મેળવે છે આ મતલબનું દૃષ્ટાન્ત બતાવે છે યથા (દૃષ્ટાન્ત બતાવવા માટે) જે પ્રકારે નાનુ પક્ષીનુ બચ્ચુ જેનાથી ઉડાય તે પાખના બે પાખડા પુ ૢ ન આવ્યા હોય (ન ઉગ્યા હોય) તે અપત્ત જાત કાચી પાખવાળુ બચ્ચુ પોતાના માળામાથી ઉડવાને ફાફા મારતા જેવુ જરા ટડે છે કે તેને માસની પેશી સમજીને અશક્ત બચ્ચાને ઢક વિગેરે ક્ષુદ્ર તે માસ ખાનારા પક્ષીઓ પોતાની ચાચથી ઉપાડીને મારી નાખે છે,

एवं तु सेहं पि अपुट्ठ धम्म,
निस्सारियं वुसिमं मन्नमाणा
दियस्स छायं व अपत्तजायं,
हरिंसु णं पावधम्मा अणेगे ॥सू३॥

તેમ આ નવા શિષ્યને ધર્મ પરિણત થયા વિનાનો કાચી ઉમરનો જુદો પડેલો જાણીને જેમ પક્ષીના બચ્ચાને ઢક પક્ષી વિગેરે હરી જાય તેમ આ નવા શિષ્યને અનેક પાપધર્મીઓ તેને કુમાર્ગે દોરે છે

ટીકા—આ પ્રમાણે દૃષ્ટાન્ત બતાવીને તેનો પરમાર્થ સમજાવે છે કે એ પ્રમાણે (તુ અન્વય વિશેષ બતાવે છે) પૂર્વે જેમ પક્ષીની કાચી પાંખ બતાવી, અહીં તેને બદલે વિશેષ આ છે કે તે અપુષ્ટ ધર્મપણાવાળો શિષ્ય છે, તેને સમજાવે છે કે જેમ કાચી પાંખવાળા પક્ષીના બચ્ચાને માળામાંથી ઉડવાના ફાંફા મારતુ જોઈ દુષ્ટ પક્ષીઓ તેનો શિકાર કરે તેમ આ નવો કાચી વયના દીક્ષિતને ભણ્યા વિનાનો તથા ધર્મમાં પરિણત થયા વિનાનો જાણીને પાખંડીઓ કે પાપધર્મીઓ તેને ફસાવે છે ફસાવીને તેને ગચ્છ સમુદ્રમાંથી જુદો પાડે છે, અને જુદો પાડી ઇંદ્રિયોની લોલુપતામાં પાડી પરભવની આસ્થા ઉડાડી હવે આપણે વશ થયો છે, એમ માનનારા તેની પાસે પાપ કરાવે છે, અથવા પુસિમ ચારિત્ર તે ચારિત્રને તે પાપીઓની શીખવણીથી નકામું માનતા જેમ પક્ષીના બચ્ચાને ક્રૂર પક્ષીઓ મારી ખાય છે તેમ આ નવા પડી ગયેલા સાધુને મિથ્યાત્વ અવિરતિ પ્રમાદ અને કષાયથી કલુષિત બનેલા આત્મા વાળાને પાપીઓ કુતીર્થિઓ સગાવહાલા કે રાજા વિગેરે ઘણા પુરૂષો તેને પૂર્વે હર્યા છે હરે છે, અને હરશે (અર્થાત લાલચમાં નાખીને નસા મા ફસાવી દુર્ગતિમા મોકલશે,) (ત્રણે કાલમા આવુ થાય છે માટે કાવ્ય ગાથામાં ભૂતકાળ લીધો છે) હવે કેવી રીતે તેને હરે છે તે કહે છે પ્રથમ પાખંડીઓ આ પ્રમાણે તે અગીતાર્થને કહે છે, "તમારા જૈન ધર્મમા અગ્નિ બાળવી, ઝેર ઉતારવુ, શિર્ષાછેદ વિગેરે

પ્રત્યયો (ચિન્હો) દેખાતા નથી, તથા અણિમાદિ આઠ ગુણવાળું ઐશ્વર્ય (લબ્ધિ) નથી, તથા જૈનધર્મને રાજાઓ વિગેરે માનતા નથી, વળી જૈન સૂત્રોમાં જીવોની અહિંસા બતાવે છે, અને જગત્ આખું જીવોથી ભરેલું છે, તેવી અહિંસા પાળવી મુશ્કેલ છે, વળી તમારામાં પવિત્રતા માટે સ્નાન વિગેરે નથી, આવા શઠના વાક્યો વડે ઇંદ્રજાળ જેવી મીઠી વાણીથી પાખંડીઓ ભોળા સાધુને ઠગે છે, તેમ સગા વિગેરે આવી રીતે કહે છે, તમા । સિવાય અમારો કોઈ પોષક નથી, તેમ અમારા પછવાડે બીજો નામ રાખનાર નથી, તુજ અમારે બધી વાતે માનનીય છે, તારા વિના બધું શૂન્ય દેખાય છે, વળી રાજાના ગાયન તે નૃત્ય વિગેરેનું આમંત્રણ આપી તેને ચારિત્ર ધર્મથી પાડી નાખે છે, એ પ્રમાણે રાજા વિગેરે પણ લલચાવી પોતાનો સ્વાર્થ સાધે છે, આ પ્રમાણે નવા દીક્ષિતને એકલો જાણીને અનેક પ્રકારે લલચાવી તેને હરે છે,

ओसाणमिच्छे मणुए समाहिं
अणोसिए णंतकरिति णच्चा
ओभासमाणे दविपस्स वित्तं
ण णिक्कसे बहिया आसुपन्नो ॥४॥

જે મનુષ્ય સમાધિ ઈચ્છે, તે ગુરૂ પાસે રહે, પણ જે ગુરૂ પાસે ન વસે તે કર્મનો અ ત ન કરે, માટે દ્રવ્ય (મોક્ષ) નું વ્રત વિચારીને બુદ્ધિવાન સાધુ ગચ્છથી બહાર ન નીકળે, (પણ ગુરૂ આજ્ઞામા રહી સ યમ પાળે)

ટી–આ પ્રમાણે એકલા સાધુને ઘણા દોષો થાય છે, એથી હમેશાં ગુરૂની ચરણ સેવામા રહેવુ, તે બતાવે છે, અવસાન–ગુરૂ પાસે રહેવુ તે જીદગી સુધી રહીને સમાધિ તે સારા અનુષ્ઠાન કરવાનુ ઈચ્છે, (નિર્મળ સ યમ પાળે) મનુષ્ય–સાધુ અહીં મનુષ્ય કોને કહે છે કે જે પ્રતિજ્ઞા લીધી તે પુરી પાળે, તેથી ગુરૂ પાસે હમેશા રહી સારા અનુષ્ઠાનરૂપ સમાધિ પાળવાની નિર્વાહ થાય, પણ તે સિવાય નહિ, તે બતાવે છે, ગુરુ પાસે અનુષિત ન બેઠેલો સ્વચ્છદે ચાલનારો સારા અનુષ્ઠાનરૂપ સમાધિ પ્રતિજ્ઞા લીધા પ્રમાણે પાળી શકતા નથી, તેમ કર્મોનો અ ત કરતો નથી,

એમ સમજીને સદાગુરૂ કુલ વાસમા રહેવુ તે વિનાનુ વિજ્ઞાન (બોધ) મશ્કરીરૂપ છે

न हि भवति निर्विगोपक मनुपासित गुरुकुलस्य विज्ञानम
प्रकटित पश्चाद्भाग पश्यत नृत्य मयूरस्य ॥१॥

ગુરૂકુલની ઉપાસના કર્યા વિનાનુ સાધુનુ વિજ્ઞાન નિર્વિગોપક (પ્રશસવા યોગ્ય) થતુ નથી, જેમકે મોરનો નાચ જુઓ તે સારો હોય છતા પણ પછવાડેનો ભાગ ઢાંકેલો

ન હોવાથી તે ખરાબ ભાગ દેખાતા મોઢા આગળનો નાચ પ્રશસવા યોગ્ય થતો નથી

તેજ પ્રમાણે બકરીના ગળામા વાલુક ( ) ને અટકેલુ દેખીને કોઈએ પગની પાનીથી ત્યા ઠોકર મારતા તે ગળે ઉતરી ગયુ, તેથી બકરી સારી થયેલી જોઇને વૈદ્ય પાસે શીખ્યા વિના દેખવા માત્રથી કોઇ વૈદ્ય બનેલો રાજાની રાણીને ગળામા ગાંઠ થયેલી જોઇને તેણે પગની પાનીથી ગાળીને લાત મારતા તે મરી ગઈ (પોતે ઇનામને બદલે ફાસીએ ચઢ્યો) (આ બકરીને બદલે બીજે સ્થળે ઊંટની વાત છે અને તે પ્રમાણે કરતા ઊંટ વૈદાના નામથી ઓળખાય છે) આવા કેટલાક દોષો ગુરૂ પાસે શીખ્યા વિનાના શિષ્યને સસાર વધારનારા હોય છે, આ પ્રમાણે સમજીને મર્યાદામા રહીને ગુરૂ પાસે રહેવુ તે બતાવે છે, સારી રીતે વર્તીને મુક્તિ જવા યોગ્ય સાધુએ રાગદ્વેષ તજેલા સર્વજ્ઞ પ્રભુના સત અનુષ્ઠાન આચરીને પોતે ધર્મકથા કહેતા બીજાને બતાવે, તેથી ગુરૂ કુલવાસ બહુ ગુણોનો આધાર છે, માટે સમજી સાથી કે ગુરૂ પાસેથી જુદો પડીને સ્વેચ્છાચારી ન થઇએ, જે આશુપ્રજ્ઞ–બુદ્ધિવાળો શિષ્ય ગુરૂ પાસે રહીને વિષય કષાયો વડે આત્મા જીતાય છે, તેથી તે બન્નેને ગુરૂના ઉપદેશથી કે પોતે તેના માઠા ફળ સમજીને છોડે છે, અને સમાધિમા રહે છે, આ પ્રમાણે જે સાધુ દીક્ષા લઇને રોજ

गुरु कुळवासमा रहेतो स्थान शयन आसन विगेरेमा उप योग राखे छे, ते उपयोग राखवा थी जे गुणो थाय ते बतावे छे

जे ठाणओ य सयणासणे य,
परक्कमे यावि सुसाहुजुत्ते
समितीसु गुत्तीसु य आयपन्ने,
वियागरिते य पुढो वएज्जा ॥५॥

स्थाने रही काउसग्ग स्थिरताथी करवो सुता बेसता उठता जयणामा सुसाधुने योग्य पराक्रम फोरवे, तथा समिति गुप्तिमा प्रज्ञा मेळवीने गुरुनी कृपाथी पोते समजीने बीजाने पण जुदी जुदी रीते केम पाळवी तथा तेथी शुं लाभ थाय ते बतावे छे

टी–जे सगारथी बोध पामीने दीक्षा लइने हमेशा गुरु कुलवासमा स्थानमा रहीने शयन आसन तथा तप चारित्रमा पराक्रमी बनीने सुसाधु ते उद्युक्त विहारथी नव कल्प पाळनारना जे आचारो छे, ते पाळनार छे ते सुसाधु युक्त छे एटले जेवी रीते सुसाधु जमीनने नजरे जोइ पुंजी प्रमार्जीने पछी काउसग्ग करे छे, अने काउसग्गमा मेरु पर्वत माफक हाल्या विना शरीरथी

(નિર્ગ્રંથ) રહે છે તથા શયન કરતાં પહેલાં પ્રથમ સંથારો તથા જમીન તથા પોતાના શરીરને દેખી પ્રમાર્જીને ગુરૂએ આજ્ઞા આપેથી સુએ, તથા સુતાં પણ જાગતા માફક સુએ, પણ અત્યંત એદી માફક ન સુએ, એ પ્રમાણે આસન વિગેરે ઉપર ઉઠતાં બેસતાં પણ શરીરને સંકોચી સ્વાધ્યાય તથા ધ્યાનમાં તત્પર સુસાધુએ રહેવું, આ પ્રમાણે સુસાધુને યોગ્ય બધી ક્રિયામાં યુક્ત રહી ગુરૂકુળમાં રહેલો પોતે પણ સુસાધુ થાય છે, વળી ગુરૂકુળ વાસમાં રહેતા ઈર્યા સમિતિ વિગેરે પાંચેમાં ઉપયોગપૂર્વક ક્રિયા કરે, તથા ત્રણ ગુપ્તિમાં અનુપયોગ ત્યાગી લક્ષ રાખી મન વચન કાયાને સ્થિર કરે, આ સમિતિ ગુપ્તિ સંબંધી ઉત્પન્ન થયેલી પ્રજ્ઞાવાળો તે આગત પ્રજ્ઞ અર્થાત્ કરવા ન કરવાનો વિવેક સમજનારો પોતાની મેળે થાય છે, અને ગુરૂની કૃપાથી સમિતિ ગુપ્તીનું સ્વરૂપ પોતે સમજીને બીજાને પણ તે કેમ પાળવી તથા તેનું ફળ શું થાય તે બતાવે છે

सद्दाणि सोच्चा अदु भेरवाणि
अणासवे तेसु परिव्वएज्जा
निद्दं च भिक्खू न पमाय कुज्जा
कहंकहं वा वितिगिच्छ तिन्ने ॥६॥

સારા કે માઠા શબ્દો સાંભળીને તેમાં આશ્રવ (રાગદ્વેષ) ન લાવતો વિચરે, તથા ઉત્તમ સાધુ નિદ્રા પ્રમાદ ન કરે, તથા કોઈ કોઈવાર મનમાં ભ્રાંતિ થાય તો ગુરૂ સમાધાન કરી લે, (પોતે તરે બીજાને તારે)

ટીકાઈર્યા સમિતિ વિગેરે પાળનારે જે કરવું તે બતાવે છે, વેણુ વીણાના મધુર શબ્દો જે કાનને વહાલા લાગે તેવા અથવા ભેરવ ભયાનક કે કાનમાં શૂળ ઘોંચે તેવા કઠોર કર્કશ શબ્દો સાંભળીને સારામાઠા શબ્દોથી રાગદ્વેષરૂપ આશ્રવ થાય, તે ન લાવે તે અનાશ્રવ છે, અર્થાત્ અનુકૂળ પ્રતિકૂળ શબ્દો કાનમાં આવતાં અનાશ્રવ-મધ્યસ્થ રાગદ્વેષ રહિત બનીને પરિવરે વિહાર કરે, સંયમના અનુષ્ઠાન કરે, તથા નિદ્રા કે પ્રમાદ સારો સાધુ ન કરે તેનો પરમાર્થ આ છે કે શબ્દોનો આશ્રવ રોકવાથી વિષય પ્રમાદ ત્યાગ્યો નિદ્રા નિરોધથી નિદ્રાનો પ્રમાદ છોડ્યો, અને પ્રમાદ શબ્દથી વિકથા કે ક્રોધાદિ કષાય ન કરે, આ પ્રમાણે ગુરૂકુલવાસથી સ્થાન શયન આસન સમિતિ ગુપ્તીમાં વિવેક શીખીને સર્વે પ્રકારના પ્રમાદો છોડીને ગુરૂ ઉપદેશથી જ કોઈ કોઈવાર વિચિકિત્સા-ચિત્તમાં જે વિકલ્પો થાય તેનાથી તરે, અર્થાત્ તેને દૂર કરે, અથવા મેં ગ્રહણ કરેલો મહાવ્રતરૂપી ભાર મારે કવી રીતે પાર ઉતારવો, એવી ઢીલાશ થાય તો તે ગુરૂ મહારાજના બોધ તથા સહાયથી દૂર થાય, અથવા કંઈ કંઈ મનમાં

શકાઓ થાય અને મન ડોળાય તો તે બધીએ ગુરૂ પાસે. રહેવાથી દૂર થાય, અને પોતે સ્થિર થઈને બીજાઓની પણ ભ્રાતિઓ દૂર કરે,

डहरेण वुड्ढेणऽणुसासिए उ
रातिणिएणावि समव्वएणं।
सम्मं तयं थिरतो णाभिगच्छे
णिज्जंतए वावि अपारए से ॥७॥

નાનો કે મોટો સાધુ કોઈની ભૂલ થતા તેને શીખામણ આપે, કે રત્નાધિક કે સરખી વયનાએ પ્રમાદ સુધારવા તેને કહ્યુ હોય, તો સ્થિરતા ધારીને તે ન સ્વીકારે પણ સામો ક્રોધ કરે, તો તે હઠ કરવાથી સસારથી પાર ન થાય,

ટી-વળી તે ગુરૂ પાસે રહેલો કોઈ વખત પ્રમાદથી સ્ખલિત થાય (ભૂલે) તે વખતે ઉમરે કે ચારિત્ર પર્યાયે નાનાએ ભૂલ સુધારી ટોકયો હોય, અથવા વયે કે પર્યાયે મોટાએ શિખામણ આપી હોય, કે "તમારા જેવાએ આવી ભૂલ કરવી યુકત નથી" અથવા રત્નાધિક—ચારિત્ર પર્યાયે કે શ્રુતથી મોટાએ અથવા સરખી ઉમરનાએ ભૂલ સુધારવા કહ્યુ હોય, તે વખતે સાભળનારને ક્રોધ ચડે કે હુ આવા ઉત્તમ કુળનો સર્વને માન્ય છતા આવો રાકડો નીચા કુળમા જન્મીને મને ધમકાવે, તેવુ

માની પોતાની ભૂલનું મિથ્યામે દુક્કડ ન બોલે, તેમ ભૂલ પણ ન સુધારે અને આવું ફરી નહીં કરૂં એવું તેની શિખામણથી ન સ્વીકારે, પણ ઉલટો જવાબ દે, તેથી આ હઠાગ્રહી સાધુ ક્રોધ કરી ભૂલ ન સુધારવાથી સંસારથી પાર ન જાય, અથવા આચાર્ય વિગેરે તેને સદુપદેશથી પ્રમાદથી દૂર કરી મોક્ષમાં લઈ જવા ઉદ્યમ કરાવે તો પણ ભૂલ ન સુધારવાથી સંસાર સમુદ્રથી પાર ન જાય,

विउट्ठितेणं समयाणुसिट्ठे
डहरेण वुड्ढेण उ चोइए य
अच्चुट्ठियाए घडदासिए वा
अगारिणं वा समयाणुसिट्ठे ॥८॥

કોઈ અન્યદર્શનીએ ભૂલેલા સાધુને જૈનસિદ્ધાંત અનુસાર બોધ આપ્યો હોય તેમ નાના મોટાએ પ્રેરણા કરી હોય, તથા હલકા કૃત્ય કરનારી કે પાણીયારીએ ધમકાવ્યો હોય તો પણ ક્રોધ ન કરે, જેમ ગૃહસ્થો પોતાનું કામ પુરૂં કરતા સુધી મંડયા રહે તેમ સાધુએ પણ ભૂલ સુધારી લેવી, પણ મનમાં ખોટું લગાડવું નહિ,

ટી-સ્વપક્ષ (પોતાના) સાધુ પ્રેરણા કરે, તેવુ કહીને હવે; સ્વપર એ બંનેની પ્રેરણાનું કહે છે, વિરૂદ્ધ ઉત્થાને ઉઠેલો તે વ્યુત્થિત-કુમાર્ગે ચડેલો સાધુ તેને કોઇ પરતીર્થિક કે ગૃહસ્થ કે મિથ્યાદૃષ્ટિ તેમાના કોઇએ ભૂલેલા સાધુને કહ્યુ કે તમારા જૈન સિદ્ધાતમા આવો અનાચાર નથી કહ્યો છતા કેમ કરો છો ? અથવા તે પ્રમાદમા પડેલા સાધુને બીજા કોઈ વ્યુત્થિત (પતિત) થયેલા એ કહ્યુ હોય કે આપણા જૈન આગમમા આમ કહ્યુ છે માટે તમે તે પ્રમાણે વર્તો, મુળ ગુણ કે ઉત્તર ગુણમા જે ભૂલ થતી હોય તે આગમનો પાઠ બતાવી શીખામણ આપે કે આમ ઉતાવળે દોડવાનુ સાધુને જૈન ધર્મમા કહ્યુ નથી અથવા મિથ્યાદૃષ્ટિ વિગેરેએ. અથવા નાના શિષ્યે કે બુઢાએ કોઈ સાધુનો આચાર બરોબર ન દેખતા તેને ધમકાવ્યો હોય, અથવા સરખી ઉમરવાળાએ ધમકાવ્યો હોય, મદના હલકામા હલકુ કામ કરનાર અવ્યુત્થિત અથવા દાસીની પણ દાસી કે જે પાણી ભરનારી હોય, આવા હલકા માણસો પણ જો ભૂલેલા સાધુને ભૂલ બતાવે તો તેના ઉપર ક્રોધ તે સાધુએ ન કરવો, તેનો પરમાર્થ આ છે કે અવ્યુત્થિતે કે કોપેલી બાઇએ પણ પ્રેરણા કરી હોય, તો પોતાનુ હિત સમજીને સારો સાધુ ક્રોધ ન કરે, તો પછી કોઇ સારો માણસ બોધ આપે તો તેના ઉપર સાધુ કેવી રીતે ક્રોધ કરે ? તેમજ ગૃહસ્થોનો પણ જે ધર્મ તે ભૂલે તો તેને પણ ઠપકો મળે,

तो पण क्रोध न करे, पण जे आरुच्युं होय ते पुरु करे तो ज छुटको थाय, तो मारी भूल मने बतावे तो मारु तेमां कल्याणज छे एम मानतो साधु मनमां पण जरा दुणाय नहि

ण तेसु कुज्झे ण य पव्वहेज्जा
ण यावि किंची फरुसं वदेज्जा
तहा करिस्संति पडिस्सुणेज्जा
सेयं खु मेयं ण पमाय कुज्जा ॥९॥

९ उत्तम साधुने ठपको आपता तेमना उपर क्रोध न करे न तेने मारवा जाय, तेम माठु कठोर वचन पण न कहे. पण एम बोले के आप जेवु सारु कार्य बतावो छो अने पूर्वाचार्य जे आचर्युं छे, तेवु करीश, ते मारु कल्याण छे, अने आ ठपकाथी बीजो पण प्रमाद नहि करे,

टी अ—आ प्रमाणे साधुने जैन के जैनेतरे भूल बतावी होय त्यारे तेमना उपर आत्मानुं हित मानीने क्रोधायमान न थाय, तेम कोईए महेणा मार्या होय छता तेना उपर पण क्रोध न करे,

आक्रुष्टेन मतिमता तत्त्वार्थ विचारणे मतिःकार्या
यदि सत्य कःकोपः स्यादनृत किं नु कोपेन ॥१॥

डाह्याने धमकावे छते तत्वार्थ विचारे बुद्धि धरे
साचो ठपको केम ज क्रोध, जूठा उपर न कोपे बोध-

કોઈ ધમકાવે ત્યારે બુદ્ધિમાને પોતાની બુદ્ધિ તત્વાર્થ શોધવામા મુકવી, જો સાચો ઠપકો હોય તો ક્રોધ શું કામ કરવો! ખોટો ઠપકો હોય તો પોતાને લાગુ ન પડવાથી શા માટે લક્ષ્ય આપવું! અર્થાત્ બને રીતે ક્રોધ ન કરવો.

તથા બીજો કોઇ પોતાના કરતા વધારે પાપી હોય તેવાએ પણ પ્રેરણા કરી હોય, તે જૈન ધર્મના આધારે કે લોક વ્યવહારની નીતિએ બોધ કર્યો હોય, તો પરમાર્થ વિચારીને તેના ઉપર ક્રોધ ન કરવો, તેમ તેને લાકડી વિગેરેથી પીડા ન કરવી, તેમ તેને કડવું લાગે તેવુ કઠોર વચન પણ ન કહે, પણ મનમા વિચારે કે મે જ્યારે આવું અકાર્ય કર્યું ત્યારે આવો માણસ પણ મને નિંદે છે,! જો તને નિંદાથી ખોટુ લાગતું હોય તો હવે આવુ અકાર્ય ન કરવું, પણ પૂર્વાચાર્યોએ જે પ્રમાણે સારૂ કાર્ય કર્યું છે તેવું મારે કરવુ, પણ અકાર્ય ન કરવુ, એ વાકય હું ગોખીને તે પ્રમાણે વર્ત્તીશ, એવી રીતે મધ્યસ્થ બનીને દરેકનું વાક્ય સાંભળીને સારૂ વર્ત્તન રાખે, અને અકાર્યનું મિથ્યાદુષ્કૃત દે, તથા તેમના આગળ બોલે કે આ મને ઠપકો નથી પણ મારૂ ખરૂ કલ્યાણ છે, આવી રીતે આપ ઠપકો આપશો તોજ સાધુ પ્રમાદ નહીં કરે, ન અકાર્ય કરશે,

वणंसि मूढस्स जहा अमूढा
मग्गाणुसासंति हितं पयाणं
तेणेव (तेणावि) मज्झं इणमेव सेयं
जं मे बुहा समणुसासयंति ॥२०॥

સૂ અ.—જેમ અટવીમા ભૂલેલાને ડાહ્યા માણસો ખરો રસ્તો બતાવે છે તેમ ભૂલતા સાધુને કોઇ હિતની વાત કહે તો તેણે ક્રોધ ન કરતા વિચારવુ કે આ ડાહ્યા માણસો મને સીધે રસ્તે ચડાવી મારૂ કલ્યાણ કરે છે,

ટી અ.—આ મતલબનું દૃષ્ટાન્ત આપે છે, ગહનવન–ભયકર અટવીમા દિશાની ભૂલવણીથી મતિ મુઝાતા કુમાર્ગે ચડેલાને દયાળુ મનવાળા અને સાચા જુઠા રસ્તાને જાણનારા હોય તે તેવા ભોમીયા માણસો કૃપા કરીને રસ્તા ભૂલેલાને સીધે રસ્તે ચડાવે, તેવા સારા નાહાનો વિવેક સમજનારાથી પોતાને ખરો રસ્તો મળવા બદલ પોતાનુ ભલુ માને, (તેમનો ઉપકાર માને) તેમ આપણને ભૂલતા કોઈ ઠપકો આપે તો તેના ઉપર ગુસ્સે ન થવુ, પણ આ મારા ઉપર ઉપકાર કરે છે તેમ માનવુ, કે આ ડાહ્યા પુરૂષો મને સીધે રસ્તે ચડાવે છે, જેમ દીકરાને બાપ સારે રસ્તે ચડાવે તેમ આ ઉપકારી પુરૂષો મારૂ કલ્યાણ કરે છે,

अह तेण मूढेण अमूढगस्स
कायव्व पूया सविसेसजुत्ता
एओवमं तत्थ उदाहु वीरे
अणुगम्म अत्थं उवणेति सम्मं ॥११॥

સૂ અ—જેમ માગ ભૂલેલાને સીધે રસ્તે ચડાવનારનો ઉપકાર માની વિશેષથી પૂજા કરવી, તેવી રીતે વીર પ્રભુ ઉપમા આપે છે કે સાધુને ભૂલતા કોઈ ઠપકો આપે તો તે સીધે રસ્તે ચડાવવા બદલ તેની પૂજા કરવી.

ટી. અ—વળી આ અર્થની પુષ્ટિ કરે છે, જેમ તે ભૂલા પડેલાં મૂઢને સારે માર્ગે ચડાવવાથી તેણે તે મારે રસ્તે ચડાવનારા ડાહ્યા પુરૂષ ભીલ વિગેરેનો પણ મોટો ઉપકાર માની તેની પૂજા વિશેષથી કરવી, આ પ્રમાણેજ વીર પ્રભુ કે ગણધર ભગવતો ખુબ વિચારીને કહે છે કે પ્રેરણા કરનારનો ભૂલેલા સાધુએ મોટો ઉપકાર માની તેની પૂજા (બહુમાન) કરતા વિચારવું કે આ દયાળુએ મને મિથ્યાત્વ રૂપી જન્મજરા મરણ વિગેરે અનેક ઉપદ્રવવાળા વનમાંથી સીધો રસ્તો બતાવી ઉગાર્યો, માટે મારે તેને વદન વિનય નમસ્કાર કરીને પૂજા કરવી, આ મતલબના ઘણા દૃષ્ટાન્તો છે,

गेहंमि अग्गिजालाउलंमि जह णाम डज्झमाणमि
जो बोहेइ सुयत सो तस्स जणो परमबंधू ।.१॥

ભડકાથી બળતા ઘરે, બળતો, બચાવા કોઇ
દુખ વેઠી જગાડે તો, તે પરમબંધુ લે જોઇ ॥૧॥
जह वा विससजुत्त भत्त निद्धमिह मोत्तुकामस्स ।
जोवि सदोस साहइ सो तस्स जणो परमबधू ॥२॥
વિષ નાખેલું હોય ભોજન, ઘીથી ભરેલું ખાતો જન
તેને ઝેરની વાત જે કહે–તે સાચો બંધૂ હૃદયે રહે ૨॥

णेता जहा अंधकारंसि राओ
मग्गं ण जाणाति अवस्समाणे
से सूरिअस्स अब्भुग्गमेणं,
मग्गं वियाणाइ पगासियंसि ॥१२॥

સૂ. અ. જેમ નાયક સમુદાય સાથે જાણીતા રસ્તે પણ જતા રાતમાં વાદળાના ગાઢ અંધકારથી રસ્તો જાણી શકતા નથી, (અને ફાંફાં મારે છે) પણ તે નેતા સૂર્ય ઉગતાં અંધારૂં દૂર થવાથી પ્રકાશમાં આજુ બાજુનો સબંધ જાણી રસ્તો જાણી લે છે,

ટી. અ. સૂત્ર કાવ્યથી આ બીજો દૃષ્ટાંત કહે છે, જેમ પાણીથી ભરેલા વાદળાની કાળાશથી અંધારી રાત્રિમાં વ્યાપેલા અંધકારમાં અટવી વિગેરેમાં રસ્તાનો જાણનારો લોભીયો પણ જાણીતા રસ્તે જતાં પણ અંધકારથી પોતાની હથેળીને પણ ન જોતો તે, માર્ગને કેવી રીતે ગોધે, ? પણ

તેજ-નેતા સૂર્ય ઉગતાં અંધકાર દૂર થતાં દિશાઓની ખબર પડતાં ખવરા ખાડાથી ઉંચા નીચા લાગો પ્રત્યક્ષ જણાતાં સીધો માર્ગને ગોધી લે છે, અને રસ્તાના દોષ ગુણોને સમજીને બધાને સીધે રસ્તે દોરે છે,

एवं तु सेहवि अपुट्ठधम्मे
धम्मं न जाणाइ अबुज्झमाणे
से कोविए जिणवयणेण पच्छा
सूरोदए पासति चक्खुणेव ॥१३॥

એ પ્રમાણે નવો શિષ્ય પણ ધર્મ બરોબર ન સમજવાથી તત્વરૂપ ધર્મને ન જાણે, પણ જિન વચનથી પંડિત થતાં તે સમજે, જેમ સૂર્ય ઉગતાં લોચનથી રસ્તો જાણે, તેમ આ સાધુ પણ આંખથી જોવા માફક નવ તત્વોને સમજે છે

ટી૦ અ૦ જેમ નેતા અંધકારથી છવાયેલી રાત્રિમાં ગહન અટવીમાં માર્ગ ન જાણે પણ સૂર્ય ઉગતાં અંધારું દૂર થતાં રસ્તો શોધી કાઢે, તેમ આ શિષ્ય પ્રથમ દિક્ષા લેતાં સૂત્રાર્થ ન જાણવાથી થોડો ધર્મ જાણવાથી શ્રુતચારિત્રરૂપ પુરો ધર્મ જે દુર્ગતિમાં જતા જીવોને ધારી રાખે છે, તે ન જાણવાથી અપુષ્ટ ધર્મી છે, વળી તે અગીતાર્થ હોવાથી સૂત્ર અર્થના પરમાર્થને ન જાણવાથી ધર્મ બરોબર સમજી ન

શકે, પણ તે જ શિષ્ય ગુરૂકુળવાસમા રહીને જિનેશ્વરના વચનો સાભળીને શીખીને નિપુણ થાય છે, તે જેમ અટવીનો નેતા સૂર્ય ઉગતા આખથી રસ્તો શોધી લે તેમ આ શિષ્ય અજ્ઞાન આવરણ દૂર થતા આખથી જોવા માફક જીવ અજીવ વિગેરે નવે પદાર્થો (તત્વો) ને દેખે છે તેનો સાર આ છે કે ઇંદ્રિયોની જોડે પદાર્થના સબધથી સાક્ષાત્‌પણે ઘડા વિગેરે આખથી ખુલ્લો પદાર્થો દેખાય છે, એ પ્રમાણે સર્વજ્ઞ પ્રભુના આગમથી ઝીણા રૂપા રહેલા તથા દૂર રહેલા સ્વર્ગ મોક્ષ દેવતા વિગેરે, તેને ખુલ્લે ખુલ્લા શકારહિત સમજાય છે, વળી કદાચિત્ આખથી દેખેલો આખની કસરથી પદાર્થ બીજી રીતે પણ (જૂઠો) દેખાય છે, જેમકે મારવાડની રેતીના રણમા સૂર્યના મધ્યાન્હના તડકામા પાણીની ભ્રાતિનો દેખાવ થાય છે, કેસુડાનો સમૂહ બળતા અગારા માફક દેખાય છે, પણ સર્વજ્ઞ પ્રભુના કહેલા સિદ્ધાતમા જરાપણ દોષ નથી, જો દોષ આવે તો સર્વજ્ઞપણામા હાનિ થાય, જિનેશ્વરે કહેલા સિદ્ધાતને અસર્વજ્ઞનો કહેલો સિદ્ધાત નિષેધ ન કરી શકે

उड्ढं अहेयं तिरियं दिसासु
तसा य जे थावरा जे य पाणा
सया जए तेसु परिव्वएज्जा
मणप्पओसं अविकंपमाणे ॥१४॥

સૂ —ઉંચે નીચે તીરછી દિશા તથા ખુણામાં જે ત્રસ કે સ્થાવર જીવો છે, તે બધાની રક્ષા કરતો વિચરે, કોઇને પીડા ન કરે, તેમ મનથી પણ ન ક્રતો દ્વેષ ન કરે,

ટીકા અ —શિષ્ય ગુરૂકુળવાસમા રહેવાથી નિશ્ચયે જિન વચનને જાણનારો થાય છે તેમા પંડિત થઇને સારી રીતે મૂળ ઉત્તર ગુણોને જાણે છે, તેમા પ્રથમ મૂળ ગુણોને આશ્રયી કહે છે, ઉંચે નીચે તીરછુ દિશા વિદિશાના આ ક્ષેત્ર આશ્રયી જીવોની રક્ષા બતાવી, હવે દ્રવ્યથી કહે છે, ત્રાસ પામે તે ત્રસ જીવો અગ્નિકાય વાયુકાય બે ઇંદ્રિયથી પચેંદ્રિય સુધી તથા જે સ્થાવર જીવો સ્થિર રહેવાના નામ કર્મોદયથી પૃથ્વી પાણી વનસ્પતિપણે ઉત્પન્ન થયેલા તથા તેના સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત ભેદો છે, અને દશપ્રાણ ધારવાથી પ્રાણી છે, તેમા (હમેશા આથી કાળથી વિરતિ બતાવી, એમ) જીવની રક્ષા કરતો વિચરે, નિર્મળ સંયમ પાળે, હવે ભાવ પ્રાણા તિપાતની વિરતિ બતાવે છે, સ્થાવર જંગમ પ્રાણીઓ ઉપર તેના અપકાર કે (બીજાના) ઉપકાર માટે મનથી પણ દ્વેષ ન કરે, તેને કડવુ વચન કહેવુ કે મારવુ તે તો દૂર રહો, તે દુઃખ દેનાર હોય તો પણ મનમા તેનું બુરૂં ન ચિંતવવુ, પણ અવિકંપમાન સંયમથી જરાપણ ન ખસતો સદાચારને પાળજે, આ પ્રમાણે યોગત્રિક કરણત્રિક વડે દ્રવ્ય ક્ષેત્રકાળ અને ભાવ વડે પ્રાણાતિપાતની વિરતિને સમ્યગ્ રીતે

છોડીને પાળે, એ પ્રમાણે બીજા મહાવ્રતો તથા ઉત્તર ગુણોને જાણવાથી તથા તે પ્રમાણે પાળવાથી સારી રીતે આરાધે;

**कालेण पुच्छे समियं पयासु**
**आइक्खमाणो दवियस्स वित्तं**
**तं सोयकारी पुढो पवेसे**
**संखा इमं केवलियं समाहिं ॥१५॥**

સૂ—યોગ્ય કાળમાં જીવોનું હિત કેમ થાય તેવું સારૂ અનુષ્ઠાન પૂછે, પછી તેના આગળ આચાર્ય વિગેરે મોક્ષ માર્ગનું વૃત્ત અનુષ્ઠાન સંયમ કહે, તે સાંભળીને વિચારીને આ કેવળી પ્રભુએ કહેલ સમાધિ મોક્ષના અનુષ્ઠાન છે, તે રત્ન માફક જુદું હૃદયમાં ધારી રાખે,

ગુરૂની પાસે વસતા વિનય બતાવે છે, સૂત્ર અર્થ કે બંને ભણવા હોય ત્યારે આચાર્ય વિગેરેનો અવકાશ સમય જાણીને (જન્મે તે પ્રજા જંતુઓ છે,) તે જંતુઓ વિષે ચૌદ પ્રકારનો ભૂત ગ્રામ (જીવ સમૂહ) નો સંબંધની વાત કોઇ પણ ભણાવનાર આચાર્ય વિગેરે જે સારી રીતે સંયમ પાળતા હોય, અને સારી રીતે બોધવાળા હોય તેમને પૂછે, તે પૂછે ત્યારે તેનો વિનય જોઇને આચાર્ય વિગેરે તેને ભણાવવા યોગ્ય સમજે, કેવા ભણાવનાર હોય તે કહે છે, મુક્તિ જવા યોગ્ય, ભવ્ય, રાગદ્વેષ રહિત, દ્રવ્ય—વીતરાગ અથવા તીર્થંકરના વૃત્ત—અનુષ્ઠાન સંયમ અથવા જ્ઞાન અ

વના તેનું કહેલું આગમ તેને કહેનાર હોય, તેવો ઉત્તમ આચાર્ય જ્ઞાન તથા સંયમ પાળનાર હોય તે મર્યાદા પૂર્વક માનનીય છે. કેવી રીતે ભણનારો માન આપે, તે કહે છે કે આચાર્ય વિગેરે જે કહે, તે કાનમાં સાંભળી લે તે શ્રોત્ર કરી; અને તેમની આજ્ઞા પામીને જે જુદું જુદું આચાર્ય વિવેચન કરે, તે હૃદયમાં રાખે, ચિત્તમાં વારી રાખે, શું ધારે તે બતાવે છે, સમ્યાય-બરોબર જાણીને આ કેવળી પ્રભુએ કહેલ સમાધિ-સન્માર્ગ સમ્યગ્ જ્ઞાન વિગેરે મોક્ષ માર્ગનું સ્વરૂપ આચાર્ય વિગેરે ગુરૂ બતાવે, તે ઉપદેશ સાંભળી તેમ વર્તીને હૃદયમાં જુદું સ્થાપે, (ભૂલી ન જાય)

अस्सिं सुठिच्चा तिविहेण तायी
एएसु या संति निरोहमाहु
ते एवमक्खंति तिलोगदंसी
ण भुज्जमेयंति पमायसंगं ॥१६॥

આ ધર્મ જાણીને તેમાં સ્થિર રહી ત્રણ વિધે ઉપર બતાવેલ જીવોનો રક્ષક અને તે શાંતિ છે, પાપોનો નિષેધ છે, તે આઠે કર્મનો નિરોધ કરે છે, તે ત્રિલોકદર્શી તીર્થંકરો છે, તેજ એવો જીવરક્ષાનો ઉપદેશ આપે છે, પણ ફરીથી પ્રમાદ-થાય તેવો ઉપદેશ ઇંદ્રિયોના સ્વાદનો આપતા નથી,

.ટી અ—વળી આ ગુરૂકુળવાસમાં રહેતા જે શ્રુત છે જે સાભળીને હૃદયમા ધારેલ સમાધિરૂપ મોક્ષ માર્ગમા સારી રીતે સ્થિર રહી ત્રિવિધ મન વચન કાયાના કૃત્યો,વડે કરવા કરાવવા અનુમોદવા વડે જે પાપ થાય તેનાથી, પોતાના આત્માને બચાવે તે તાયી (રક્ષક) અથવા જીવોને સદુપદેશ આપી બીજા જીવોનું રક્ષણ કરાવે, તેવી સ્વપર ત્રાયી– રક્ષક–છે તે સમિતિ ગુપ્તીવાળા સમાધિ માર્ગમા રહેલ છે તેને શાતિ થાય છે, રાગદ્વેષ સુખ દુ ખ દીનતા ગર્વ વિગેરે જોડકા દૂર થાય છે, તથા તેનો નિરોધ તે બધા કર્મનો ક્ષયરૂપ મોક્ષ તેને જાણનાર કહે છે, આવુ કોણ કહે છે, તે બતાવે છે ત્રિલોક ઉર્ધ્વ અધ તીરછો એ ત્રણ લોકને દેખે તે ત્રિલોકદર્શી તીર્થંકરો સર્વજ્ઞો છે, તે ઉપર બતાવેલ રીતિએ સર્વ પદાર્થોને કેવળ જ્ઞાન વડે દેખીને બીજાને કહે છે તેજ સમિતિ ગુપ્તિ વિગેરે વાળો સંસારથી પાર ઉતારવામા ધર્મ-કે સમાધિ બતાવે છે, પણ પ્રમાદ વધે તેવો મધવિષય વિગેરેના સબધ વાળો કુમાર્ગ કે અસમાધિ કરવાની તેમણે બતાવી નથી,

निसम्म से भिक्खु समीहियट्ठं
पडिमाणवं होइ विसारए य
आयाणअट्ठी वोदाणमोणं
उवेच्च सुद्धेण उवेति मोक्खं ॥१७॥

સૂ. ૧. તે ભિક્ષુ સાધુ સારા હિતનો અર્થ સાંભળી સમજીને ગુરૂની કૃપાથી તે પ્રતિભાવાળો વિશારદ (તત્વજ્ઞ) થાય છે, તે આદાન (ત્રણ રત્ન)નો અર્થી વોદાણ-તપ, મૌન-સંયમ મેળવીને શુદ્ધ નિર્દોષ પિંડ લેઈને કેવળ જ્ઞાન પામીને મોક્ષમાં જાય

ટી. ૧૭—તે ગુરૂકુળવાસી સાધુ દ્રવ્ય આત્માના હિતનું વૃત્તાંત સાંભળી સમજીને તે મોક્ષનો અર્થ માનીને હેય ઉપાદેયનો વિવેક બરોબર સમજીને હંમેશાં ગુરૂકુળવાસમાં રહેવાથી ઉત્પન્ન પ્રતિભાવાળો (તત્વજ્ઞ) થાય છે તથા સમ્યક્ સ્વસિદ્ધાંતના બોધથી સાંભળનારને યથાર્થ પદાર્થોનો વિશારદ સમજાવનારો થાય છે, મોક્ષાર્થી જીવ જે આદરે તે આદાન સમ્યગ્ જ્ઞાન વિગેરે છે, તે વડે જેને પ્રયોજન છે, અથવા તેજ પ્રયોજન છે, તે આદાનાર્થ છે, તે જેને હોય તે આદાનાર્થી તે આવી રીતે જ્ઞાનાદિનો પ્રયોજનવાળો વ્યવદાન-બાર પ્રકારનો તપ મૌન સંયમ-આશ્રવનો રોધ કરવો, તે તપ સંયમ બંનેને મેળવીને ગ્રહણ આસેવન રૂપ બંને પ્રકારની શિક્ષા યુક્ત સર્વત્ર પ્રમાદ રહિત પ્રતિભાવાળો વિશારદ શુદ્ધ-નિરૂપાધિ-ઉદ્ગમાદિ રહિત દોષ આહાર વડે આત્માનો નિર્વાહ કરતો બધા કર્મના ક્ષયરૂપ મોક્ષને મેળવે છે, ન उवेइ मारं કોઈ પ્રતિમાં પાઠ છે, તેનો અર્થ કહે છે, ઘણા પ્રકારે સ્વકર્મ વડે પરવશ થઈ જીવો

जेमा भरे, ते सार संसार छे, ते जन्म जरा मरण रोग शोकथी आकुळ छे, तेमा पोते शुद्ध मार्गथी आत्माने चलावे, तेथी ते संसारमा पोते न दसाय अथवा प्राण त्यागरूप मार छे, ते मारने घणी रीते पोते न पामे, (बची जाय) ते कहे छे, जे समकीतथी न पडे ते उत्कृष्टथी सात आठ भव सुधी मरे, पछी मोक्षमा जाय,

संखाइ धम्मं च वियागरंति
बुद्धा हु ते अंतकरा भवंति
ते पारगा दोण्हवि मोयणाए
संसोधितं पण्हमुदाहरंति ॥सू १८॥

सू अ—जेओ श्रुत चारित्र धर्मने समजी विचारीने बोले छे ते पंडित साधुओ मोक्षमा जाय छे, वळी तेओ स्वपर एम बंनेने कर्म बंधनथी मुकावीने संसारथी पार करनारा छे, वळी तेओ शुरु पासे विषय समजीने ज बीजा आगळ तेओ व्याख्यान आपे छे

टी अ—तेथी आ प्रमाणे गुरुकुल निवासीपणे धर्ममा सारी रीते रहेला बहुश्रुत प्रतिभावाळा अवसाविशारद (गीतार्थ संयम शील) साधुओ होय ते शु करे छे ते बतावे छे, सम्यक् कहेवाय, समजाय ते संख्या-सुबुद्धि छे,

તેના વડે પોતે ધર્મ સમજીને બીજાઓને તે પ્રમાણે શ્રુત ચારિત્ર સમજાવે છે, અથવા પોતાની તથા પારકાની શક્તિ જાણીને અથવા પર્ષદાની સ્થિતિ, અથવા કહેવાનો વિષય બરોબર સમજીને ધર્મોપદેશ કરે છે, આવા પ્રકારના તે પંડિત-સાધુ કાળનું સ્વરૂપ જાણનારા પૂર્વે ઘણા ભવોમા જે કર્મ બાંધ્યા હોય તેના અત કરનારા થાય છે, અને તેના ઉત્તમ પુરૂષો બીજાના પણ કર્મ દૂર કરવા સમર્થ હોય છે, તે બતાવે છે, તે યથાવસ્થિત ધર્મ બતાવનારા બનેના પરના તથા પોતાના કર્મપાશ મુકાવનારા અથવા સસારના સ્નેહની બેડી જે કર્મ બધન રૂપ છે તેને મુકાવી સસાર સમુદ્રથી પાર જનારા થાય છે, એવા ઉત્તમ તે સાધુઓ સમ્યક્ શોધિત આગળ પાછળમા વિરોધ ન આવે તેમ પ્રશ્ન-શબ્દ બોલે છે, તે આ પ્રમાણે પ્રથમ બુદ્ધિએ વિચારી આ પુરૂષ કોણ છે, કેવા વિષયને ગ્રહણ કરનારો છે, અથવા હું તેને કયો વિષય સમજાવી શકુ તેમ છે, આ પ્રમાણે પરીક્ષા કરી ઉપદેશ આપે, અથવા બીજો કોઈ કંઈ વિષય પૂછે, તે બરોબર વિચારીને ઉત્તર આપે,

आयरिय सया सागारिएण अत्थेण ग्ररिय मुणिएण
तो सघमज्झयारे ववहरिउ जे सुह होंति ॥१॥

આચાર્ય, પાસે સાભળી વિચારી ધારેલા અર્થને, સઘ મધ્યે વ્યાખ્યાન આપતા બોલનાર સાભળનારને સુખ થાય છે,

આ પ્રમાણે તે ગીતાર્થ ખરેખર રીતે ધર્મ કહેતો પોતાના તવા પરના તારક બને છે

**णो छायए णोऽवि य लूसएज्जा**
**माण ण सेवेज्ज पगासण च**
**ण यावि पन्ने परिहास कुज्जा**
**ण या ऽऽसियावाय वियागरेज्जा ॥१९॥**

બહુ ભણેલ હોય તો પણ ખરો અર્થ ન ઢાંકી દે, તેમ ખરો અર્થ બદલી ન નાખે, માન અહંકાર ન કરે, તેમ પોતાના ગુણો પોતે ન પ્રકાશે, પોતે ગીતાર્થ હોય અને સામેનો અગીતાર્થ હોય તો પણ તેની મશ્કરી ન કરે, તેમ કોઈને ધન પુત્ર આયુનો આશીર્વાદ ન આપે,

ટી અ—વળી વ્યાખ્યાન કર્તા વિષય બોલતા કોઈ વખત બીજી રીતે પણ અર્થ કરે, તેનો નિષેધ કરવા કહે છે, તે પ્રશ્ન સમજાવનાર સર્વ અર્થ (વિષયો) નો આશ્રય કરેલ હોવાથી રત્નના કંડીયા (ઉત્તમ દાબડા) સમાન અથવા કુત્રિકા આપણ (દેવી અધિષ્ઠિત સર્વ વસ્તુ વેચનારી દુકાન) જેવો હોવાથી તે ચૌદ પૂર્વ ભણેલો અથવા કોઈ નામી આચાર્ય પાસે ભણેલો બુદ્ધિમાન સાધુ વિષય સમજાવનારો કોઈપણ કારણે સાંભળનાર ઉપર કોપેલો હોય તો પણ સૂત્ર અર્થને ઉલટી રીતે ન કહે, અથવા પોતાના આચાર્યનું

નામ ન છુપાવે, ધર્મ કથા કરતા વિષયને બદલવો નહીં, અથવા પોતાની પ્રશંસા કરાવા માટે બીજાના ગુણોને છુપાવે નહિ, તેમ શાસ્ત્રાર્થને કુસિદ્ધાંત કે કુયુક્તિ વડે ઉલટો ન કહે, તેમ હું બધા શાસ્ત્રોનો જાણનાર કુ બધા લોકોને નમજનારો છુ, બધા સંશયોને દૂર કરનાર હું મુખ્ય છુ, મારા જેવો બીજો કોઇ હેતુ અને યુકિત વડે અર્થ (વિષય) નો સમજાવનાર નથી, એવું પોતાનું અભિમાન ન રાખે, તેમ હું બહુ શ્રુત (પંડિત) છુ કે તપસ્વી છુ, તેવું ન બોલે, (ચ શબ્દથી) વળી બીજુ કંઈ પણ પૂજા સત્કાર વિગેરેનું ચિન્હ ત્યજે, તથા પોતે ઘણું ભણેલ ગીતાર્થ હોય તો પણ બીજાની મશ્કરી થાય તેવું પરિહાસ વચન ન બોલે, અથવા કોઇ સાભળનારો તે વિષય ન સમજે, તો તેની મૂર્ખ કહીને મશ્કરી ન કરે, તેમ તું બહુ ધનવાળો થા દીર્ઘાયુષ્ય થા તેવુ વચન પણ ન બોલે, પરંતુ સાધુને યોગ્ય ભાષા સમિતિ વાળા થવુ,

भूताभिसंकाइ दुगुंछमाणे
 ण णिव्वहे मंतपदेण गोयं
ण किंचि मिच्छे मणुए पयांसु
 असाहुधम्माणि ण संवएज्जा ॥२०॥

જીવોની હિંસાથી ખેદ પામતો સાધુ જીવહિંસાના વાક્ય ન બોલે, ન તેવા મંત્રપદ શીખવે, તેમ મનુષ્ય (સાધુ) પ્રજા જીવોમાં અસાધુના ધર્મો-પાપોને ન બોલે, (દરેક વખતે ભાષા સમિતિ તથા વચન ગુપ્તિનો વિચાર રાખે,

ટી અ—શા માટે ગૃહસ્થોને આશીર્વાદ ન આપવો? તે કહે છે, ભુત-જીવો તેની હિંસાની શંકા થાય, માટે સાવદ્ય પાપવાળો આશીર્વાદ તેને નિહતો પોતે ન બોલે, તથા ગા-વાણી, તેનું રક્ષણ કરે માટે ગોત્ર મૌન કે વાક્સંયમ તેને મંત્રપદ (કુમંત્રની વિદ્યા) વડે દૂષિત ન કરે, અથવા જીવોના ગોત્ર-જીવિત-મંત્રપદ રાજા વિગેરેના ગુપ્ત ભાષણો વડે રાજા વિગેરેને ઉપદેશ આપવા વડે જીવ હિંસા ન કરાવે, અર્થાત્ રાજા વિગેરેને સાધુ હિંસકયજ્ઞ કે બળિદાનનો ઉપદેશ ન આપે, તથા જન્મે તે જંતુ પ્રજા-મનુષ્યોને ઉપદેશ આપતા ધર્મકથાથી લાભપૂજા સત્કાર વિગેરે ન ઇચ્છે, તથા કુસાધુઓને દાન આપવા વિગેરે ધર્મને ન બોલે, અથવા અસાધુને યોગ્ય ધર્મ પોતે ન બતાવે, અથવા, ધર્મકથા કરતા લોકોમા પોતાનિ બડાઈ કે પ્રશંસા ન કરે,

हासं पि णो संधति पावधम्मे
ओए तहीयं फरुसं वियाणे
णो तुच्छए णो य विकंथइज्जा
अणाइले या अकसाइ भिक्खू ॥२१॥

પોતે બીજાની હાંસી ન કરે, ન પાપ વ્યાપાર કરે, પોતે ઓજસ્વી હોય તો બીજાને સાચુ પણ અહિતકર કહેવુ વચન ન બોલે, તેમ બીજાનો તિરસ્કાર ન કરે, ન પોતાની બડાઈ કરે, તેમ અણાઈલ (નિસ્પૃહી) રહે તેમ કષાયોને ત્યાગી અકષાયી બને

ટી અ — જેમ બીજાને હાસ્ય ઉત્પન્ન થાય, તેવો શબ્દ ન બોલે, કે શરીરના અવયવ કે બીજી ચીજ વડે ચેષ્ટા ન કરે, તેમજ બીજા પાપ વ્યાપાર તે મન વચન કાયાથી પાપ વ્યાપારો ન સાધે, ન કરે, જેમકે આને છેદ, આને ભેદ, તથા જૈનેતરને મશ્કરી લાગે કે તેની પુષ્ટિ થાય તેવુ વાકય ન બોલે,

કોમળ શય્યામા સુવુ પ્રભાતે ઉઠીને દૂધની રાબડી પીવી, બપોરના જમવુ ત્રીજા પહોરે પીણું પીવું, દ્રાખ અને ખાંડ અડધી રાતે ખાવુ (પછી ધ્યાન કરવુ) કે જેથી અંતે મોક્ષ મળે આવુ શાકયપુત્ર ગૌતમ બુદ્ધ કહે છે, આવા વાકયોથી પરના દોષો ઉઘાડવા જેવા છે, તેથી પાપ બંધન જાણીને મશ્કરીમા પણ ન બોલે, તથા ઓજ—રાગદ્વેષ રહિત અથવા બાહ્ય અભ્યંતર ગ્રંથ ત્યાગવાથી નિષ્કિંચન બનેલો તથ્ય—પરમાર્થથી સત્ય હોય છતા પણ જો કઠોર વચન હોય તો બીજાના ચિત્તમા કલેશ થાય, - માટે જ્ઞપરિજ્ઞાથી જાણીને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી છોડે, અથવા રાગદ્વેષના વિરહથી

ઓજ (તેજસ્વી) સાધુ તથ્ય પરમાર્થવાળુ, અકૃત્રિમ, અવિશ્વાસઘાતક પુરૂષ કે જેનાથી કર્મના બંધનો અભાવ છે, અથવા નિર્મમત્વપણાથી તુચ્છ જીવોથી, દુ ખે કરીને પળાય તથા જેમા, અંત પ્રાંત આહાર ખાવાનો હોવાથી, સંયમ કઠણ છે, તેવું જાણે, સારા અનુષ્ઠાન કરીને અનુભવથી જાણે તથા સૂક્ષ્મ બુદ્ધિથી બીજા કરતા કંઇક વિશેષ સમજીને અથવા પૂજા સત્કાર વિગેરે પામીને તુચ્છ ન થાય, ઉન્માદ ન કરે, તથા પોતાને વખાણે નહિ, અથવા બીજો ન સમજે તો તેની વિશેષ હીલના ન કરે, તથા વ્યાખ્યાનના વખતમા કે ધર્મકથાના સમયમા અનાવિલ તે લાભ વિગેરેથી નિરપેક્ષ (નિસ્પૃહ) રહે, તથા હમેશા અકષાયી ક્રોધાદિ રહિત સાધુ બને, હવે વ્યાખ્યાનની વિધિ કહે છે,

संकेज्ज याऽसंकितभाव भिक्खू
विभज्जवायं च वियागरेज्जा
भासादुयं धम्मं समुट्ठितहि
वियागरेज्जा समयासुपन्ने ॥२२॥

જ્યા શકા જેવુ હોય ત્યા નિશ્ચયથી ન બોલે કે આમજ છે, તથા બીજાને શકા પડે એવુ ભીક્ષુ ન બોલે, પરંતુ કહેવાની વાત ખુલાસાથી સમજાવે, તેમ બે પ્રકારની, સત્યા તથા

અસત્યામૃષા ભાષા બોલે, તથા વિધિ પ્રમાણે વિહાર કરનારા ઉત્તમ સાધુ સાથે વિચરી રાગદ્વેષ રહિત થઈને સારી બુદ્ધિ હોય તેણે ધર્મોપદેશ આપવો.

ટીકાર્થ—સાધુ વ્યાખ્યાન કરતા પોતે પરોક્ષ જ્ઞાની હોવાથી અર્થ કરતા પોતાને શંકા ન હોય છતા કદાગ્રહમાં ઉદ્ધતપણું છોડી દુજ આ અર્થનો જાણ છુ પણ બીજો નથી એવુ ગર્વનું વચન ન બોલે અથવા ખુદ અશંકિત ભાવવાળુ વચન હોય, પણ પોતે એવી રીતે ન બોલે કે સામાવાળો શંકા ખાય, વિભજ્યવાદ તે જુદા અર્થના નિર્ણયવાદને કહે (જેમ બીજો સમજે તેમ જુદા શબ્દાર્થ કરીને સમજાવે) અથવા વિભજ્યવાદ-સ્યાદ્વાદ તે સ્યાદ્વાદને બધે ઠેકાણે સ્ખલાયમાન થયા વિના લોક વ્યવહારને વાધો ન આવે સર્વને માન્ય થાય તેવી રીતે પોતાનું અનુભવેલુ કહી બતાવે, અથવા અર્થોને જુદા પાડી બરોબર વાદ (કહેવાનું) કહે, તે આવી રીતે-નિત્યવાદ-દ્રવ્યાર્થ (મૂળ વસ્તુ) પણે બતાવે, સિદ્ધ કરે, અને પર્યાયોને અનિત્ય પણે બદલાતા સમજાવીને સિદ્ધ કરે તથા બધા પદાર્થો પોતાના દ્રવ્યક્ષેત્ર કાળ અને ભાવપણે સદાએ વિદ્યમાન છે, અને પર દ્રવ્યક્ષેત્ર કાળ ભાવપણે નથી, તેજ કહ્યુ છે.

सदेव सर्वं को नेच्छेत् स्वरूपादि चतुष्टयात्
असदेव विपर्यासान्न चेन्न व्यवतिष्ठते ॥१॥

ઓજ (તેજસ્વી) સાધુ, તથ્ય પરમાર્થવાળો અકૃત્રિમ અવિશ્વાસઘાતક પુરૂષ કે જેનાથી કર્મના બંધનો અભાવ છે, અથવા નિર્મમત્વપણાથી તુચ્છ જીવોથી દુ:ખે કરીને પળાય તથા જેમાં અંત પ્રાંત આહાર ખાવાનો હોવાથી સંયમ કઠણ છે, તેવું જાણે, સારા અનુષ્ઠાન કરીને અનુભવથી જાણે તથા સૂક્ષ્મ બુદ્ધિથી બીજા કરતાં કંઇક વિશેષ સમજીને અથવા પૂજા સત્કાર વિગેરે પામીને તુચ્છ ન થાય, ઉન્માદ ન કરે, તથા પોતાને વખાણે નહિ, અથવા બીજો ન સમજે તો તેની વિશેષ હીલના ન કરે, તથા વ્યાખ્યાનના વખતમાં કે ધર્મકથાના સમયમાં અનાવિલ તે લાભ વિગેરેથી નિરપેક્ષ (નિસ્પૃહ) રહે, તથા હમેશાં અકષાયી ક્રોધાદિ રહિત સાધુ બને, હવે વ્યાખ્યાનની વિધિ કહે છે,

संकेज्ज याऽसंकितभाव भिक्खू
विभज्जवायं च वियागरेज्जा
भासादुयं धम्मं समुट्ठितेहिं
वियागरेज्जा समयासुपन्ने ॥२२॥

જ્યાં શંકા જેવું હોય ત્યાં નિશ્ચયથી ન બોલે કે આમજ છે, તથા બીજાને શંકા પડે એવું ભીક્ષુ ન બોલે, પરંતુ કહેવાની વાત ખુલાસાથી સમજાવે, તેમ બે પ્રકારની સત્યા તથા

અસત્યામૃષા ભાષા બોલે, તથા વિધિ પ્રમાણે વિહાર કરનારા ઉત્તમ સાધુ સાથે વિચરી રાગદ્વેષ રહિત થઈને સારી બુદ્ધિ હોય તેણે ધર્મોપદેશ આપવો.

ટીકાર્થ—સાધુ વ્યાખ્યાન કરતાં પોતે પરોક્ષ જ્ઞાની હોવાથી અર્થ કરતાં પોતાને શંકા ન હોય છતાં કઠણ અર્થમાં ઉદ્ધતપણું છોડી હું જ આ અર્થનો જાણુ છું, પણ બીજો નથી એવું ગર્વનું વચન ન બોલે, અથવા શું કહે અશક્તિ ભાવવાળું વચન હોય, પણ પોતે એવી રીતે ન બોલે કે સામાવાળો શંકા ખાય, વિભજ્યવાદ—તે જુદા અર્થના નિર્ણયવાદને કહે (જેમ બીજો સમજે તેમ, ખુલ્લા શબ્દાર્થ કરીને સમજાવે) અથવા વિભજ્યવાદ—સ્યાદ્વાદ તે સ્યાદ્વાદને બધે ઠેકાણે સ્ખલાયમાન થયા વિના લોક વ્યવહારને બાધા ન આવે સર્વને માન્ય થાય તેવી રીતે પોતાનું અનુભવેલું કહી બતાવે, અથવા અર્થોને જુદા પાડી બતાવનાર વાદ (કહેવાનું) કહે તે આવી રીતે—નિત્યવાદ—દ્રવ્યાર્થ (મૂળ વસ્તુ)પણે બતાવે, સિદ્ધ કરે, અને પર્યાયોને અનિત્યપણે બદલાતા સમજાવીને સિદ્ધ કરે તથા બધા પદાર્થો પોતાના દ્રવ્યક્ષેત્ર કાળ અને ભાવપણે સદાએ વિદ્યમાન છે, અને પર દ્રવ્યક્ષેત્ર કાળ ભાવપણે નથી, તેજ કહ્યું છે,—

सदेव सर्वं को नेच्छेत्स्वरूपादि चतुष्टयात्
असदेव विपर्यासान्न चेन्न व्यवतिष्ठते ॥१॥

એજ (તેજસ્વી) સાધુ તથ્ય (પરમાર્થવાળો) અકૃત્રિમ, અવિશ્વાસઘાતક પુરૂષ કે જેનાથી કર્મના બંધનો અભાવ છે, અથવા નિર્મમત્વપણાથી તુચ્છ જીવોથી દુખે કરીને પળાય તથા જેમા અંત પ્રાંત આહાર ખાવાનો હોવાથી સંયમ કઠણ છે, તેવું જાણે, સારા અનુષ્ઠાન કરીને અનુભવથી જાણે તથા સૂક્ષ્મ બુદ્ધિથી બીજા કરતા કંઇક વિશેષ સમજીને અથવા પૂજા સત્કાર વિગેરે પામીને તુચ્છ ન થાય, ઉન્માદ ન કરે, તથા પોતાને વખાણે નહિ, અથવા બીજો ન સમજે તો તેની વિશેષ હીલના ન કરે, તથા વ્યાખ્યાનના વખતમાં કે ધર્મકથાના સમયમા અનાવિલ તે લાભ વિગેરેથી નિરપેક્ષ (નિસ્પૃહ) રહે, તથા હમેશા અકષાયી ક્રોધાદિ રહિત સાધુ બને, હવે વ્યાખ્યાનની વિધિ કહે છે,

संकेज याऽसंकितभाव भिक्खू
विभज्जवायं च वियागरेज्जा
भासादुयं धम्मं समुट्ठितहि
वियागरेज्जा समयासुपन्ने ॥२२॥

જ્યા શંકા જેવુ હોય ત્યા નિશ્ચયથી ન બોલે કે આમજ છે, તથા બીજાને શંકા પડે એવું ભીક્ષુ ન બોલે, પરંતુ કહેવાની વાત ખુલાસાથી સમજાવે, તેમ બે પ્રકારની સત્યા તથા

અસત્યામૃષા ભાષા બોલે, તથા વિધિ પ્રમાણે વિહાર કરનારા ઉત્તમ સાધુ સારો, વિચારી રાગદ્વેષ રહિત થઈને સારી બુદ્ધિ હોય તેવો ધર્મોપદેશ આપવો.

ટી અ—સાધુ વ્યાખ્યાન કરતાં પોતે પરોક્ષ નાની હોવાથી અર્થ કરતાં પોતાને શંકા ન હોય છતાં કઠણ અર્થમાં ઉદ્ધતપણું છોડી હું જ આ અર્થનો જાણું છું બધું બીજો નથી એવું ગર્વનું વચન ન બોલે. અથવા શું ક અશાંકિત ભાવવાળું વચન હોય, પણ પોતે એવી રીતે ન બોલે કે સામાવાળો શંકા ખાય, વિભજ્યવાદ તે જુદા અર્થનો નિર્ણયવાદને કહે (જેમ બીજો સમજે તેમ જુદા શબ્દાર્થ કરીને સમજાવે) અથવા વિભજ્યવાદ-સ્યાદ્‌વાદ તે સ્યાદ્વાદને બધે ઠેકાણે સ્ખલાયમાન થયા વિના લોક વ્યવહારને બાધા ન આવે સર્વને માન્ય થાય તેવી રીતે પોતાનું અનુભવેલું કહી બતાવે, અથવા અર્થોને જુદા પાડી બરોબર વાદ (કહેવાતું) કહે, તે આવી રીતે-નિત્યવાદ-દ્રવ્યાર્થ (મૂળ વસ્તુ)પણે બતાવે,-સિદ્ધ કરે, અને પર્યાયોને અનિત્યપણે બદલાતા સમજાવીને સિદ્ધ કરે તથા બધા પદાર્થો પોતાના દ્રવ્યક્ષેત્ર કાળ અને ભાવપણે સદાએ વિદ્યમાન છે, અને પર દ્રવ્યક્ષેત્ર કાળ ભાવપણે નથી, તેજ કહ્યું છે,

सदेव सर्वं को नेच्छेत् स्वरूपादि चतुष्टयात्
असदेवं विपर्यासान्न चेन्न व्यवतिष्ठते ॥१॥

થોડો, તથા વાકય લાબા દેડકાના અવાજ જેવા 'અર્કવિટ
નિકાપ્ટિક આકડાના ઝાડના સૂકા લાકડા દેખવામા ઘણા
પણ બળવાનો ગુણ થોડો એવુ આડ બરના વાકયો ન બોલે,
અથવા નિરૂદ્ધ-થોડા કાળમા સમજવાનુ તે વ્યાખ્યાન વ્યાક-
રણ તર્ક વિગેરેમા પ્રવેશ કરીને પ્રસકિત અનુપ્રસકિત (આડી
અવળી થોડી સબધવાળી વાતો) જોડીને લાબા કાળવાળું
ન કરે (કે સાભળનારો કટાળીને ઉઘે કે ભણવુ છોડી દે)

सो अत्थो वत्तव्वो जो भणइ अक्खरेहिं थोवेहिं
जो पुण थोवो बहु अक्खरेहिं सो होइ निस्सारो ॥१॥

એવો અર્થ કે વિષય કહેવો કે થોડા અક્ષરમા વર્ણ કહેવાય,
પણ જેમા અર્થ થોડા હોય અને વાકય લાબા અક્ષરના
હોય તે નિ સાર કહેવાનું થાય છે, અહીં ચઉભગી બતાવે
છે ૧ થોડા અર્થ થોડા વાકય, ૨ થોડા અર્થ ઘણા વાકય,
૩ ઘણો અર્થ ઘણા વાકય ૪ ઘણો અર્થ થોડા વાકય,
એમા અલ્પ અક્ષર અને અર્થ ઘણો હોય તે ચોથો ભાગો
પ્રશ નનીય છે

समालवेज्जा पडिपुन्नभासी
निसामिया समिया अट्ठदंसी
आणाइ सुद्धं वयणं भिउंजे
अभिसंधए पावविवेग भिक्खू ॥२४॥

કઠણ વિષય ખુલાસાથી સમજાવે, અને જેવો વિષય હોય તેવું-હેતુ યુક્તિ સહિત બોલે, ગુરૂ પાસે બરોબર સમજીને તે પ્રમાણે બીજાને સમજાવે; તથા જિન વચનની રીતિ સમજીને શુદ્ધ નિર્દોષ વચન બોલે, ઉત્સર્ગ અપવાદની વિધિ સમજી પાપનો વિવેક રાખીને સાધુ બોલે.

વળી થોડા અક્ષરોમાં ઘણો કઠણ વિષય ન સમજાતો હોય તો શોભન પ્રકારે તેના પર્યાય શબ્દો કહીને તેનો ભાવાર્થ સમજાવે, પણ થોડા અક્ષરો કહીને કૃતાર્થ ન માને, પણ જાણવા જોગ પદાર્થ કહેતા સાચો હેતુ યુકિત વિગેરેથી સાંભળનારની અપેક્ષા વિચારીને પ્રતિપૂર્ણ ભાષી પૂરૂ બોલનારો એટલે અસ્ખલિત અમિલિત અહીન અક્ષરો કહેનારો થાય, તથા આચાર્ય વિગેરેથી બરોબર અર્થ સમજીને શીખે તેવોજ બીજાને કહી બતાવનારો તે સમ્યગર્થ દર્શી છે, આવો બનેલો તે તીર્થંકરની આજ્ઞા-સર્વજ્ઞ પ્રણીત આગમના અનુસારે શુદ્ધ નિર્મળ-પૂર્વ અપર અવિરૂદ્ધ નિરવદ્ય વચન બોલતો ઉત્સર્ગની જગ્યાએ ઉત્સર્ગ અને અપવાદની જગ્યાએ અપવાદ તથા સ્વપર સિદ્ધાતનો અર્થ જેવો હોય તેવો કહે, આવી રીતે ગોઠવીને બોલતો સાધુ પાપનો વિવેક કરતો લાભ સત્કાર વિગેરેનો મોહ છોડી નિરપેક્ષપણે નિર્દોષ વચન બોલે, ફરીથી ભાષાની વિધિ કહે છે,

अहा बुइयाइं सुसिक्खएज्जा
जइज्जया णातिवेलं वदेज्जा
से दिट्ठिमं दिट्ठि ण लूसएज्जा
से जाणई भासिउं तं समाहिं ॥२५॥

ભગવાને કહેલું સિદ્ધાંત વચન સારી રીતે શીખે આદરે, તે પ્રમાણે વર્તે તથા વર્તાવે, પણ તે સમયનું ઉલ્લંઘન ન કરે, પોતે ભગવાનના વચનની શ્રદ્ધા કરી બીજાની શ્રદ્ધા ઓછી ન કરે, પણ વધારે, તેવો સાધુ જ્ઞાનદર્શન ચારિત્રરૂપ સમાધિ કહેવાનું બરોબર જાણે છે, ( અર્થાત્ તેજ ઉપદેશ આપે ),

ટી અ. જેમ તીર્થંકર ગણધર વિગેરેએ કહેવા પ્રમાણે વચનોને હમેશા બરોબર શીખે, એટલે ગ્રહણ શિક્ષા વડે સર્વજ્ઞના આગમોને શીખે અને આસેવન શિક્ષા વડે હમેશા ઉદ્યત વિહાર વડે પાળે, અને તે પ્રમાણે બીજાઓને વર્તવા ઉપદેશ કરે, અતિ પ્રસક્ત લક્ષણની નિવૃત્તિ માટે બતાવે છે, કે ગ્રહણ આસેવન શિક્ષાઓની દેશનામા પ્રયત્ન કરે. પોતે વર્તતો રહી જે જેનું કામ કરવાનું હોય કે જે જેનો અભ્યાસ કરવાનો હોય તે વેળાને ઉલ્લંઘીને ન કરે, અધ્યયન તથા કર્તવ્યની મર્યાદાને ન ઉલ્લંઘે,

તેમ સારું અનુષ્ઠાન ઉલઘે નહિ, અર્થાત્ ભણાવવાના વખતે ભણાવાનું તથા પડિલેહણ વિગેરે બીજી બધી ક્રિયા પોત પોતાના સમયે કરે, તે આ પ્રમાણે યથાકાળવાદી તથા યથા કાળચારી સમ્યગ્ દૃષ્ટિમાન્ તે યથાવસ્થિત પદાર્થોને માનતો દેશના કે વ્યાખ્યાન કરતાં દષ્ટિ-સમ્યગ્ દર્શનને દૂષણ ન લગાડે, તેનો ભાવાર્થ આ છે કે સાભળનાર પુરૂષને પ્રથમ જાણીને તેવી રીતે કહેવું પણ અપસિદ્ધાન્ત દેશના (સિદ્ધાન્ત વિરૂદ્ધ) ને છોડી જેમ જેમ સાંભળનારનું સમ્યક્ત્વ સ્થિર થાય (ધર્મમાં શ્રદ્ધા વધે) તેવું કરે, પણ શંકા ઉત્પન્ન કરીને તેને દૂષણ ન લગાડે, જે આવું સમજે તે સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર નામની સમાધિ અથવા તથ્યત્વ ચિત્ત વ્યવસ્થાન નામની સમાધિ જે જિનેશ્વરે કહેલ છે, તે કહેવાને યોગ્ય છે.

अलूसए णो पच्छन्नभासी
णो सुत्तमत्थं च करेज्ज ताई
सत्थारभत्ती अणुवीइ वायं
सुयं च सम्मं पडिवाययंति ॥२६॥

સિદ્ધાન્તના અર્થને ઉલટાવે નહિ, તેમ અપવાદ માર્ગનું વચન અપરિણત શિષ્યને ન કહે, પોતે સૂત્ર તથા અર્થને વિરૂદ્ધ રીતે ન બોલે કારણ કે પોતે જીવમાત્રનો રક્ષક છે,

સાભળનારની ભકિત વિચારી તેમની શ્રદ્ધા વધે તેમ બોધ કરે, તથા પોતે આચાર્ય વિગેરે પાસે શીખ્યો તેનું રૂપ ઉતારવા પોતે તેવી રીતે બીજાને ભણાવવા ઉદ્યમ કરે,

ટી વળી સર્વજ્ઞે કહેલા આગમને કહેતા ઉલટા વચનથી સિદ્ધાંતને દૂષણ ન આપે, તથા પ્રછન્ન ભાષી ન થાય તથા સર્વ જનોને હિત કરનારા નિર્દોષ વચનોને છાનું ન કહે, અથવા પ્રછન્ન–અપવાદના સિદ્ધાંત અપરિણુત સાધુને ન કહે, તેવા અપવાદના સિદ્ધાંત અપરિણુતને કહે થી તેને શ્રદ્ધા ન થતા અથવા કુમાર્ગે જતા તેને ગેરલાભ થાય છે, કહ્યુ છે કે—

अप्रशांतमतौ शास्त्रसद्भाव–प्रतिपादनम्
दोषायाभिनवोदीर्णे शमनीयमिव ज्वरे ।

બાળ બુદ્ધિવાળા શિષ્યને શાસ્ત્રનું ગુપ્ત રહસ્ય સમજાવવા જતા તેને દોષનું કારણ થાય છે, જેમ જોરમા આવેલા નવા તુર્તના તાવને ઉતારવા જો ઔષધ અપાય તો ફાયદાને બદલે નુકશાન કરે છે, વળી પોતાની મતિકલ્પનાથી સૂત્ર વિરૂદ્ધ ન કહે, કારણ તે સૂત્ર સ્વપરનુ ત્રાણ રક્ષક છે, અથવા પોતે સૂત્ર તથા અર્થને પોતે જીવોનો સંસારથી રક્ષણ કરનાર હોવાથી ઉલટું ન કરે,

પ્ર—શા માટે સૂત્ર બીજી રીતે ન કરવું ?

ઉ—પોતે પરહિતમાં એકાંત રક્ત છે, ઉપદેશક છે, તેના ઉપર જે ભક્તિ છે, તે લોકોનું બહુમાન વિચારીને " મારા આ બોલવાથી કદાચિત્ પણ આગમને બાધા ન થાય," એમ વિચારીને પછી વાદ કરે, તથા પોતે આચાર્ય વિગેરેથી જે શીખ્યો છે, તેની સમ્યક્ત્વની આરાધનાનેજ વળગી રહી પોતે આચાર્યનું દેવુ ચુકવવા માટે બીજાઓને તે પ્રમાણે શીખવીને શ્રદ્ધા કરાવે, પણ સુખશીલીયો કૃતાર્થ બનીને બેસી ન રહે, (ઉદ્યમ કરીને બીજાને ભણાવવામાં પ્રમાદ ન કરે)

से सुद्ध सुत्ते उवहाणवं च

धम्मं च जे विंदति तत्थ तत्थ

आदेज्ज वक्के कुसले वियत्ते

से अरिहइ भासिउं तं समाहिं ॥२७॥

त्तिबेमि इति ग्रंथनामयं

चउदस मज्झयणं समत्तं (गा.५१८)

આ ગ્રંથ અધ્યયનનો ઉપસંહાર કરે છે, તે સમ્યગ્‌દર્શનનો અલૂષક યથાવસ્થિત આગમનો પ્રણેતા બરોબર વિચારીને શુદ્ધ નિર્દોષ યથાવસ્થિત વસ્તુ કે અધ્યયન કહેવા વડે નિર્દોષ સૂત્ર કહે તે શુદ્ધ સૂત્ર છે, તથા ઉપધાન

તપશ્ચર્યા જે જે સૂત્રનો તપ શાસ્ત્રમા કહેલ છે, તે કરે તેથી ઉપધાનવાન છે, તથા શ્રુત ચારિત્ર નામનો ધર્મ છે તેને બરોબર જાણે, અને પ્રાપ્ત કરે, આજ્ઞાથી ગ્રાહ્ય અર્થ તે આજ્ઞાથી જ માનવો, અને હેતુથી મનાય તે હેતુથી માનવો, અથવા જૈન સિદ્ધાતનુ તત્વ જૈન સિદ્ધાંતમાથી બતાવવુ, પરનો અર્થ પરમાથી બતાવવો, અથવા ઉત્સર્ગ અપવાદના સિદ્ધાતનો અર્થ જેવો જેમા રહ્યો હોય તેવો ત્યા પ્રતિપાદન કરવો, આવા ગુણવાળો સાધુ આદેય (માનવા યોગ્ય) વાકયવાળો થાય છે, તથા કુશળ આગમ પ્રતિપાદનમા તથા સારા અનુષ્ઠાનમા હોય, તે પ્રકટ વિચારીને કરનારો છે, પણ અવિચારથી ન કરે, આવા ગુણોવાળો સાધુ સર્વજ્ઞ પ્રભુએ કહેલા જ્ઞાનાદિક કે ભાવસમાધિને બોલવા યોગ્ય થાય છે, પણ તેવા ગુણ વિનાનો બીજો બોલી ન શકે, આ પ્રમાણે સૂત્રાર્થ કહ્યો, નયો પૂર્વ માફક કહેલા સમજવા, ચૌદમુ અધ્યયન સમાપ્ત થયુ

## આદાન નામનુ પદરમુ અધ્યયન

ચૌદમુ અધ્યયન કહીને હવે પંદરમુ કહે છે, તેનો આ પ્રમાણે સબધ છે કે ગયા અધ્યયનમા બાહ્ય અભ્યતર બને પ્રકારનો ગ્રથ (પરિગ્રહ) છોડવાનુ કહ્યુ તે ગ્રથ ત્યાગવાથી આયત ચારિત્રી સાધુ થાય છે, તેથી જેવો આ સાધુ તેવુ આ સપૂર્ણ આયત ચારિત્રપણુ સ્વીકારે છે, તે

આ અધ્યયનથી બતાવે છે આ સબધે આવેલા આ અધ્યયનના ચાર અનુયોગદ્વારો ઉપક્રમ વિગેરે થાય છે, તેમા ઉપક્રમમા રહેલો અર્થાધિકાર (વિષય) આ છે, કે આયત (ઉપયોગવાળા) ચારિત્રવાળા સાધુએ થવું. (નિર્મળ સયમ પાળવુ) નામ નિષ્પન્નનિક્ષેપામા આદાનીય એવુ નામ છે, મોક્ષનો અભિલાષી બધા કર્મ ક્ષય કરવા માટે જે જ્ઞાન વિગેરે મેળવે છે, તે અહીં કહે છે, એ માટે આદાનીય એવું નામ સ્થાપ્યું છે, અને પર્યાય દ્વારવડે સુગ્રહ નામ સ્વીકારેલું છે એટલે આદાન તથા તેના પર્યાય ગ્રહણ શબ્દના નિક્ષેપા કરવાને નિર્યુક્તિકાર કહે છે,

आदाणे गहणमि य णिक्खेवो होति दोण्हवि चउक्को
एगट्ठ नाणट्ठ च होज्ज पगय तु आदाणे ॥ नि १३२॥

આદાન અને ગ્રહણ એક અર્થમા છે, માટે તે બનેનો નિક્ષેપો ચાર પ્રકારે છે, પણ ચાર નય પ્રથમના એક અર્થમા ચાલે છે, તેથી તે બને એકાર્થી છે પણ પાછલા ત્રણનય વડે જુદા જુદા અર્થ છે, પણ આપણે તો આદાન શબ્દનું કામ હોવાથી તે નામ રાખ્યું છે

ટી આ અથવા જમતીય એવું સૂત્ર ગાથાના પહેલા કાવ્યના પહેલા શબ્દવડે આ અધ્યયનનું નામ છે, અને તે આદાન પદ વડે આદિમાં લઈએ તે આદાન અને તેજ ગ્રહણ છે તે બે આદાન ગ્રહણ શબ્દોના નિક્ષેપા માટે

નિર્યુક્તિકાર કહે છે આદાન વિગેરે-કાર્યનો અર્થિ લે, તે આદાન (કર્મબિંપ્રયોગના હેતુ-પ્રત્યય) (અથવા કરણના અર્થમા) જેના વડે લઈએ ગ્રહણ કરીએ સ્વીકારીએ મનમા વિચારેલી વાત—તે આદાન છે. અને આદાનનો પર્યાય ગ્રહણ છે, તે આદાન ગ્રહણ બનેના નિક્ષેપાના બે ચોકડા થાય છે, નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ આદાન, તેમા નામ તથા સ્થાપના વધારે જરૂરના નથી, દ્રવ્ય આદાનમા વિત્ત (ધન) છે, કારણ કે ગૃહસ્થો બધા કાર્યો છોડીને ભારે શ્રમ વેઠી ધનને પેદા કરે છે, તે વડે અથવા બેપગા ચોપગા વિગેરે તે દ્રવ્ય વડે ખરીદાય છે

ભાવ આદાન—

ભાવ આદાન બે પ્રકારનું છે પ્રશસ્ત અપ્રશસ્ત—અપ્રશસ્તમા ક્રોધાદિનો ઉદય અથવા મિથ્યાત્વ અવિરતિ વિગેરે છે, પ્રશસ્તમા ઉત્તર ઉત્તરગુણની શ્રેણિ વડે વિશુદ્ધ અધ્યવસાયના કંડકનું ઉપાદાન (નિર્મળ ભાવ થવા) અથવા સમ્યગ્ જ્ઞાન વિગેરે પ્રકટ થાય તે, આ વિષય બતાવવા માટેજ આ અધ્યયન સમજવુ, એજ પ્રમાણે ગ્રહણમા પણ નૈગમ સંગ્રહ વ્યવહાર ઋજુસૂત્ર અર્થનયના અભિપ્રાય વડે આદાનપદ સાથે શક્ર ઇંદ્ર વિગેરેના એક અર્થવાળા શબ્દો છે, તેમ જાણવુ, પણ પાછલા ત્રણ નય શબ્દ સમભિરૂઢ ઈત્થંભૂત એ ત્રણ નયના અભિપ્રાય વડે જુદા જુદા શબ્દ આદાન તથા ગ્રહણ

હોવાથી અર્થ પણ જુદા જુદા થાય છે, પણ આપણી વાત તો અહીં આદાન વિષય સબંધી છે, માટે નામ આદાન રાખ્યું છે, અથવા જ્ઞાનાદિકને આશ્રયી આદાનીય નામ પણ છે,

ज पढमस्सतिए वितियस्स उ त हवेज्जआदिमि
एतेणादाणिज्ज एसो अन्नोवि पज्जाओ ॥नि. १३२॥

જે શ્લોકનો પહેલા પદનો પહેલો અને છેલ્લા પદનો છેલ્લો શબ્દ લઇને આદાનીય નામ રાખે, અથવા બીજા શ્લોકનો શરૂઆતમા હોય તે શબ્દ લેવાથી આદાનીય શબ્દ થાય છે, એટલે આદાનીય આ પર્યાય છે, (સંકલિકા નામની વ્યાખ્યા ટીકામા જુઓ)

ટી અ—આદાનીય અભિધાન (નામ)ની બીજી રીતે પણ પ્રવૃત્તિ નિમિત્ત માટે કહે છે, જે શ્લોકનુ પ્રથમ પદ હોય અને પાછલાનું છેલ્લુ પદ હોય, તે બંનેને છેલ્લા શબ્દોથી અર્થથી તથા બંનેથી થાય છે, અથવા બીજા શ્લોકની શરૂઆતમા અથવા તેના અડધાની આદિમા જે હોય તે આઘત પ૦ સદૃશપણે હોય તેથી આદાનીય થાય છે, આદાનીય નામની પ્રવૃત્તિનો આ પર્યાય અભિપ્રાય અથવા અન્ય વિશિષ્ટ જ્ઞાન વિગેરે આદાનીય તરીકે લીધેલ છે, કેટલાક આચાર્યો આ અધ્યયનના અંત તથા આદિપદોનું સંકલન (જોડાણ) કરવાથી સંકલિકા નામ રાખે છે,

આ સંકલિકા નામના પણ નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ સંકલિકા એવા ચાર નિક્ષેપા છે, તેમા દ્રવ્ય સંકલિકા

નિગડ(સાકળ)વિગેરેમા જાણવી,અને ભાવ સ કલિકા (સ કલના) તો ઉત્તરોત્તર વિશિષ્ટ અધ્યવસાયનું સ કલન (જોડાણ) છે એજ આ અધ્યયન છે, પ્રથમ તથા છેવટના પદનું જોડાણ કરે છે માટે, આ આચાર્યોના મતમા જેમ નામ-તે આદાન પદ વડે નામ છે, તેમ તે આદિમા જે પદ છે, તે આદાન પદ છે માટે આદિના નિક્ષેપા કરે છે, આદિ શબ્દના નામ વિગેરે ચાર નિક્ષેપા કહે છે

नामादी ठवणादी दव्वादी चेव होती भावादी
दव्वादि पुण दव्वस्स जो समावेसए ठाणे ॥१३४॥

નામ આદિ સ્થાપનાઆદિ દ્રવ્યઆદિ તેમજ ભાવઆદિ છે, તેમા દ્રવ્યાદિ એ છે કે દ્ર ય પરમાણુ વિગેરેનો જે સ્વભાવ છે, પોતાના સ્થાનમા એટલે પોતાના પર્યાયમા પ્રથમ થાય છે દ્રવ્યાદિ છે તેનું ટીકાકાર દૃષ્ટાન્ત આપે છે કે દહી વિગેરે દ્રવ્ય છે, તે દૂધનું બને છે તે સમયે પ્રથમ દહીં પણે જે દૂધમા ફેરફાર થાય તે, અથવા બીજા પણ પરમાણુ વિગેરે દ્રવ્યનો જે પરિણામ વિશેષ પ્રથમ ઉપજે થાય (બદલાય) તે પ્રધાને દ્રવ્યાદિ કહે છે વાદિની શ કા-દૂધના વિનાશ સમયેજ બરોબર વખતે દહીંની ઉત્પત્તિ કેવી રીતે ઘટે ? કારણ કે ઉત્પાદ અને વિનાશ એ બને ભાવ અને અભાવરૂપ વસ્તુના ધર્મો છે, તે ધર્મ વસ્તુ વિના રહી શકે નહિ, એકજ ક્ષણમા ધર્મિ દહીં દૂધમા સત્તા પ્રાપ્ત કરે, એ તો દેખવામા આવતુ નથી,

ઉ–એ દોષ અમને ન ઘટે, એ દોષ તો જે વાદીઓ (બૌધ ધર્મીઓ) ક્ષણભંગુર વસ્તુ માને છે તેમને એ દોષ લાગે છે, પણ અમારા જેવાને તો પ્રથમના ક્ષણમાથી ઉત્તર ક્ષણમા જનાર દ્રવ્ય અન્વયિમા અન્વય જાય છે તે બંને ક્ષણમા વિદ્યમાન હોવાથી તેમા તમારો કહેલો દોષ ન લાગે, તેથી કહે છે કે પરિણામિ દ્રવ્ય એકજ ક્ષણે એક સ્વભાવ વડે ઉત્પન્ન થાય છે, બીજા સ્વભાવ વડે નાશ પામે છે (બદલાય છે) અમે વસ્તુનો અનંત ધર્મ માનીએ છીએ માટે તમારૂ કહેવુ વ્યર્થ છે, તેથી દ્રવ્યનો વિવક્ષાવાળો પરિણામે પરિણમેલો જે પ્રથમ સમય તે દ્રવ્યાદિ છે એમ નક્કી થયું કારણ કે અહીં દ્રવ્યનુ પ્રધાનપણુ તેમા ઘટે છે, હવે ભાવ દ્રવ્ય આશ્રયી કહે છે

आगम णोआगमओ भावादी त बुहा उवदिसती
णोआगमओ भावो पचविहो होइ णायव्वो ॥नि. १३५॥

આગમ અને નોઆગમ એ બે પ્રકારે પંડિતો ભાવ આદિ બતાવે છે, નોઆગમથી ભાવ પાચ પ્રકારનો જાણવો તે કહે છે

ટી. અ ભાવ–અંત કરણની પરિણતિ (પરિણામ) વિશેષ, તે પરિણતિને બુધા–તીર્થંકર ગણધરો બતાવે છે કે તે બે પ્રકારે આગમ અને નોઆગમથી છે, તેમાનો આગમથી પ્રધાન પુરૂષાર્થપણે ચિંતવવાથી પાચ પ્રકારે થાય છે, તે

પ્રાણાતિપાતવિરમણ વ્રત વિગેરે પાંચ મહાવ્રતોનો સ્વીકાર-વાનો પ્રથમ સમય છે, (મનમાં એ ભાવ થાય કે મેં આજથી આ પાંચે મહાવ્રત સ્વીકાર્યા છે, તે પ્રથમ આદિ સમય જાણવો)

**आगमओ पुण आदी गणिपिडगहोइ बारसंगं तु**
**गंथ सिलोगो पद पाद अक्खराइ च तत्यादी ॥नि१३६॥**

હવે આગમને આશ્રયી આવી રીતે ભાવ આદિ જાણવો, જે ગણિ-આચાર્યનો પિટક (પટારો) અથવા બધાનો આધાર છે, તે દ્વાદશાંગી (બાર અંગ) છે, અને તુ શબ્દથી અંગના ઉપાંગ પયન્ના છેદ સૂત્ર વિગેરે જાણવું, તે બધામાં પ્રવચનનો પ્રથમ જે શ્લોક તેનું પણ પ્રથમપાદ તેનું પદ તેનો પણ પ્રથમ અક્ષર છે, એ પ્રમાણે ત્રણે પ્રકારનો ભાવ આદિ જાણવો તે બધા પ્રવચનમાં સામાયિક આદિ છે તેમાં પણ કરેમિ-કરૂં છું એ પદ છે, તેમાં પણ ક અક્ષર પ્રથમ છે, તેમ બાર અંગમાં પ્રથમ આચારાંગ છે, તેમાં પહેલું અધ્યયન શસ્ત્રપરિજ્ઞા છે, તેમાં પણ જીવઉદ્દેશો પ્રથમ છે, તેમાં સુયં પદ પહેલું છે, તેમાં પણ સુકાર પ્રથમ છે, તેજ પ્રમાણે આ સૂયગડાંગમાં પ્રથમ સમય અધ્યયન છે, તેના પણ આચારાંગ પેઠે પ્રથમ ઉદ્દેશો શ્લોક પાદ પદ વર્ણ વિગેરે સમજવું નામ નિક્ષેપો ગયો, હવે આંતરા વિના અસ્ખલિત આદિગુણવાળું સૂત્ર બોલવું તે આ છે,

जमतीतं पडुप्पन्नं आगमिस्सं च णायओ
सव्वं मन्नति तं ताई दंसणावरणंतए॥सू.१॥

અતીત વર્ત્તમાન અને ભવિષ્ય ત્રણે કાળનું જેને જ્ઞાન હોય અને તે પ્રમાણે માને તે સર્વ જીવોનો રક્ષક હોય, તેજ દર્શનાવરણીય કર્મનો ક્ષય કરે (પછી તે કેવળજ્ઞાની થાય.)

ટી. અ.—આ સૂત્રનો પૂર્વના સૂત્ર સાથે સબંધ કહેવો જોઇયે તે કહે છે—આદેયવાક્ય વાળો જે કુશળ સાધુ પ્રગટ છે, તે શાસ્ત્રમાં બતાવેલી સમાધિ કહેવાને યોગ્ય છે અને જે સાધુ પૂર્વે થયેલું, વર્તમાનમાં વર્તતું અને ભવિષ્યના થનારૂં બધું જાણે છે તેજ આ શાસ્ત્રનું રહસ્ય કહેવાને યોગ્ય છે પણ બીજો નથી પરંપર સૂત્ર સબંધતો જે અતીત અનાગત અને વર્તમાન એ ત્રણે કાળનો જાણનારો છે તેજ અશેષ બંધનોનો જાણનાર અને તોડનાર છે; અથવા જે બંધનોને જાણે છે તથા તોડે છે તેજ આ તત્ત્વ કહી શકે છે તેજ પ્રમાણે બીજા સૂત્રોનો સબંધ પણ પોતાની બુદ્ધિ વડે કહેવો જોઇયે તેથી આ પ્રમાણે બતાવેલા સબંધવી આ સૂત્રની વ્યાખ્યા કહીયે છીએ

જો કોઈ પણ દ્રવ્યની જાતિ પૂર્વે હતી, હમણાં છે ભવિષ્યમાં થશે તે બધાનું યથાવસ્થિત સ્વરૂપ કહેવાથી તે જ્ઞાની પુરૂષ નાયક-પ્રણેતા છે યથાવસ્થિત વસ્તુ સ્વરૂપ બતાવવું

પુરૂ જ્ઞાન હોય ત્યારે થાય છે એથી તેનો ઉપદેશ કરે , સર્વ–અતીત અનાગત અને વર્તમાન એ ત્રણે કાળના ભાવથી દ્રવ્યાદિ ચતુષ્કના સ્વરૂપને તેના દ્રવ્ય અને પર્યાયો તાવવાથી જે માને છે અને જાણે છે અર્થાત્ તે બધુ સમજે અને પોતે જાણ્યા પછી યોગ્ય વિશિષ્ટ ઉપદેશ દેવા વડે સારથી પાર ઉતારવાથી સર્વ પ્રાણીનો તે રક્ષક–રક્ષા કરવાના વભાવવાળો છે (અથવા અય વય પય મય ચય તય ણય આ ધાતુઓ ગતિ વાચક હોવાથી ધાતુને ઘન્ પ્રત્યય લાગવાથી તય્ ધાતુનો તાય થાય છે તે તાય જેને છે તે તાયી–રક્ષક છે, અથવા બધા ગતિ અર્થવાળા ધાતુઓ જાણવાના અર્થમા પણ વપરાય છે તેથી સામાન્યનો પરિચ્છેદક (જાણનારો) છે તે માને છે વિચારે છે એથી કઇ વિશેષ છે એથી આ શબ્દ વડે તે પુરૂષ બધુ કહેનારો અને પાળનારો સર્વજ્ઞ અને સર્વદર્શી છે એમ નક્કી થાય છે, કારણ કે કારણ વિના કાર્ય નથી થતુ એથી બતાવીએ છીએ કે દર્શનાવરણીય મધ્યમા છે માટે તેની આજુબાજુના શબ્દો લઇએ તો ઘાતીકર્મ ચતુષ્ક એ ચારેનો અત કરનાર તે કેવળજ્ઞાની જાણવા.

तए वितिगिच्छाए से जाणति अणेलिसं।
रणोलिसस्स अक्खाया ण से होइ तहिं तहिं।२।

જે ચિત્તમા શકા-સશય થાય તે કેવળજ્ઞાનથી દૂર કરે છે, એના જેવા બીજા બધા નથી, આવા સર્વજ્ઞો જૈનદર્શન સિવાય બીજે ગમે ત્યા હોતા નથી

ટી અ —જે ચાર ઘાતિકર્મનો અત કરનાર કેવળજ્ઞાની છે તે આવા હોય છે તે બતાવે છે. વિચિકિત્સા-ચિત્તમા વિકલ્પ-સશયજ્ઞાન જેને છે તેનુ તે આવરણ ક્ષય થવાથી તેનો નાશક છે તેથી તેને જ્ઞાન ઉત્પન્ન થતા સશય વિપર્યય અને મિથ્યાજ્ઞાનનો અવિપરીત અર્થનો પરિચ્છેદ કરવાથી અતે વર્તે છે (અર્થાત્ સાચેસાચું સમજે છે) તેનો ભાવ આ છે તેમા દર્શનાવરણીય કર્મનો ક્ષય બતાવવાથી જ્ઞાનથી દર્શન જુદું છે તે બતાવ્યું છે તેથી જેમનો આગ્રહ છે કે એકજ સર્વજ્ઞનું જ્ઞાન સામાન્ય અને વિશેષરૂપે વસ્તુમા રહેલ છે તે બન્નેને પોતાની જ્ઞાનની અચિન્ત્ય શક્તિ હોવાથી તે બનેનો પરિચ્છેદક (જાણ) છે એ જેમનો અભ્યુપગમ (સ્વીકાર) છે તેમા આચાર્યે આવી પૃથક્ આવરણ ક્ષય પ્રતિપાદન કરવાથી તેમનું ખડન કરેલુ જાણવું

(સિદ્ધસેન દિવાકર ન્યાયના વેત્તા જ્ઞાન અને દર્શનના આવરણનો ક્ષય સાથે માની જ્ઞાનદર્શન બનેને સાથે ઉત્પન્ન થયેલા માને છે અને જિનભદ્રગણિક્ષમાશ્રમણ સિદ્ધાત રહસ્ય પ્રમાણે સમયાતર માને છે તે સિદ્ધાત પ્રમાણે ટીકાકારે સિદ્ધસેન દિવાકરનુ ખડન કર્યું સમજવુ છે) વળી જે ચારે ઘાતીકર્મોનો ક્ષય કરે,અને સશય વિગેરે અપૂર્ણ જ્ઞાનને ઉલ્લઘી સંપૂર્ણ જ્ઞાન

દેવજ્ઞ અતીત અનાગત અને વર્ત્તમાન એ ત્રણે કાળમાના પદાર્થોનું વર્ણન સારી રીતે કરી શકનાર છે, પણ ત્યા ત્યા એટલે જૈનેતરમા નથી,

**तहिं तहिं सु अक्खायं से य सच्चे सुआहिए**
**सया सच्चेण संपन्ने मित्तिं भूएहि कप्पए ।सू.३।**

ત્યા ત્યા જિનેશ્વરે સારૂ કહ્યુ છે, તેજ સાચુ અને તેજ સારી રીતે હિતકારક છે કે હમેશા સત્યથી જ સંપન્ન (યુકત) રહેવું, અને સર્વ જીવો ઉપર મૈત્રી રાખવી

ટી અ હવે જૈનોમા સર્વજ્ઞપણુ અજૈનોમા અસર્વજ્ઞ પણુ જેવુ છે, તેવુ યુક્તિથી બતાવે છે, તત્ર તત્ર એ વીપ્સા ( બેવડુ )પદ છે તે સૂચવે છે કે જિનેશ્વરે જે જે જીવ અજીવ વિગેરે પદાર્થોનું સ્વરૂપ, તથા મિથ્યાત્વ અવિરતિ કષાય અને યોગ કર્મબંધના હેતુઓ છે, એથી તે સંસાર ભ્રમણના કારણો છે, તથા સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર આદરવાથી મોક્ષનો માર્ગ મળે છે, એથી એ મોક્ષના અંગો છે, એ બધુ જેવુ તેમણે પૂર્વાપર અવિરોધિપણે તથા સુયુક્તિ વડે સિદ્ધ કરી સારી રીતે બતાવ્યું છે, પણ જૈનેતરનું વચન તો તેઓ પ્રથમ કહે છે કે 'જીવ હિંસા ન કરો,' અને પછી જીવોને પીડા થાય તેવા તેમણે આરંભોની અનુજ્ઞા આપી, એથી તેમના બોલવામા પૂર્વાપર વિરોધ છે, તેથી ત્યા ત્યા તે વિચારતા યુક્તિ રહિત હોવાથી

તે બરાબર કહેલું નથી, પણ તે જિનેશ્વર અવિરૂદ્ધ અર્થના કહેનારા વીતરાગ હોવાથી રાગદ્વેષ અને મોહ- એ જૂઠના કારણોનો અસંભવ હોવાથી અને સત્ તે જીવમાત્રને હિતકારક હોવાથી સત્ય છે, અને પદાર્થોનું સ્વરૂપ બરોબર જાણીને તેમણે કહેલું છે, કારણ કે રાગદ્વેષ વિગેરે જૂઠ બોલવાના જે કારણો છે તે સર્વજ્ઞ વીતરાગને નથી,એ કારણોના અભાવથી કાર્યનો પણ અભાવ છે, તેથી તેમનું વચન ભૂત-(સાચા) અર્થનું પ્રતિપાદક (બતાવનાર) છે, તેજ કહ્યું છે,

वीतरागा हि सर्वज्ञा मिथ्या न ब्रुवते वचः ।
यस्मात्तस्माद्वचस्तेषां, तथ्य भूतार्थदर्शनम् ॥१॥

વીતરાગો સર્વજ્ઞ છે, મિથ્યા ન બોલે વાણ
તેથી વાકયો તેમના સાચા ભૂતાર્થ જાણ

પ્ર-સર્વજ્ઞ સિવાય પણ હેય ઉપાદેય માત્રનું પરિજ્ઞાન થવાથી તેમના વચનમાં પણ સત્યતા હોય છે તેજ કહ્યું છે,

सर्वं पश्यतु वा मावा तत्त्वमिष्ट तु पश्यतु ।
कीटसंख्यापरिज्ञान तस्य नः कोपयुज्यते ॥२॥

તે બધું દેખે કે ન દેખે, પણ ઈષ્ટ તત્વતો તેણે જરૂર જોવું, કારણ કે કીડાની સંખ્યા ગણવાનું ઝીણું જ્ઞાન છે, તે અમારે ઉપયોગ વિના શા માટે જાણવું જોઇએ ? જૈનાચાર્ય તેનો ઉત્તર આપે છે કે સદા-હમેશા અવિતથ ભાષણ-સત્ય

બોલવામા સ પન્ન (કુશળ) છે અને અવિતથ (સાચુ) બોલવુ તે સર્વજ્ઞપણામા ઘટે છે, પણ તે સિવાય નહિ, કારણ, કે કીડાની સખ્યાના જ્ઞાનના અસભવથી તેનુ બધે અપરિજ્ઞાન (અજ્ઞાન)ની આશકા થશે, તેજ કહ્યુ છે કે સદૃશમા બધાનો સભવ હોય તો તેનું લક્ષણ દોષવાળુ થાય, એક પુરૂ ન જાણે તો બીજુ પુરૂ કયાથી જાણે? (અને જાણ્યા વિના જીવ રક્ષા કેવી રીતે કરશે?) એમ બધે અનાશ્વાસ (અવિશ્વાસ) થશે, તેથી સર્વજ્ઞપણુ તે જિનેશ્વર ભગવાનનુજ જાણવું, બીજી રીતે તેમના વચનનુ સદા સત્યપણુ ન હોય, અથવા સત્ય તે સયમ છે, કારણ કે સત્ તે પ્રાણીઓ છે, તેમનુ હિત તેથી સત્ય છે, એથી તપથી પ્રધાનસયમ ભૂતાર્થને હિત કરનાર સદા સંપન્ન-યુક્ત છે, આ સયમગુણથી યુક્ત ભગવાન છે, તે ભૂતો-જતુમા મૈત્રીધારી તેના રક્ષણમા તત્પર હોવાથી ભૂતદયાને પાળે, તેનો સાર આ છે કે પરમાર્થથી તે સર્વજ્ઞ છે, કે જે તત્વદર્શીપણાથી સર્વ ભૂતોમા મૈત્રી ધારણ કરે,

मातृवत् परदारेषु परद्रव्याणि लोष्टवत् ।
आत्मवत् सर्वभूतानि, यः पश्यति स पश्यति ॥१॥

પરસ્ત્રીને માતા સમાન ગણે, પારકા દ્રવ્યને માટીના ઢેફા માફક જાણે, પોતાના આત્મા માફક બધા જીવોને જાણે, તે દેખતો છે, જેવી રીતે મૈત્રી જીવો ઉપર સપૂર્ણ ભાવથી અનુભવે, તે બતાવે છે,

एहिं न विरुज्झेज्जा एसधम्मे वुसीमओ।
सिमं जगं परिन्नाय अस्सि जीवितभावणा॥४॥

જીવો સાથે વિરોધ થાય માટે આરંભો ન કરે, આ પૂર્વે બતાવેલો ધર્મ તીર્થંકરે કહેલો છે, તે જિનેશ્વરે કહેલ ચરાચર જગતને સમજીને આ જીવોને દુખ ન થાય તેવી સમ્યક્‌ત્વની ભાવના ભાવશે, અર્થાત્ નિર્મળ ભાવનાથી નિર્મળ સંયમ પાળવો

ભૂત સ્થાવર જંગમ જીવો. તેની સાથે વિરોધ ન કરે, અર્થાત્ તે જીવોને ઉપઘાતકારક આરંભને વિરોધનું કારણ છે, તે દૂરથી ત્યાગે, તે આ પૂર્વે કહેલો જીવોનો અવિરોધી ધર્મ સ્વભાવ કે પુણ્ય નામનો વુસીમओ આ તીર્થંકરનો અથવા સારા સંયમવાળાનો બતાવ્યો છે તે સારા સંયમ વાળો સાધુ કે તીર્થંકર જગત્ ચરઅચર જીવ સમૂહ નામનું છે, તે કેવળજ્ઞાન વડે અથવા સર્વજ્ઞે બતાવેલા આગમના પરિજ્ઞાન વડે સમજીને આ જગતમાં અથવા જિનેશ્વરના ધર્મમાં ૨૫ પ્રકારની અથવા બાર પ્રકારની ભાવના જે સંયમ પાળવામાં અભિમત (લાભદાયી) છે તે જીવિત ભાવના જીવને સમાધિ આપનારી સાચા સંયમની અને પછી હોવાથી મોક્ષ આપનારી છે, તેને, હમેશા ભાવવી, તેવી સારી ભાવના ભાવવાથી શું લાભ થાય, તે બતાવે છે,

भावणा जोगसुद्धप्पा
जले णावा व आहिया
नावा व तीरसंपन्ना
सव्वदुक्खा तिउट्टइ ॥सू ५॥

નિર્મળ ભાવનાઓ ભાવવાથી શુદ્ધ થયેલો આત્મા છે જેનો તે શુદ્ધ સાધુ જલમાં જેમ નાવ ન ડુબે તેમ પોતે સસાર સાગરમા ન ડુબે, પણ નાવ જેમ નાવિકથી કિનારે પહોચે તેમ આ સાધુ કિનારે (મોક્ષમા) જઈને સર્વ દુ ખોથી છુટે છે, (મોક્ષ મેળવે છે,)

ભાવનાઓ વડે યોગ–સારી રીતે એકાગ્રતા (ચિત્તની સ્થિરતા) વાળો યોગ તેના વડે શુદ્ધ આત્મા છે જેનો, તથા શરીરથી ભિન્ન જુદો આત્મા જેણે જાણ્યો છે તે ભાવનાયોગ શુદ્ધાત્મા બનેલો અને સસારના સ્વભાવ (મોહ) ને છોડેલો નાવની માફક તે જેમ પાણી ઉપર નાવ રહે, તેમ આ સાધુ સસાર સાગરમા નાવની માફક ડુબે નહિ, અર્થાત્ જેમ નાવ ન ડુબે, તેમ પોતે પણ સસારમા ગૃદ્ધ ન થાય, વળી જેમ આ નિર્યામક (ખલાસી)થી ચલાવાતી અનુકૂલ વાયી યોગ્ય રીતે ચાલતી નાવ કિનારે પહોચે તેમ આ સાધુ રાગદ્વેષ વિગેરે બધા જોડકા દૂર કરી તીરે પહોચે અર્થાત્ આયત (નિર્મળ) ચારિત્રવાળો જીવરૂપી વહાણ સારા આગમરૂપ

ખલાસીથી યુક્ત, તપરૂપી અનુકૂળ વાયુની સહાયતાથી સર્વ દુ ખરૂપ સ સારથી (તૂટે છે) છૂટે છે, અને મોક્ષ નામના કિનારે પહોચે છે,

तिउट्टई उ मेधावी
जाणं लोगंसि पावगं
तुट्टंति पावकम्माणि
नवं कम्ममकुव्वओ ॥६॥

ટી૰ સંયમની મર્યાદામા રહેલો કર્મો બ ધનથી છુટે છે, તે લોકમા રહેલા પાપોને જાણે છે તેથી તે અશુભ પાપ કર્મોને તોડે છે, અને નવા કર્મ બાધતો નથી, (એટલે, મોક્ષમા જાય છે)

વળી તે ભાવનાયોગ શુદ્ધાત્મા નાવ માફક જલ રૂપ સ સારમા રહેલો વ્રતુ તે મન વચન અને કાયાના અશુભ વ્યાપારોથી છૂટે છે, અથવા સ સારના સર્વે બ ધનોથી અતિશે દૂર થાય છે, આ સ સારથી નિર્લેપ મર્યાદાવાળો અથવા સારા માઠાનો વિવેક કરનાર આ ચૌદરાજ પ્રમાણ લોક અથવા જીવ સમૂહ રૂપ, લોકમા જે કર્ઈ સાવદ્ય અનુષ્ઠાન રૂપ પાપ કાર્યો, અથવા આઠ પ્રકારના કર્મને તે જ્ઞપરિજ્ઞાએ જાણીને અને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી તેને, ત્યાગે, તો, કર્મબ ધનથી છુટે છે, તે સાધુ આ પ્રમાણે લોક અથવા કર્મને જાણતો

હોવાથી નવા અશુભકર્મ ન આવતા આશ્રવદ્વાર રોકીને વિકૃષ્ટ (મોટા) તપવાળા ચારિત્રને પાળવાથી પૂર્વે બાંધેલાં-તેના ચીકણા કર્મ તુટે છે, અને નવા કર્મ ન બંધાવાથી અશેષ (બધા) કર્મોનો ક્ષય થાય છે,

अकुव्वओ णवं णत्थि
कम्मं नाम विजाणइ
विन्नाय से महावीरे
जेण जाई ण मिज्जई ॥७॥

તેનાં જુના કર્મ નાશ થયા, અને નવા કર્મ કારણે વિના બંધાતા નથી, વળી તે કર્મની પ્રકૃતિ વિગેરે બધું જાણે છે, તે જાણીને કર્મ તોડનારો મહાવીર ફરી ન બંધાય, તેમ તે શુદ્ધ આત્મા હોવાથી તેની નારકી વિગેરે જાતિ નથી,

કેટલાક અન્યમતવાળા એવું માને છે કે કર્મક્ષયથી મોક્ષ થયા પછી પણ પોતાના તીર્થની હાનિ થતી જુએ તો પાછા સંસારમાં તેઓ આવે છે, તેનું સમાધાન કરે છે, તે સિદ્ધ થયેલા-સંપૂર્ણ ક્રિયાથી રહિત થયેલા યોગવ્યાપારથી રહિત થઈ પણ ન કરનારને નવા કર્મ જ્ઞાનાવરણીય વિગેરે બંધાતા નથી, કારણ કે તેને કર્મબીજ બળી ગયેલ છે, તો નવા કર્મ વિના સંસારમાં તેનું ફરી જન્મ કેવી રીતે

થાય? કારણ કે સંસારમાં જે કાર્ય થાય તે કર્મને લીધે છે, તે મુક્ત આત્માને અશેષદ્રવ્યથી છૂટેલા તથા સ્વપરની કલ્પનાનો પણ અભાવ છે તથા રાગદ્વેષ રહિતપણાથી સ્વદર્શનના અપમાનનો આગ્રહ જેના ચિત્તમાં નથી, એવા ગુણોવાળો આઠકર્મના પ્રકારને જાણે છે, તથા તેના કારણો તથા ફળને જાણે છે, તથા કર્મનું નમન-નિર્જરા તે પણ બરોબર જાણે છે, અથવા કર્મ તથા તેના નામ પણ જાણે છે, આ નામ કહેવાથી તે કર્મોના ભેદો પ્રકૃતિ સ્થિતિ અનુભાવ (રસ) તથા કર્મ પ્રદેશોને જાણે છે, અથવા નામ શબ્દ સંભાવનામાં લઈએ તો એમ સંભવ થાય કે આ ભગવાનનો કર્મનું પરિજ્ઞાન જાણીને તથા કર્મબંધ તથા તેના સંવર તથા નિર્જરાના ઉપાયો સમજીને આ કર્મ વિદારવામાં મહાવીર એવું કહે છે કે જે કરવાથી સંસાર ઉદરમાં ફરી જન્મે નહિ, અને જન્મના અભાવથી મરે નહિ, અથવા જાતિ વડે આ નારક છે, આ તિર્યંચયોનિ છે, એવો ન મનાય, (શુદ્ધ આત્મા છે તેને નારક વિગેરે બીજો પર્યાય લાગુ ન પડે) આ સંસાર ભ્રમણના કારણોના અભાવને બતાવવાથી કેટલાક જૈનેતર કહે છે કે—

ज्ञानमप्रतिघं यस्य वैराग्यं च जगत्पतेः
ऐश्वर्यं चैव धर्मश्च सहसिद्धं चतुष्टयं ॥१॥

જે પરમેશ્વરનું જ્ઞાન અપ્રતિઘ (સંપૂર્ણ) છે, વૈરાગ્ય છે, ઐશ્વર્ય છે. તથા ધર્મ છે. આ ચારે તે જન્મે. ત્યારથી તેની

સાથે છે, અર્થાત્ તેને નવું કંઈ મેળવવાનુ નથી, આ મતનું ખંડન કર્યું કારણ કે સંસારનું સ્વરૂપ જાણીને તેનો અભાવ કરાય છે, પણ કોઈ અનાદિ (પ્રથમ)થી સિદ્ધ નથી, કારણ કે તે સિદ્ધ કરનારી યુક્તિનો અસંભવ છે,

ण मिज्जई महावीरे
जस्स नत्थि पुरेकडं
वाउव्व जालमच्चेति
पिया लोगंसि इत्थिओ ॥८॥

ઉપર બતાવ્યા પ્રમાણે તે મહાવીર સિદ્ધપણામા નારક વિગેરે જાતિથી ન મપાય તેમ પાછા પૂર્વ કર્મ ન હોવાથી જન્મ મરણ નથી, તથા તે દીક્ષા લીધા પછી મોક્ષમા ન જાય ત્યા સુધી સ્ત્રીમા ન ફસાય, જેમ વાયરો અગ્નિ જ્વાળાને ઓળંગી જાય છે, તેમ લોકમા પ્રિય સ્ત્રીઓ હોય છતા તેમ લોભાતો નથી,

ટી અ કયા કારણથી જાતિ વિગેરેથી ઓળખાતો નથી? તે કહે છે, આ મહાવીર સંપૂર્ણ કર્મ ત્યાગ કરવાથી નારક વિગેરે જાતિથી મપાતો નથી, તેમ મરતો પણ નથી, અથવા તે સિદ્ધાત્મા જાતિ જરા મરણ રોગ કે શોક વડે સંસાર ચક્રવાલ (ભ્રમણ)મા પર્યટન કરી તે મરતો નથી, ફરી કેદના પુરાતો નથી,

પ્ર-શા માટે?

ઉ-જાતિ વિગેરે તેને જ હોય છે, કે જેણે પૂર્વે સેંકડો ભવમાં કરેલાં કર્મ ભોગવવા બાકી હોય, પણ જે ભગવાન મહાવીર બુદ્ધ સિદ્ધાત્માને કર્મના મૂળ આશ્રવદ્વારો રોકવાથી પૂર્વના કર્મ તથા તેના બીજ નથી, તેથી જન્મ જરા મરણની સંભાવના નથી, કારણ કે તેના કર્મ આવવાના આશ્રવદ્વારો રોકાયેલા છે, આશ્રવોનું મુખ્ય કારણ સ્ત્રીઓ છે, તે બતાવે છે, કે જેમ વાયુ એક સરખી ગતિવાળો રોકાયા વિના બાળવારૂપ અગ્નિજવાળાને પણ ઉલ્લંઘે છે, પરાભવ પમાડે છે, પણ અગ્નિના ભડકાથી પવન ડરતો નથી, એજ પ્રમાણે મનુષ્ય લોકમાં હાવ ભાવના પ્રધાનપણાથી પ્રિયા-પત્ની વધારે વહાલી હોવાથી દુઃખે કરીને તે ઉલ્લંઘાય છે, છતાં પણ તેમનાથી તે જીતાતો નથી, કારણ કે તેનું સ્વરૂપ જાણવાથી અને તે આને જીતવાથી કડવાં ફળ ભોગવવાં પડતાં નથી, તેજ કહ્યું છે કે

स्मितेन भावेन मदेन लज्जया पराङ्मुखैरर्धकटाक्षवीक्षितैः
वचोभिरीर्ष्या कलहेन लीलया समस्तभावैः ...
... खलु बन्धनं स्त्रियः

થોડુ હસીને ભાવ બતાવે, અહંકાર કરીને લાજ કાઢીને અવળે મોઢે બેસીને આંખ જરા મીંચીને કટાક્ષ કરીને કામના વાક્યો વડે ઇર્ષા તથા કલહ કરીને લીલા

માત્રમાં પુરૂષને વશ કરે છે, તેથી બધા ભાવો વડે સ્ત્રીઓ પુરૂષને ખરેખરૂં બંધન છે,

**स्त्रीणां कृते भ्रातृयुगस्य भेदः सम्बन्धिभेदे स्त्रिय एव मूलं**
**अप्राप्तकामा बहवो नरेंद्रा नारीभिरुत्सादितराजवंशाः ॥२॥**

સ્ત્રીઓને માટે બે સગાભાઈમાં લડાઈ થાય છે, તથા સગાંવહાલામાં ભેદ પડવાનું મૂલ કારણ પણ સ્ત્રીઓ છે, એજ સ્ત્રીઓ માટે ઘણાં રાજાઓ લડાઈઓ કરીને રાજ્યનો નાશ કરીને ભોગ ભોગવ્યા વિના ખુરાહાલે મુઆ છે, આ પ્રમાણે તે સ્ત્રીઓનું સ્વરૂપ જાણીને તેનો જય કરે છે, પણ તે સ્ત્રીઓથી જીતાતો નથી, એ નક્કી થયું,

પ્ર—સ્ત્રીઓના પ્રસંગના આશ્રવદ્વારવડે બીજાં આશ્રવદ્વારો કેમ બતાવો છો ? પણ જીવ હિંસા વિગેરેના આશ્રવદ્વારોવડે કેમ તેવું કરતા નથી ?

ઉ—કેટલાક મતમાં અંગના (સ્ત્રી)ના ભોગોને આશ્રવદ્વાર માનતા નથી, તે કહે છે કે

**न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने**
**प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला ॥**

માંસ ભક્ષણમાં દારૂ પીવામાં કે સ્ત્રી સંગમાં દોષ નથી કારણ કે એ તો જીવોની અનાદિકાળની ટેવ છે, પણ જો તેની નિવૃત્તિ કરે તો મહાફળ (લાભ)વાળી છે, આવાઓના મતનું ખંડન કરવા માટે-સ્ત્રીનું આશ્રવદ્વાર લીધું છે, અથવા

પહેલા છેલ્લા તીર્થંકરો છોડીને વચલા બાવીસ તીર્થંકરના વખતમાં ચાર મહાવ્રતો હોય છે, પણ પહેલા છેલ્લા તીર્થંકરના સમયમાં પાંચ મહાવ્રતરૂપ ધર્મ હોય છે, એ બતાવવા માટે આમ કહ્યું છે, અથવા બાકીના ચાર મહાવ્રતોમાં અપવાદ ઉત્સર્ગ સાથે હોય છે, પણ આ મહાવ્રત સ્ત્રીત્યાગનું તો અપવાદ રહિત છે, એ બતાવવા માટે કહ્યું છે, અથવા બધાં વ્રતો બરાબર છે, એકનું ખંડન કરવાથી બીજાં મહાવ્રતોનું પણ ખંડન થાય છે, માટે તેમાંનું કોઈપણ એક લઈને ઉપદેશ કરાય છે, હવે સ્ત્રી પ્રસંગના આશ્રવના નિરોધને ઉત્તમ બતાવવા કહે છે,

इत्थिओ जे ण सेवंति
आइमोक्खा हु ते जणा।
ते जणा बंधणुम्मुक्का
नावकंखंति जीवियं ॥९॥

જે સાધુઓ સ્ત્રી સંગ કરતા નથી, તે પુરૂષો આદિ (પ્રધાન) મોક્ષવાળા છે, તે સ્ત્રીઓનો સંગ છોડવાથી બીજા કર્મબંધનોથી મુક્ત થએલા છે, અને મતલબનું જીવિત ઇચ્છતા નથી.

ટી. અ — જે મહાપુરૂષો કડવા વિપાકવાળો સ્ત્રીસંગ છે, આવો નિશ્ચય કરીને સ્ત્રીઓ સુગતિના રસ્તામાં

રૂપ છે, અને સંસાર ભ્રમણરૂપીથી (ઘેરી)નો જેવી છે, અને સર્વ અવિનયની રાજધાનીઓ છે, સેંકડો કપટથી ભરેલી છે, મહા મોહની શક્તિઓ છે, એવું જાણીને તેનો સંગ વાંછતા નથી, એવા પુરૂષો સામાન્ય પુરૂષથી અતીત (ઉંચી કોટીના) સાધુઓ આદિ શરૂઆતનાજ જેનો મોક્ષ છે અને રાગદ્વેષાદિ બધા લોકોથી દૂર છે, તે આદિમોક્ષ કહેવાય છે, (તુ નિશ્ચેના અર્થમાં છે) તેવા હોય તેજ આદિ મોક્ષ જાણવા, તેનો સાર આ છે કે સર્વ અવિનયને યોગ્ય એવી સ્ત્રીઓનો પ્રસંગ જેમણે છોડયો છે, તેજ આદિ મોક્ષ છે, જે પ્રધાન મોક્ષ છે તેને માટે ઉદ્યમ કરનારા જાણવા, (અહીં આદિ શબ્દનો અર્થ પ્રધાન છે) તે એકલો ઉદ્યમ કરનારા નથી, પણ તે પુરૂષો સ્ત્રીપાશના બંધનથી મુક્ત થએલા અશેષ કર્મ બંધનથી પણ મુક્ત થવાવાળા અસંયમ જીવિતને ઇચ્છતા નથી, (વ્રતભંગ કરતાં મરણ સારૂં ગણે છે)

**जीवितं पिट्ठओ किच्चा अंतं पावंति कम्मुणं**

**कम्मुणा संमुहीभूता जे मग्गमणुसासई ।१०।**

પાપ જીવિતને પાછળ મુકી નિર્મળ સંયમ પાળીને કર્મોનો અંત લાવે છે, અને ઉત્તમ સંયમના અનુષ્ઠાન વડે મોક્ષ માર્ગની સન્મુખ રહેલા કેવળ જ્ઞાન પામેલા તીર્થંકરો પોતે બીજા જીવોને મોક્ષ માર્ગ જ્ઞાન દર્શન ચારિત્ર બતાવે છે અને તે પ્રમાણે પોતે વર્તે છે,

ટી. અ—વળી અસંયમ જીવિતનો અનાદર કરીને અથવા અસંયમમાં જીવવાનું ન વાંછીને સારા સંયમના અનુષ્ઠાન (કર્તવ્ય) માં તત્પર રહી જ્ઞાનાવરણાદિ કર્મોનો અંત લાવે છે, અથવા કર્મ-ઉત્તમ અનુષ્ઠાન વડે જીવિતથી નિરપેક્ષ રહીને સંસાર સમુદ્રનો અંત તે સર્વ દુઃખના ત્યાગ રૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે, અથવા સર્વ દુખથી મુક્તિ રૂપ મોક્ષને પ્રાપ્ત ન થયા હોય તો પણ કર્મ-વિશિષ્ટ અનુષ્ઠાન વડે મોક્ષના સંમુખી ભૂત એટલે ચાર ઘાતી કર્મના ક્ષયથી ક્રિયા કરવા વડે ઉત્પન્ન દિવ્ય જ્ઞાનવાળા કેવળ જ્ઞાની વઈને શાશ્વત પદ (મોક્ષ) ના સંમુખ થયેલા છે,

પ્ર—આવા કોણ છે?

ઉ—જેઓએ તીર્થંકરનામ કર્મ પૂર્વે બાંધેલું તે ઉદયમાં આ ભવમાં આવ્યું છે, તે ભોગવી રહેલા અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરનારા છે, તેઓ સર્વ જીવોના હિત રક્ષણ માટે જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ મોક્ષ માર્ગને ભવ્ય પ્રાણિઓ (મનુષ્યો વિગેરે) ને બતાવે છે, તથા પોતે જેવું બોલે છે, તેવું પાળે છે,

**अणुसासणं पुढो पाणी**
**वसुमं पूयणासु (स) त**
**अणासए जते दंते**
**दढे आरयमेहुणे ॥११॥**

પ્રભુને ભક્ત કહે છે તમારો બોધ બધા જીવોને માટે છતા ભવ્યને લાગે છે, વળી તમને ઇંદ્રો પૂજે છતાં તેમાં રાગ ન રાખવાથી સંયમવાળા છો, અને તે પૂજાનો સ્વાદ ન લેતા હોવાથી યત્ન કરનારા છો દાંત છો, દૃઢ છો અને મૈથુનથી દૂર છો ઉત્તમ ચારિત્રવાળા છો

ટી અ—બોધ આપવાની રીતિ બતાવે છે, જેના વડે સન્માર્ગમાં દોરી શકાય તે અનુશાસન છે ધર્મોપદેશ વડે સન્માર્ગમા લઈ જવા, તે બોધ ભવ્ય અભવ્ય વિગેરે પ્રાણીઓમાં પૃથ્વી ઉપર જેમ પાણી પડે અને બીજ પ્રમાણે ફળ થાય, તેમ પોત પોતાના આશય (ભાવ) વડે અનેક પ્રકારે પરિણમે, જો—કે અભવ્યને બોધ આપવો, તે તેને સમ્યક્ ન પરિણમે, તો પણ તેમા સર્વ ઉપાય જાણનાર સર્વજ્ઞનો કંઈ પણ દોષ નથી, પણ તે સાભળનારાના સ્વભાવની પરિણતિનોજ દોષ છે, કે તે તેમના દોષ વડેજ અમૃત જેવુ એકાંત પથ્ય બધા કર્મબંધનના જોડાનું નાશક છતા તેમને હિતકારક ન થાય, (તેમા જિનેશ્વર શુ કરે ?) તેજ કહ્યુ છે,

सद्धर्मबीजवपनानघकौशलस्य
यल्लोकबान्धव तवापि खिलान्यभुवन्
तन्नाद्भुत खगकुलेष्विह तामसेषु
सूर्यांशवो मधुकरीचरणावदाताः ॥१॥

હે લોકોના બંધુ! સાચા ધર્મનુ બીજ શ્રેષ્ઠ કૌશલ ધરાવનારા તમે છતા તમારા વચનો અભવ્યોને લાભદાયી

ન થયા, તેમા કંઈ આશ્ચર્ય નથી કારણ કે સૂર્યના કિરણો ભમરીના ચરણ જેવા નિર્મળ પ્રકાશિત છતા પણ જે રાત્રિમા દેખનારા ઘુવડ વિગેરે છે, તેને દિવસમાં પ્રકાશિત કરી શકતા નથી

પ્ર—કેવો આ અનુશાસક છે?

ઉ—વસુન્દ્રવ્ય અહીં મોક્ષ છે, તેના તરફ લઈ જનાર સયમ તે જેને છે તે સયમી. વસુમાન-તેવા પ્રભુ કેવળ જ્ઞાની થઇને સયમમા રહ્યા થકા દેવાદિકનું કરેલું અશોક વૃક્ષ વિગેરે આઠ પ્રતિહારીનું પૂજન આસ્વાદે છે, ભોગવે છે, તે પૂજનાસ્વાદક છે,

પ્ર—દેવ વિગેરેએ કરેલું સમવસરણ વિગેરે તેમને માટે કરેલું આધાકર્મી ભોગવવા છતા તેમના સયમમા દોષ કેમ ન લાગે?

ઉ—પ્રભુને તેને ભોગવવાનો આશય ન હોવાથી અનાશય છે, અરના દ્રવ્યથી ભોગવે છતા ભાવથી આસ્વાદક (ભોગવનારા) નથી, તેમા રહેલ ગાર્ધ્ય (મોહ) તેમને નથી, તેથી ભોગવવા છતા પણ સયમમા એકાતે તત્પર હોવાથી સયમવાનજ છે,

પ્ર—કેવી રીતે?

ઉ—ઇંદ્રિય અને નોઇંદ્રિય (મન) વડે દાંત છે, આવા ગુણવાળા છતા પણ પ્રભુ કેવા છે? સયમમા દૃઢ છે, વળી

આરત-મૈથુનથી વિરક્ત છે, તેથી આરત-મૈથુન છે, (સ્ત્રી સંગની ઇચ્છા પણ નથી,) તે સ્ત્રી સંગથી દૂર થવાથી સંયમમાં દઢ છે, અને આયત ચારિત્ર હોવાથી દાંત છે, અને ઇંદ્રિય તથા મનથી સંયમમાં યત્ન કરે છે, અને તે પ્રયત્ન કરવાથી દેવાદિ પૂજનમાં તેમનું લક્ષ પણ નથી કે સ્વાદ લે, તે આસ્વાદ ન લેવાથી દ્રવ્યથી દેખીતું ભોગવે, છતાં સાચા સંયમવાળા અર્થાત્ ભગવાન નિર્લેપ છે,

णीवारे व ण लीएज्जा
छिन्नसोए अणाविले
अणाइले सया दंते
संधिं पत्ते अणेलिसं ॥१२॥

ભુંડને મારવા માટે પકડવાને જેમ લીલું ઘાસ મુકે તેમ આ મૈથુન હોવાથી તત્વ સમજેલા તેમાં લેપાય નહિ, સંસારના પાપ છેદવાથી છિન્ન શ્રોત છે, અને અનાવિલ-નિર્મળ છે અને નિર્મળ હોવાથી હમેશાં દાંત છે, તેથી કર્મ વિવરરૂપ સંધિ (દરવાજો) જે અનુપમ (મોક્ષનો રસ્તો) છે તેને પામ્યા છે

પ્ર-આ ભગવાન્ મૈથુનથી દૂર કેવી રીતે છે ?

ઉ-પ્રભુ એને જાણે છે કે ડુક્કર વિગેરે પશુને મારવાનું આ કસાઈ ખાનામાં પ્રવેશ કરાવવાનું ખાવા મુકેલું સારૂં ઘાસ જેવું છે, એટલે પશુ ઘાસ ખાવાની લાલચે આવતા

મરણ પામતા સુધી દુખ ભોગવે છે, એજ પ્રમાણે સ્ત્રીના મગની લાલચમા ફસેલો ઘણા દુખો ભોગવે છે, આવું નીવાર જેવું મૈથુન સમજીને તત્વ જાણનાર પ્રભુ તેમા લેપાય નહિ,

પ્ર-કેવા થઈને ?

ઉ-મૈથુનમા પડવાથી શ્રોત સંસારમા અવતરવુ પડે, જુદી જુદી ઇદ્રિયોથી ભોગ, લેતા પ્રાણાતિપાત વિગેરે લાગે, ને શ્રોત છેદેલ હોવાથી છિન્ન શ્રોત છે, તથા અનાવિલ અકલુષ રાગદ્વેષ-મળથી રહિત વિષયપ્રવૃત્તિથી દૂર અનાકુળ છે, સ્વચ્છ ચિત્તવાળા છે, આમ અનાકુળ બનીને હમેશા ઈન્દ્રિય તથા મનથી દાંત હોય છે, આવી રીતે નિર્મળ થએલ કર્મ વિવર (કર્મનાશ) જેવી ભાવ સધિ જે અનીદશ અનુપમ છે તે પામ્યા છે,

अणेलिसस्स खेयन्ने
ण विरुज्झिज्ज केणइ
मणसा वयसा चेव
कायसा चेव चक्खुमं ॥१३॥

અનુપમ સયમ કે જિનેશ્વરનો ધર્મ તેમા જે ખેદજ્ઞ નિપુણ આવો અનુપમ અને નિપુણ, સાધુ કોઇ સાથે વિરોધ ન કરે. સર્વ પ્રાણીઓમા મૈત્રી ભાવના કરે. તે ત્રણે યોગથી

કરે, તે બતાવે છે, મન-અંત કરણથી-પ્રશાંત મનવાળો (અક્રોધી-શાંત) તથા વાણીથી હિતમિત ભાષી તથા કાય વડે રોક્યા છે જીવોને દુઃખ થાય તેવા સર્વ કાર્યો દેખીને પગલું મુકનારો તે ખરી રીતે દેખતો છે,

से हु चक्खू मणुस्साणं
जे कंखाए य अंतए
अंतेण खुरो वहती
चक्कं अंतेण लोट्टती ॥१४॥

વળી તે નિશ્ચે કર્મવિવર પામેલા કેવળી પ્રભુ આવા ઉત્તમ સાધુ ધર્મના નિપુણ અને ભવ્ય મનુષ્યોના ચક્ષુ એટલે સારા માઠા પદાર્થોના પ્રકટ કરનારા હોવાથી આંખો જેવા છે, વળી તે કેવા છે? ભોગની, આકાંક્ષાના અંતક વિષયતૃષ્ણાના નાશ કરનારા છે, કેવી રીતે અંત કરીને ઇચ્છિત અર્થ સાધનાર છે? તે સાધે છે જ, તે દૃષ્ટાન્ત વડે સાબવવાનું બતાવે છે, જેમ બાજુની ધારથી અસ્ત્રો મંગુ સાફ કરતો ચાલે છે, અથવા માર્ગ કાપતું રથનું પૈડું ચાલે છે, તેનો સાર કહે છે કે જેમ અસ્ત્રા વિગેરેની ધાર કામ કરે છે તેમ આ ઉત્તમ સાધુ વિષય કષાય રૂપ મોહનીય કર્મનો અંત કરતો હળાબોર મંસારનો ક્ષય કરે છે, (મોક્ષ મેળવે છે)

अंताणि धीरा सेवंति तेण अंतकरा इह
इह माणुस्सए ठाणे धम्ममाराहिउं णरा॥१५॥

આ અર્થને પુષ્ટ કરે છે, અને તે વિષય કષાય તૃષ્ણાનો નાશ કરવા માટે ઉદ્યાનમાં એકાંતમાં રહે છે, અથવા આહારનો અંત તે લુખા સુકા (અંત પ્રાંત) આહારને ધીરા મહા સત્વવાળા વિષય સુખથી નિસ્પૃહ થયેલા સેવે છે (વાપરે છે) તે પ્રમાણે અંત પ્રાંત આહાર લેવાથી સંસારથી કે તે સંસારભ્રમણના કર્મના ક્ષય કરનારા થાય છે આ મનુષ્ય લોકમાં કે આર્યક્ષેત્રના તે થાય છે, તે તીર્થંકર જિનેશ્વર આવું કહે છે, એટલું જ નહિ પણ બીજા સાધુઓ પણ મનુષ્ય લોકમાં આવેલા સમ્યગ દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ ધર્મને આરાધી નરો-કર્મ ભૂમિમાં ગર્ભથી જન્મેલા માણસો સંખ્યાતા વર્ષના આયુવાળા સારા અનુષ્ઠાનની સામગ્રી મેળવીને નિષ્ઠિત અર્થવાળા સર્વ દુઃખથી મુકેલા થાય છે,

णिट्ठियट्ठा व देवा वा उत्तरीए इयं सुयं
सुयं च मेयमेगेसिं अमणुस्सेसु णो तहा॥१६॥

ઉપર કહ્યા પ્રમાણે નિષ્ઠિત અર્થવાળા કૃત કૃત્યો થાય છે, કેટલાકને લોગાવળી કર્મ વિશેષ હોય તો ત્રણ રત્નોની સામગ્રી છતાં પણ તે ભવમાં મોક્ષ જતા નથી, પણ તેઓ

સૌધર્મ-આદિવૈમાનિક દેવથી માંડીને પંચ અનુત્તર વિમાન સુધીના ઉંચ કોટીના દેવો થાય છે, એવું લોકોત્તરસૂત્ર જૈન આગમ કહે છે, હવે સુધર્માસ્વામી જંબુસ્વામીને ઉદ્દેશીને કહે છે, મેં આ લોકોત્તર જિનેશ્વર દેવ પાસે સાંભળ્યું છે કે સમ્યકત્વ વિગેરે સામગ્રી પ્રાપ્ત કરીને મનુષ્ય કાંતો મોક્ષમાં જાય, કાંતો વૈમાનિક દેવ થાય છે, આ મનુષ્ય ગતિમાં થાય પણ બીજે નહિ, એવું તીર્થંકર પાસે ગણધરે સાંભળ્યું તે પોતાના શિષ્યોને કહ્યું કે માણસજ અશેષકર્મ ક્ષય કરીને સિદ્ધિગતિમાં જનારો થાય છે, પણ મનુષ્ય ન હોય તે મોક્ષમાં તે ભવમાં ન જાય, આ કહેવાથી શાક્યે (બૌદ્ધ મતવાળે) કહ્યું છે કે દેવ હોય તેજ બધા કર્મનો નાશ કરીને મોક્ષમાં જાય છે, તે ખોટું છે, એમ બતાવ્યું, કારણ કે ત્રણગતિ-દેવ નારકી તિર્યંચ જે મનુષ્ય વિનાની છે, તેમાં નિર્મળ ચારિત્રનો અભાવ હોવાથી તે મોક્ષમાં ન જાય, પણ નિર્મળ ભાવ મનુષ્યમાં થઈ શકે, તેથી મોક્ષમાં જાય છે હવે તેમના નામ લઈને કહે છે,

**अंतं करंति दुक्खाण इह मेगेसि आहियं**
**आघायं पुण एगेसिं दुल्लभेऽयं समुस्सए।१७।**

બૌદ્ધ લોકો કહે છે કે દેવતા નિર્મળ ભાવનાથી મોક્ષમાં જાય છે, પણ જૈન ધર્મ કહે છે કે મનુષ્યોજ મોક્ષમાં જાય

છે; પણ ગણધરો તો શિષ્યોને કહે છે કે આ મનુષ્ય જન્મ મહાદુર્લભ છે તે પાછો મળવો મુશ્કેલ છે

ટી.-અ—બધા મનુષ્યો સપૂર્ણ દુ ખોનો અત કરી શકતા નથી, કારણ કે તેવી સામગ્રી તેમને મળતી નથી, હવે કેટલાક વાદીઓનું આ કહેવું છે કે દેવોજ ઉત્તર ઉત્તર પ્રધાન સ્થાન મેળવતા સપૂર્ણ કલેશનો નાશ કરે છે, પણ તેવુ જૈન મતવાળા માનતા નથી, પણ જૈનોમા તો ગણધર ભગવત વિગેરેના શિષ્યોને પ્રભુએ કહ્યુ છે, તથા ગણધર વિગેરેએ (પરખદામા) આવુ કહેલું છે કે સ્વયભૂરમણ સમુદ્ર સૌથી મોટો છે તેમાં યુગ અને સમિલ એટલે ધૂસરૂ સાબીલ બે જૂદી દિશામા દેવ મુકે તે ભેગા થતા ઘણો કાળ લાગે તેમ આ જીવને મનુષ્ય જન્મ મળવો મુશ્કેલ છે, પણ કદાચ કર્મ વિવર માર્ગ આપે તો મોક્ષ યોગ્ય નરદેહ મળે છે, તેમા પણ કેટલાક જીવો ધર્મકૃત્ય કર્યા વિના મુશ્કેલીએ મેળવેલુ જેમ ચિતામણી રત્ન દુર્લભ થાય છે, તેમ મનુષ્ય જન્મ તેને પાછો મળવો દુર્લભ છે કહ્યુ, છે કે

ननु पुनरिदमतिदुर्लभमगाधसंसारजलधिविभ्रष्टम्,
मानुष्य-खद्योतक–तडिल्लता–विलसितमतिमम् ॥१॥

આ મનુષ્ય જન્મ ભોગ ભોગવતા કે આળસથી ગુમાવે તો ખજુવાનો પ્રકાશ કે વીજળીનો પ્રકાશ જરાકમાં નાશ થાય તેમ તે જીવને મળેલુ વ્યર્થ જાય છે, અને જેમ મહાકષ્ટે મેળવેલુ ચિંતામણી રત્ન અગાધ સમુદ્રમા પડેલુ મળે નહિ,

તેમ આ સંસારસમુદ્રમાં ગયેલા જીવને મનુષ્ય જન્મ પાછો મળે નહિ,

અહીં મનુષ્ય જન્મમાં જેઓ ધર્મ નથી કરતા તેમને સમ્યકત્વ મળવું દુર્લભ છે, તથા જે ધર્મના પ્રયોજન માટે ઉત્તમ લેશ્યા કે મનુષ્ય-દેહ કહે છે, તે પણ મળવો મુશ્કેલ છે,

ટી૦ અ૦—વળી આ મનુષ્ય ભવથી કે ઉત્તમ ધર્મથી વિધ્વંસ થતા (પડી જતા) નિષ્પુણ્યક જીવને આ સંસારમાં ભમતા સમ્યગ્દર્શનનું પ્રાપ્ત થવું મુશ્કેલ છે, ઉત્કૃષ્ટથી અપાર્ધ પુદ્ગલ પરાવર્ત્તન કાળ વીતેથી મળે છે, વળી સમ્યગ્ દર્શન મેળવવા જેવી અર્ચા—મનની નિર્મળ ભાવના લેશ્યા ધર્મ રહિત જીવોને મળવી દુર્લભ છે, અથવા અર્ચા—મનુષ્ય દેહ તે ધર્મથીજ રહિત જીવોને મળવો મુશ્કેલ છે, તેમજ આર્યક્ષેત્ર સુકુલમાં જન્મ ઇંદ્રિયોની પુરતી સામગ્રી વિગેરે દુર્લભ છે, અને જિનેશ્વર દેવ ભવ્ય જીવોને માટે ધર્મરૂપ અર્થ બતાવે છે, તે ધર્મ મનુષ્ય જન્મ વિગેરેથીજ મળે છે, (માટે મનુષ્ય જન્મમાં ધર્મ કરી લેવો)

जे धम्मं सुद्धमक्खंति
पडिपुन्न—मणेलिसं
अणेलिसस्स जं ठाणं
तस्स जम्मकहा कओ ॥१९॥

જેઓ પોતે કેવળજ્ઞાની થઈને નિર્મળ ચારિત્ર ધર્મ કહે છે, અને પાળે છે, તેવા કેવળજ્ઞાની નિર્મળ ચારિત્ર જેવા અનુપમ ગુણ ધરાવનારને મોક્ષનુ સ્થાન મળ્યા પછી તેને જન્મ લેવાની કથા કયાથી હોય?

ટી-વળી જે મહા પુરૂષો વીતરાગ પ્રભુઓ (કેવળ જ્ઞાન વડે) હાથમા રાખેલા આમળાને જેમ (દિવ્ને ખુલ્લી આખે દેખતો) દેખે, તેમ તેઓ આખા જગતને દેખનારા છે, તે એવુ દેખનારા છે, છતા પારકાનું હિત કરવામા એકાત રક્ત છે, તેઓ શુદ્ધ-સર્વ ઉપાધિથી રહિત નિર્મળ ધર્મ બતાવે છે) અને તે પ્રમાણે વર્તે છે, અથવા પ્રતિપૂર્ણ-નિર્મળ ચારિત્ર ના સદ્ભાવવી સંપૂર્ણ-છેવટનુ યથાખ્યાત ચારિત્ર (સપૂર્ણ ત્યાગ દશા) છે, તેવુ અનુપમ ચારિત્ર-ઉત્તમ ધર્મ બતાવે છે, અને પાળે છે, આવા અનુપમ ધર્મવાળા-જ્ઞાન ચારિત્ર સહિત હોય તેને સર્વ રાગદ્વેષ વિગેરેના જોડલા દૂર થઈ કેવળજ્ઞાન થઈ મોક્ષનુ સ્થાન મળ્યુ હોય ત્યા ફરી જન્મવાની કથા કયાંથી હોય! તેને જન્મ્યો કે મુઓ એવી કથા સ્વપ્નમા પણ કર્મ બીજના અભાવથી કયાથી હોય? કહ્યુ છે કે,)

दग्धे बीजे यथात्यन्तं प्रादुर्भवति नाकुरः।
कर्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः ॥१॥

બીજ બળીને રાખ થઈ, ફુટે નહિ અંકુર
તેમ કર્મ બીજ બાળતા, ભવઅંકુર રહે દૂર

**कओ कयाइ मेधावी उप्पज्जंति तहा गया**
**तहागया अप्पडिन्ना चक्खू लोगस्सणुत्तरा।२०।**

તેવા નિર્મળ શુદ્ધ સિદ્ધ આત્માઓ આલોકમાં ફરી કેમ જન્મે? જેઓ કેવળજ્ઞાને સંસારને ભ્રમરૂપ જાણીને નિયાણું કર્યા વિના ગયા છે અને આલોકના જીવોને હિત અહિત બતાવવાથી ચક્ષુરૂપ છે

ટી અ—વળી કર્મ બીજોના અભાવથી કેવી રીતે કોઇ પણ વખત જ્ઞાન સ્વરૂપ મેધાવીઓ અપુનરાવૃત્તિ (ફરી ન આવવાની) ગતિ (મોક્ષ), મા ગએલા તેવા સિદ્ધ શુદ્ધ નિર્મળ આત્માઓ આ અશુચિના ભંડાર જેવા ગર્ભમાં કેદ પડવા માટે કેમ ઉત્પન્ન થાય? અર્થાત્ કોઇ પણ વખત તેઓ કર્મ ઉપાદાન (મોહ) ના અભાવથી ન આવે, તેજ પ્રમાણે તેવા ગતો—તીર્થંકર તથા ગણધર વિગેરે ચારિત્ર પાળતા (સંસારની મોહક વસ્તુનું પણ) નિયાણું બાંધતા નથી, તેથી તેઓ અપ્રતિજ્ઞા—આશંસા રહિત ફક્ત જીવોનું હિત કરવા માટેજ તેમને અનુત્તર જ્ઞાન હોવાથી અનુત્તર (શ્રેષ્ટ) થએલા સર્વ જીવોને સારા ખોટા પદાર્થોનું ખરોખર નિરૂપણ કરવાથી ચક્ષુ જેવા હિતની પ્રાપ્તિ કરાવનારા અને અહિત છોડાવનારા છે, તે બધા લોકોને દિવ્ય આંખ જેવા સર્વજ્ઞ પ્રભુઓ છે,

अणुत्तरे य ठाणे से
कासवेण पवेदिते
जं किच्चा णिव्वुडा एगे
निट्ठं पावंति पंडिया ॥सू २१॥

તે ઉત્તમ સ્થાન મોક્ષનું કારણ જે સંયમ છે તેને મહાવીરપ્રભુ કાશ્યપ ગોત્રના છે તેમણે બતાવ્યું છે, તે સ્થાને પહોંચવા માટે તેવુ જ્ઞાન ભણી ચારિત્ર પાળીને કેટલાએ વિદ્વાનસાધુ વિગેરે નિવૃત્ત થઈને મોક્ષમા ગયા છે, જેનાથી બીજુ શ્રેષ્ઠ કોઈ નથી માટે અનુત્તર સ્થાન તે સંયમ (નિર્મળ ચારિત્ર) તે કાશ્યપ ગોત્રના વર્તમાન સ્વામીએ કહ્યુ, તેનું ઉત્તમપણું બતાવે છે, જે અનુત્તર સંયમ સ્થાનમા કેટલાક મહાસત્વવાળા પુરૂષો સારા અનુષ્ઠાન પાળીને નિર્વાણને પામ્યા છે, અને નિર્વૃત્ત થયેલા તેઓ સંસાર ચક્રવાળની નિષ્ઠા (અંત) જ છે, તે પાપથી દૂર થયેલા પંડિતો મોક્ષને પામ્યા છે, તેનો અર્થ એ છે કે એવું સંયમ સ્થાન મહાવીર પ્રભુએ કહેલું છે કે જેને આરાધનારાઓ પામનારાઓ મોક્ષમા ગયા છે,

पंडिए वीरियं लद्धुं
निग्घायाय पवत्तगं
धुणे पुव्वकडं कम्मं
णवं वाऽवि ण कुव्वति ॥२२॥

વળી તે પંડિત સાધુઓ સારા માઠાનો વિવેક જાણવાથી કર્મ દૂર કરવાની અથવા ઉત્કૃષ્ટ તપ કરવાની શક્તિ મેળવીને કર્મ તોડવા પ્રયત્ન કરે, આ વીર્ય–શક્તિ કર્મનો નાશ કરવા લેવાય તેજ પંડિતવીર્ય છે, આવું વીર્ય (શક્તિ) મેળવવું સેંકડો ભવમા પણ દુર્લભ છે, કોઈ વખત કર્મ વિવર મળે તો (પ્રભુ ઉપદેશ આપે છે કે) પૂર્વ ભવોમાં કરેલા અશુભ કર્મોને તોડવા પ્રયાસ કરે, અને નવા કર્મ ન બાંધે (તો મોક્ષમા જાય)

ण कुव्वति महावीरे
अणुपुव्वकडं रयं
रयसा संमुहीभूता
कम्मं हेच्चाण जं मयं ॥२३॥

વળી તે આઠે કર્મ નાશ કરવામા બળવાન મહાવીર છે, તે અનુક્રમે મિથ્યાત્વ અવિરતિ પ્રમાદ કષાય, અને

કુયોગોથી જે બીજા જીવો કર્મ રજ ભેગી કરે છે, તેવી કર્મ રજ ભેગી ન કરે, કારણ કે જેને પૂર્વની કર્મ રજ હોય તે નવી કર્મ-રજ એકઠી કરે, પણ આ મહાવીરે તો પૂર્વના કર્મ અટકાવી સાચા સયમમા સમુખ થઈને અને તે પ્રમાણે સદા દૃઢ રહીને આઠ પ્રકારના આવતા કર્મને ત્યાગીને મોક્ષ અથવા નિર્મળ સયમમા સમુખ થયા છે.

जं मयं सव्वसाहूणं
तं मयं सल्लगत्तणं
साहइत्ताण तं तिन्ना
देवा वा अभविसु ते ॥२४॥

વળી જે મત (સયમ) સર્વે સાધુઓને ઇચ્છિત છે, તે આ સયમ કેવો જોઇએ તે કહે છે, શલ્ય-પાપના કર્તવ્ય અથવા તેનાથી બધાતા નવા કર્મ તેને છેદે ત શલ્ય કર્તન (પાપ કાપનારી કાતર) છે, તેવુ ઉત્તમ સયમ અનુષ્ઠાન મેળવીને ઉદ્યત વિહારી નવકલ્પી વિહાર કરનારા સયમ આરાધીને ઘણા સાધુ સાધ્વી સસાર કાતારથી પાર ઉતરીને મોક્ષમા ગયા, બીજા-કેટલાક કર્મનો પુરો ક્ષય ન થવાથી દેવો થયા તે સમ્યકત્વ પામેલા સારૂ ચારિત્ર પાળેલા વૈમાનિક દેવપણું પામેલા છે, પામે છે, અને પામશે,

अभविंसु पुरा धीरा (वीरा)
आगमिस्सावि सुव्वता
दुनिबोहस्स मग्गस्स
अंतं पाउकरा तिन्ने ॥२५॥
त्तिबेमि इति पनरसमं
जंमइयं नामज्झयणं समत्तं
(गा ग्रं ६४३)

હવે બધુ સમાપ્ત કરવા કહે છે પૂર્વે અનાદિકાળમા ઘણા કર્મ જીતવામા મહાવીરો (સમર્થો) થયા છે, હમણા મહા વિદેહમા થાય છે, ભવિષ્યમા અનતકાળમા તેવા કેવળજ્ઞાન પામનારા યથાખ્યાત ચારિત્રવાળા થશે, તેઓએ શુ કર્યું, કરે છે, અને કરશે, તે કહે છે, ઘણુ મુશ્કેલ એવા જ્ઞાન દર્શન ચારિત્ર–મોક્ષ માર્ગની અ તિમ અવસ્થા પામીને કેવળ જ્ઞાની થયા પછી તેજ માર્ગ બીજાઓને કહે છે, પોતે સ યમ આદરે, અને બીજાને આદરવાનો ઉપદેશ કરે, તેથી પોતે સ સાર-સાગરને તર્યા તરે છે અને તરશે, સૂત્રાનુગમ કહ્યો, નયોપૂર્વ માફક છે, આદાનીય નામનુ પદરમુ અ ધ્યયન પુરૂ થયુ

## સોળમું શ્રી ગાથા અધ્યયન.

પંદરમું કહીને સોળમું કહે છે, તે બન્નેનો સંબંધ આ છે, પ્રથમના પંદરમાં જે વિષયો કહ્યા, તેના કરવાનું ન કરે, અને છોડવાનું તે છોડે ત્યારે તે સાધુ થાય છે તે બધા અધ્યયનોના વિષયો કહે છે

(૧) પહેલામાં સ્વસમય પરસમયનું જ્ઞાન મેળવી સમ્યક્ત્વ શુદ્ધમાં સ્થિર થાય છે

(૨ બીજામાં કર્મનાશ કરનાર જ્ઞાન વિગેરે હેતુઓ આઠ પ્રકારના કર્મનાશ કરનાર જે છે, તે જ્ઞાન વિગેરે હેતુઓથી આઠ પ્રકારના કર્મ નાશ કર્તા સાધુ (મોક્ષમાર્ગગામી) થાય છે

(૩) અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગોને જાતિથી સહેનાર સાચો સાધુ થાય છે

(૪) સ્ત્રી પરિષહ જીતવો દુર્લભ છે તે જીતે તે સાધુ છે

(૫) નરકની વેદનાઓ જાણી સંસારથી બીહી અને તેથી પાપથી અટકી સાધુ થાય

(૬) મહાવીર પ્રભુએ કર્મક્ષય કરવા માટે દીક્ષા લઇ ચોથું મનઃપર્યવજ્ઞાન પ્રાપ્ત કરી સંયમમાં [illegible] પ્રયત્ન કર્યો માટે બીજા છદ્મસ્થ સાધુઓએ તેમ કરવું

(૭) કુશીલ (વેષધારી) પાપ કરનારા સાધુઓના દોષ

જાણીને તે દોષો ત્યાગવા ઉદ્યમવાન થઇ સુશીલતા વાળા થવુ,

(૮) બાળવીર્ય (પાપમાં શકિત વાપરવી) છોડીને પંડિત-વીર્યવડે સાધુપણુ પાળવા હમેશા મોક્ષાભિલાષી થવુ

(૯) સાધુના દશ ધર્મ ક્ષાત્યાદિકને આચરી સંસારથી મુકત થવું

(૧૦) સંપૂર્ણ સમાધિવાળો સાધુ સુગતિમા જનારો થાય છે

(૧૧) સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર નામનો સારો માર્ગ મેળવી સાધુ બધા કર્મોનો નાશ કરે છે

(૧૨) બીજા ધર્મવાળાના દોષો તથા ગુણો જાણીને તેમનામા શ્રદ્ધા ન કરે

(૧૩) શિષ્યના ગુણ તથા દોષ જાણનારો ગુરૂ સદ્દગુણોમાં રહીને કલ્યાણ ભજનારો થાય છે,

(૧૪) પ્રશસ્ત ભાવ ગ્રંથને ભાવનારો આત્મા વિસ્રોતસિકા (સંસાર તૃષ્ણા)થી રહિત થાય છે

(૧૫) જેવી રીતે આયત (નિર્મળ) ચારિત્રવાળો સાધુ જાય તે બતાવે છે

આ પ્રમાણે પંદર અધ્યયનોમા બતાવેલા અર્થોને અહીં સંક્ષેપથી બતાવે છે, આ સંબંધે આવેલા આ અધ્યયનના ઉપક્રમ વિગેરે ચાર અનુયોગદ્વારો થાય છે તેમા ઉપક્રમનો

અર્થાધિકાર ઉપર કહ્યા પ્રમાણે બતાવ્યો નામનિષ્પન્ન નિક્ષેપામા ગાથાષોડશક એવુ નામ છે તેમા ગાથા શબ્દના નિક્ષેપા નિર્યુક્તિકાર કહે છે

णाम ठवणा गाहा दव्वगाहा य भावगाहा य
पोत्थग पत्तग लिहिया सा होई दव्वगाहा उ ॥नि.१३७॥

ગાથા શબ્દના નામ વિગેરે થાય છે, નામ સ્થાપના સુગમ છોડીને દ્રવ્ય ગાથાનું સ્વરૂપ બતાવે છે તેમા જ્ઞ શરીર ભવ્યશરીરથી જુદી દ્રવ્યગાથા પત્રમા કે પુસ્તક વિગેરેમા (લખેલી છાપેલી ગુંથેલી વિગેરે) જાણવી, તે કહે છે,

जयति णव णलिण कुवलय वियसिय सयवत्तपत्तलच्छो
वीरो गइंद मयगल सुललिया गयविक्कमो भगवं ॥१॥

જયવતા મહાવીર વર્તે છે, તે કેવા છે! નવા કમળ કુવલયના ખીલેલા સેકડો પાદડાના સમૂહ જેવા નેત્રવાળા છે, તથા હાથી મદને ગળતો મનોહરચાલે ચાલતો હોય તેવી ગતિવાળા બળવાન ભગવાન છે, ॥૧॥ અથવા આ સોળમુ અધ્યયન કાગળ કે પુસ્તકમા લખી રાખેલુ હોય, તે દ્રવ્ય ગાથા છે હવે ભાવ બતાવે છે,

होति पुण भावगाहा सागारुवओग-भावणिप्फन्ना
महुराभिहाणजुत्ता तेण गाहत्तिण विंति ॥नि १३८॥

અર્થ ભાવગાથા આ પ્રમાણે છે, સાકાર ઉપયોગમા ક્ષાયોપશમિક ભાવમા થએલી અને કાનને મધુર લાગવાથી

તેનું બીજું નામ મધુર છે, ઢમથી ગાયતો કાનને મધુર લાગે, માટે મધુર કહે છે

ટી, આ ભાવગાથા આવી થાય છે, જે આ જીવને સાકાર ઉપયોગ ક્ષાયોપશમિક ભાવમા ઉત્પન્ન થાય છે તે, ગાથાને સમજી શકે, (ગાથાનું હૃદયમા જ્ઞાન થાય) તે ભાવગાથા છે, એમ કહે છે, કારણ કે બધા સિદ્ધાંતોનું જ્ઞાન ક્ષાયોપશમિક ભાવમા રહેલ છે, ત્યા અનાકાર (સામાન્ય) ઉપયોગનો અસંભવ હોવાથી એમ કહ્યું છે, વળી તેજ કહે છે, તે ગાથાનું બીજું નામ મધુર છે, કારણ કે સારી રીતે બોલવાથી તે કાનને ગમે છે, આ અધ્યયન ગાથાઓમા પ્રાકૃત ભાષામા રચ્યુ છે, તેથી ગમતુ હોવાથી તેનું મધુર નામ પડ્યું છે, એમ નિર્યુક્તિકારનું કહેવું છે, જેને ગાય છે ભણે છે, મધુર અક્ષરોની પ્રવૃત્તિથી, તે ગાથા જાણવી-આ કારણથી તેને ગાથા કહે છે,

गाहीकया व अत्था, अहव ण सामुद्दएण छंदेण
एएण होति गाहा एसो अन्नोऽवि पज्जाओ ॥नि १३९॥

અથવા બીજી રીતે ગાથાનું સ્વરૂપ બતાવે છે, ગાથી કૃત-તે જોઈતા અર્થો એકઠા કરીને જેમા ગુંથ્યા હોય, તે ગાથા છે, અથવા સમુદ્ર છંદ વડે રચના થઈ, માટે ગાથા છે, તે સામુદ્રછંદ આ પ્રમાણે છે,

" अनिबद्ध च यल्लोके गायंति तत् पंडितैः प्रोक्तं

આ ગાથા શબ્દનો બીજો પર્યાય કહ્યો, એ તાત્પર્ય જાણવું, જે ગવાય છે અથવા જેને ગાય છે કે ગાવી (એકત્ર) કર્યા છે સામુદ્ર છંદ વડે, તે ગાથા છે, અથવા પોતે વિચારીને નિરૂક્ત વિધિએ અર્થ કરવો.

पण्णरससु अज्झयणेसु पिंडितत्थे जो अवितहत्ति
पिंडिय वयणेणऽत्थं गहेति तम्हा ततो गाहा ॥नि० ४०॥

હવે ૧૬ર અધ્યયનનો અર્થ ભેગો ટુંકમાં બતાવ્યો છે તે કહે છે ૧૬ર અધ્યયનમાં જે અર્થ છે, તે બધાનો ભેગો અવિતથ (સાચો) અર્થ આ સોળમા અધ્યયનમાં એકઠા વિષયોના વચનો વડે બતાવ્યો, માટે ગ્રથન (ગુંથણ) કરવાથી ગાથા કહે છે

सोलसमे अज्झयणे अणगार गुणाण वण्णणा भणिया
गाहा सोलसणाम अज्झयणमिणं ववदिसंति ॥ नि० ४१ ॥

પૂર્વે સાધુઓના ગુણોને ૧૬ર અધ્યયનોમાં કહ્યા હતા, તે આ સોળમા અધ્યયનમાં એકઠા વિષયના વચનોવડે વર્ણન કરે છે, માટે તેનું નામ ગાથા ષોડશ છે, નામ નિષ્પન્ન નિક્ષેપો કહ્યો, હવે સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિનો અનુક્રમનો અવસર છે, માટે અટક્યા વિના સૂત્ર કહે છે,

# अहाह भगवं—एवं से दंते दविए वोसट्टकाएत्ति वच्चे माहणेत्ति वा, समणेत्ति वा, भिक्खूत्ति वा, णिग्गंथेत्ति वा,

અથ અવ્યય છેલ્લુ મંગળ સૂચવે છે, પ્રથમ મંગળ બુધ્યેત બોધ પામે એ પ્રથમ મંગળ હતુ, આ બંને મંગળ આવવાથી આ સોળે અધ્યયનનો શ્રુત સ્કંધ મંગળ કરનાર છે, એમ જણાવ્યુ છે, અથવા પંદર અધ્યયન પછી તુરત પંદરનો અર્થ સંગ્રહ કરનાર આ અધ્યયન છે તે અથ (હવે) અવ્યય સૂચવે છે

ભગવાન—ઉત્પન્ન દિવ્ય (કેવળ) જ્ઞાનવાળા દેવ અને મનુષ્યની સભામાં કહે છે કે ઉપર બતાવેલા પંદર અધ્યયનમાં બતાવેલા વિષયોને જાણનારો તથા પાળનારો સાધુ ઇંદ્રિયો તથા મન દમન કર્યાથી દાંત છે, મુક્તિ જવા યોગ્ય હોવાથી દ્રવ્ય છે, દ્રવ્યનો અર્થ ભવ્ય છે અને તે ભવ્યાત્મા રાગ દ્વેષ વિગેરે કાળાશ જે મેલરૂપે છે, તેનાથી દૂર છે, તથા ઉત્તમ જાતિનું સોનું નિર્મળ દ્રવ્ય છે, તેમ આ સાધુ વ્રતોમાં નિર્મળ છે તથા કાયાની વૈયાવચ્ચ ન કરાવે તેથી વ્યુત્સૃષ્ટ કાયાવાળો ઉપલા અધ્યયનોમાં બતાવેલા ગુણોવાળો સ્થાવર

જગમ સૂક્ષ્મ બાદર પ્રર્યાપ્ત અપર્યાપ્ત ભેદવાળા જીવોને 'માહણ' ન મારો એવી પ્રવૃત્તિવાળો આ માહન (સાધુ) છે અથવા બ્રહ્મચર્યની નવવાડરૂપ ગુપ્તિથી ગુપ્ત અથવા બ્રહ્મચર્ય ધારવાથી બ્રાહ્મણ, એટલે પૂર્વે બતાવેલા ગુણોવાળો સાધુ માહન બ્રાહ્મણ કહેવો

## શ્રમણ-સમના

તથા તપસાથી દુખ થાય તે સહે માટે શ્રમણ છે, અથવા મિત્ર શત્રુમા સમાન અંતકરણવાળો હોવાથી સર્વત્ર વાગી ચદનના કલ્પ જેવો છે, તેજ કહ્યુ છે કે णत्थि यसि कोंइेसो તેને કોઈ સાથે દ્વેષ નથી એવા કહેલા ગુણવાળો શ્રમણ કે સમાન મનવાળો સાધુ કહેવો, તથા ભીખ માગી પેટ ભરે, અથવા આઠ કર્મને ભેદે તે ભિક્ષુ છે, તે દાત વિગેરે ગુણવાળો હોય, વળી તે બાહ્ય અભ્યતર પરિગ્રહ છોડવાથી નિર્ગ્રંથ છે.

**पडिआह भंते! कहं नु दंते दविए वोसट्टकाएत्ति वच्चे माहणोत्ति वा समणोत्ति वा भिक्खूत्ति वा णिग्गंथेत्ति वा ? तं नो बूहि महामुणी !**

તેથી શિષ્ય પૂછે છે, કે હે ભગવન્ ભદન્ત, ભયાન્ત ભવાન્ત! તમે જે દાંત દ્રવ્યભૂત વ્યુત્સૃષ્ટકાય સાધુ હોય તે માહણ બ્રાહ્મણ ભિક્ષુક નિર્ગ્રંથ કહેવો, આવું તમે શા માટે કહો છો! તે અમને ખુલાસાથી સમજાવો,

હે મહામુનિ! તમે ત્રણ કાળનું જ્ઞાન ધરાવો છો, માટે આપ કહો

આવું પૂછતા ભગવાન બ્રાહ્મણ વિગેરે ચારે નામોમાં જે થોડો ભેદ છે, તે અનુક્રમે પ્રવૃત્તિના નિમિત્તે (ગુણોની વ્યાખ્યા) કહે છે

इति विरए सव्वपावकम्मेहिं पिज्जदोसकलह अब्भक्खाण पेसुन्न परपरिवाय अरतिरति मायामोस मिच्छादंसण सल्लविरए समिहिए सया जए णो कुज्झे णो माणी-माहणेत्ति वच्चे ॥सू १॥

આ પ્રમાણે પૂર્વોક્ત અધ્યયનના અર્થની વૃત્તિવાળો વિરક્ત-બધા પાપો જે સાવદ્ય અનુષ્ઠાન છે તેનાથી છુટો થયેલો છે, (તેની વિગત બતાવે છે) પ્રેમ-રાગથી ચાહવું,

દ્વેષ-અપ્રીતી કરવી, કલહ-સામસામે કજીઓ કરવો (લડવુ,) અભ્યાખ્યાન-ખોટુ આળ દેવુ, પૈશૂન્ય-કાનના કહેવુ, પરના ગુણો સહન ન થાય તો તેના દોષો બીજા પાસે કહી બતાવવા (ચાડી કરવી), પરપરિવાદ-પારકી નિંદા કરવી, અરતિ-સયમ પાળવામા ખેદ થાય, રતિ-વિષયની આકાક્ષા, માયા-પરને ઠગવુ, અને મૃષાવાદ-ગાયને ઘોડો કહે, (જૂઠુ બોલીને કપટ છુપાવે) મિથ્યાદર્શન-અતત્વને તત્વ કહે, તત્વને અતત્વ કહે, જેમકે

णत्थि ण णिचो ण कुणइ कय ण वेए णत्थि णिव्वाण
णत्थि अ मोक्खोवाओ छ म्मिच्छत्तस्स ठाणाइ ॥१॥

જીવ-નથી, તે હમેશા નથી, પાપ પુણ્ય-કરતો નથી, કરેલુ ભોગવતો નથી, મોક્ષ નથી, મોક્ષનો ઉપાય નથી (જીવ નથી જીવ હોય તો પરભવ નથી, પરભવ હોય તો પુણ્ય પાપ નથી, પુણ્ય પાપ હોય તો ભોગવતો નથી, તેનો મોક્ષ નથી, તેમ મોક્ષનો ઉપાય નથી, સદા તેવોને તેવોજ છે) આ છ મિથ્યાત્વના સ્થાનો છે, તેમા જગતના બધા દર્શનો (મતો) આવી ગયા, આજ શ્લોક છે તેમા આગ્રહ રાખે, આ બધા પાપોથી જે છૂટે તે સમિતિ-ઈર્યા સમિતિ વિગેરે પાચે પાળનારો હોય, તથા પરમાર્થથી જે સાચુ હિત હોય, તે સહિત, અથવા સહિત એટલે જ્ઞાન વિગેરેથી યુકત હોય, તથા સર્વદા સયમ અનુષ્ઠાનમા યત

તે ઉદ્યમ કરનારો છે, તે અનુષ્ઠાનો કષાયો કરીને નકામા ન કરે, તે કહે છે, આકળો થઈને ક્રોધી ન થાય, ઉત્કૃષ્ટ તપ કરીને પણ માની ન થાય, તે કહ્યુ છે,

जइ सोऽवि निज्जरमओ पडिसिद्धो अट्ठमाणमहणेहिं
अवसेस मयट्ठाणा परिहरियव्वा पयत्तेणं ॥१॥

જો કે નિર્જરા (તપ) મદને–આઠે જાતિના મદ છોડવાથી તે પણ છોડવો જોઇએ, તેમજ બીજા મદસ્થાનો હોય તે પ્રયાસ કરીને છોડવા, આ ક્રોધ માન ત્યાગવાના બતાવ્યાથી રાગ જે માયા તથા લોભથી થાય છે, તે પણ ત્યાગવો, આવા ગુણોથી શોભિત સાધુ હોય તેને નિઃશંક પણે માહન નામે બોલાવવો હવે શ્રમણ શબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત બતાવે છે,

एत्थवि समणे अणिस्सिए अणियाणे आदाणं च अतिवायं च मुसावायं च बहिद्धं च कोहं च माणं च मायं च लोहं च पिज्जं च दोसं च इच्चेव जओ जओ आदाणं अप्पणो पद्दोसहेऊ तओ तओ आदाणातो पुव्वं पडिविरते पाणाइवाया सियादंते दविए वोसट्ठकाए समणेत्ति वच्चे ॥२॥

અહીં પણ પૂર્વે કહેલા વિરતિ વિગેરે ગુણ સમૂહોમા રહેલો હોય તેને શ્રમણ કહેવો, તેનામા બીજાપણ ગુણ જોઇએ તે બતાવે છે, નિશ્ચયથી કે વધારે પ્રમાણમા આશ્રય લે તે નિશ્રિત છે, તેથી રહિત અનિશ્રિત-અર્થાત્ શરીર વિગેરેમા કયાય પણ મૂર્છા ન હોય, (તેને હર્ષ ખેદ ન કરે), તથા જેને નિયાણું ન હોય, તે અનિદાન નિરાકાંક્ષી-બધા કર્મના ક્ષયનો અર્થી બની સંયમ અનુષ્ઠાનમાં વર્ત્તે, તથા આઠ પ્રકારના કર્મ જેના વડે સ્વીકારાય, તે આદાન-કષાયો પરિગ્રહ અથવા સાવદ્યઅનુષ્ઠાન, તથા અતિપાત જીવ લેવો તે જીવહિંસાને જ્ઞાનથી જાણી પ્રત્યાખ્યાન (પચ્ચક્ખાણ)થી ત્યાગવી, એ પ્રમાણે બધે પાપત્યાગવાનું સમજવું, જૂઠ બોલવુ તે મૃષાવાદ, (તેમજ ચોરી) બહિદ્ધ-મૈથુન પરિગ્રહ તે બે સમજીને છોડવા, મૂળ કારણો(ગુણો)કહ્યા, હવે ઉત્તર ગુણો બતાવે છે, ક્રોધ-અપ્રીતિ, માન-સ્તબ્ધ (અહંકાર) રૂપ, માયા ઠગાઇ, લોભ-મૂર્છા, પ્રેમ-પોતાનુ ગણવું, દ્વેષ-પારકાનું તથા પોતાનું બગાડનાર વિગેરે સંસાર ભ્રમણના કારણો જાણી મોક્ષમાર્ગમા વિઘ્ન જાણીને તે બધા ત્યાગે, એમ બીજા પણ પાપો છોડે, તથા કર્મ બંધનના કારણો આ લોક અને પરલોકમા પોતાના આત્માનેજ અનર્થના હેતુ તથા થતા દુઃખો તથા દ્વેષ વધવાના કારણો જાણે, તેથી જીવહિંસા વિગેરે પાપોથી તથા અનર્થ દંડ આવનાથી પૂર્વથી-પ્રથમથીજ આત્માનુ ભવિષ્યનુ ભલુ ઇચ્છીને પ્રતિવિરત થાય, મધ્ય

અનર્થના હેતુ આ લોક પરલોકનું બગાડનાર સમજીને તે સાવદ્ય અનુષ્ઠાનથી બચે, મોક્ષાભિલાષી સાધુ તે પાપોને છોડે, એવો સાધુ દાંત શુદ્ધ દ્રવ્યભૂત શરીરની વેયાવચ્ચ ન કરાવવાથી વ્યુત્સૃષ્ટ કાયવાળો શ્રમણ જાણવો, હવે ભિક્ષુ શબ્દની વિગત બતાવે છે —

एत्थवि भिक्खू अणुन्नए विणीए नामए दंते दविए वोसट्ठकाए संविधुणीय विरूवरूवे परीसहोवसग्गे अज्झप्पजोगसुद्धादाणे उवट्ठिए ठिअप्पा संखाए परदत्तभोई भिक्खूत्ति वच्चे ॥३॥

અહીં પણ પૂર્વે બતાવેલા પાપકર્મની વિરતિ વિગેરે માહન શબ્દમા બતાવેલા ગુણો ભિક્ષુ શબ્દની વ્યાખ્યામા પણ કહેવા, જે બીજા વધારે છે, તે કહે છે, તેમા પ્રથમ ઉન્નત દ્રવ્યથી–તે શરીરથી ઉંચો (તે અહીં જરૂર નથી), ભાવથી ઉંચો, અભિમાની–તે માન ત્યાગવાથી તપનો નિર્જરાનો મદ પણ ત્યાગવો, વિનીત–ગુરૂ ઉપર ભક્તિવાળો વિનયથી શોભિત ગુરૂ વિગેરેએ આજ્ઞા કરી હોય તે પ્રમાણે વર્તે, નામક–આત્માને નમાવે ગુરૂ વિગેરે ઉપર પ્રેમધારીને વિનયથી આઠ પ્રકારના કર્મ નાશ કરે, અર્થાત્ વૈયા-

વશ્ય કરીને બધાં પાપ દૂર કરે, દાંત—ઇંદ્રિયો તથા મનને વશ કરે, શુદ્ધાત્મા-કર્મમળથી દૂર, વ્યુત્સૃષ્ટકાય-શરીરની સંભાળ છોડવાથી દેહનો-મમત્વ છોડ્યો છે, તેવી શું ચાયે? તે બતાવે છે, આઠે કર્મને વિધૂય-દૂર કરીને વિરૂપરૂપોને-અનુકૂળ-પ્રતિકૂળ મોટા નાના જે બાવીસ પરીષહો ઉપસર્ગો છે, તથા દિવ્ય ઉપસર્ગો (દેવતાના કરેલા) છે, તેને સહન કરે, તેનાથી પોતે હારે નહિ, પણ તે આવેલા સુખ દુ ખોને સહીને અધ્યાત્મ યોગવડે નિર્મળ મનથી ધર્મધ્યાનવડે શુદ્ધ-નિર્મળ ચારિત્રવાળો તે શુદ્ધાદાન છે, તથા સમ્યગુત્થાન શ્રેષ્ટ ચારિત્રમા ઉદ્યમ તે વડે સ્થિત મોક્ષ માર્ગમાં જતો સુખદુ ખોથી ન ડટાળેલો જેનો આત્મા, તે-સ્થિતાત્મા છે, તથા સંખ્યાય-સંસારની અસારતા સમજીને કર્મભૂમિમા સમ્યક્ત્વની પ્રાપ્તિ દુર્લભ સમજીને સંસારથી પાર ઉતરવાની સઘળી સામગ્રી મળવાથી સારા સંયમમા ઉદ્યમવાળો પર તગૃહસ્થોએ આપેલો આહાર લેતો પરદત્તભોજી છે, આવા ઉત્તમ ગુણોથી શોભિત ભિક્ષુ કહેવાય હવે આવા ગુણોથી યુક્તમા બીજા ગુણો હોય તો નિર્ગ્રંથ થાય, તે ગુણો બતાવે છે,

एत्थवि णिग्गंथे एगे एगविऊ बुद्धे संछिन्नसोए सुसंजते सुसमिते सुसामाइए आयवायपत्ते विऊ दुहओवि सोयपलिच्छिन्ने, णो

पूयासक्कारलाभट्ठी धमट्ठी धम्मविऊ णियाग पडिवन्ने समि (म) यं चरे दविए वोसट्ठकाए निग्गंत्थेत्ति वच्चे ॥४॥ से एवमेव जाणह जमहं भयंतारो त्तिवेमि इति सोलसमं गाहा नामज्झयणं समत्तं पढमो सुअक्खंधो समत्तो ॥१॥

અહીં પણ નિર્ગ્રંથ એકલો રાગદ્વેષરહિત તેજસ્વી, અથવા આ સંસાર ચક્રવાલમા ભમતો જીવ પોતાના કરેલા સુખ દુખ ભોગવનારો છે, તથા એકલો તે પરલોક ગમન કરનારો એકલોજ છે, તથા ઉદ્યતવિહારી દ્રવ્યથી તથા ભાવથી તો હુમેશા એકલો હોય, તથા પરલોકમા જનારો એકલોજ માનનારો એકવિદ્ હોય, તે જાણે છે કે આ આત્માને દુ:ખમા રક્ષણ કરનાર કોઇપણ સહાયક નથી, અથવા એકાતવિદ્–એકાતથી સંસારનો સ્વભાવ જાણીને મૌતીંદ્ર (જિનેશ્વરનુ) શાસન જ સાચુ છે, પણ બીજુ નથી, અથવા એક મોક્ષ અથવા સંયમ તેને જાણે છે, તથા બુદ્ધ–તત્વ જાણેલો, તથા છિન્ન–છેદ્યા છે, ભાવ–સોતો–સંવરવડે કર્મ તે આશ્રવદ્વારો

જાણે, તે ઝિન્નસ્રોત ( તથા સુસ યત-કાચબા માફક સ યમરૂપ શરીરની રક્ષા કરે, અર્થાત કાયાથી નકામુ કઈ પણ કાર્ય ન કરે, તથાપાચ સમિતિ સારી રીતે પાળે માટે જ્ઞાનાદિક મોક્ષ માર્ગે જાય તેથી સમ્યગિત છે, શત્રુમિત્રમા સમ હોનાથી સુસામાયિક છે, તથા આત્મા જે ઉપયોગ લક્ષણવાળો જીવ છે, તે અસખ્યેય પ્રદેશરૂપ છે તેનામા સ કોચવિકાસ (નાનુ મોટુ) થવાનો ગુણ છે, પોતાના કરેલા કૃત્યોના ફળ ભોગવે છે પ્રત્યેક તથા સાધારણપણે સ સારી જીવના શરીરની વ્યવસ્થા છે, દ્રવ્યથી નિત્ય પર્યાયથી અનિત્ય વિગેરે અનતા ધર્મ (ગુણો)વાળો છે, તેનો વાદ (વર્ણન) તે આત્મવાદને પ્રાપ્ત થયેલ છે, અર્થાત્ બરોબર રીતે આત્મતત્વને જાણનારો છે, તથા વિદ્વાન્-પદાર્થોને સારી રીતે જાણે છે, પણ ઉલટુ જોતો નથી, તેથી કેટલાક મતવાળા એવુ કહે છે કે એક જ આત્મા સર્વ પદાર્થોના સ્વભાવપણે વિશ્વ વ્યાપી છે, શ્યામાક (સામા)ના ચોખા જેવડો અગુઠાના સાધા જેવડો વિગેરે જેઓ મોટુ માને છે તેમનુ ખડન કરેલુ જાણવુ, કારણ કે તે વાદીઓના માનેલા આત્માને સિદ્ધ કરનાર પ્રમાણનો અભાવ છે દ્વિધા તે દ્રવ્ય અને ભાવ બને પ્રકારે એટલે દ્રવ્યથી પાચ ઇંદ્રિયોના વિષયમા પોતાની પ્રવૃત્તિ ભાવસ્રોત તે અનુકુળ પ્રતિકૂળ શબ્દ વિગેરેમા રાગદ્વેષથી થતા સકલ્પ વિકલ્પો એ બન્ને સ્રોતોને છેદ્યા છે, ઇંદ્રિયો વશ કરીને અને રાગદ્વેષ

છોડવાથી જીતવાથી પરિછિન્નસ્રોત (નિર્લેપ) થયો છે, ત
પોતે પૂજા સત્કારના લાભના અર્થી નથી, પણ ફક્ત ક
નિર્જરાની અપેક્ષા રાખી તપ ચારિત્રની બધી ક્રિયા
છે તે બતાવે છે, ધર્મ-શ્રુત ચારિત્ર નામનો છે, તે
જેને અર્થ છે, અથવા ધર્મ તેજ અર્થ જેને છે તે ધર્માર્થી
તેનો ભાવાર્થ આ છે કે તે પૂજાવા માટે ક્રિયા કરતો ન
પણ ધર્મનો અર્થી છે,

પ્ર-શા માટે ?

કારણ કે તે યોગ્ય રીતે ધર્મ તથા તેનાથી થતા ફ
સ્વર્ગ મોક્ષને જાણે છે, ધર્મ સારી રીતે જાણીને શુ
છે તે કહે છે, નિયાગ-મોક્ષ માર્ગ અથવા સાચો સંયમ
તેને સર્વ પ્રકારે ભાવથી સ્વીકાર્યો છે માટે નિયાગ પ્રતિ
છે, તેજ પ્રમાણે શુ કરે તે કહે છે, સમિય સમતા-
ભાવરૂપ જે વાંસલા અને ચંદનમાં સરખો ભાવ છે
પોતે શત્રુમિત્ર ઉપર સરખાપણું રાખે કેવો થઈને ? દ
દ્રવ્ય ભૂત અને અને વ્યુત્સૃષ્ટ કાયવાળો છે, એવા ગુ
ધારીને પૂર્વકહેલ માહણ શ્રમણ ભિક્ષુ શબ્દોની જે ગુણો
પ્રવૃત્તિ છે, તેવા ગુણોવાળો જે હોય તે નિર્ગ્રંથ કહે
તે માહન વિગેરે શબ્દો નિર્ગ્રંથ શબ્દની પ્રવૃત્તિના નિ
ત્તના અવિનાભાવી (એક સરખા) છે અર્થાત્ અર
જુદા છે, પણ પ્રાયે અર્થ બધાનો એકજ 'ઉત્તમ સા
તરીકે છે હવે બધાની સમાપ્તિ કરે છે

સુધર્મા સ્વામી જંબુસ્વામી વિગેરેને ઉદ્દેશીને કહે છે કે મે જે કહ્યુ છે, તે તમે સાચુ જાણો, બીજો વિકલ્પ ન કરો, કારણ કે હુ સર્વજ્ઞની આજ્ઞાથી કહુ છુ, કારણ કે સર્વજ્ઞ ભગવતો સર્વે જીવોના હિતકારક રક્ષક હોવાથી રાગદ્વેષ મોહનું કઈપણ કારણ ન હોવાથી જૂઠુ ન બોલે, એવી મે શરૂઆતમા કહ્યુ, તે બરોબરજ સમજે, આ અનુક્રમ (વિષય) કહ્યો, નયો નૈગમ વિગેરે સાત છે, પણ નૈગમ નયને સામાન્ય વિશેષપણે ગણી સગ્રહ વ્યવહારમા લઇને તો છ છે, પણ સમભિરૂઢ તથા ઈવભૂત એ બે નયોને શબ્દ નયમા લઈએ તો નૈગમ સગ્રહ વ્યવહાર રૂજુસૂત્ર તથા શબ્દ નય ગણતા પાચ થાય, અને પ્રથમ માફક નૈગમ ભેગો લઇએ તો ચાર નય થાય વળી વ્યવહારને સામાન્ય વિશેષરૂપે લઈએ તો સગ્રહ રૂજુસૂત્ર અને શબ્દ નય એમ ત્રણજ થાય, તે પણ દ્રવ્ય અને પર્યાય એ બેમા સમાવેશ થાય તો દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિક બે નયોજ છે અથવા તે બધાનો જ્ઞાન ક્રિયામા સમાવેશ કરીએ તો બેજ નયો છે, તેમા જ્ઞાનવાળો જ્ઞાનને પ્રધાન માને, ક્રિયાવાળો ક્રિયાને પ્રધાન માને, નયોને નિરપેક્ષ (જુદા) માને તો મિથ્યાત્વ છે, અને પરસ્પર અપેક્ષાવાળા માને તો મોક્ષના અગરૂપે વધાવીઓ બનેનું પ્રધાનપણુ છે, અને તે બને ભાવે લેના ક્રિયા કરે છે, તેજ કહે છે,

णायम्मि गिण्हियव्वे अगिण्हियव्वमि चेव अत्थमि
जइयव्वमेव इति जो उवएसो सो नओ नाम ॥१॥

જ્યાં જેનું પ્રધાનપણું હોય ત્યાં તેને લેવો, પ્રધાનપણું ન હોય ત્યાં ગૌણ રાખવો (નિષેધ ન કરવો) એનું નામ નય છે,

सव्वेसि पि णयाण बहुविह वत्तव्वय णिसामेत्ता
त सव्वनयविसुद्ध ज चरणगुणट्ठिओ साहू ॥२॥

બધા નયોનું ઘણા પ્રકારનું વક્તવ્ય જાણીને સર્વનયથી વિશુદ્ધ જે તત્વ છે તે ચરણ ગુણયુક્ત સાધુ પાળે (તે પ્રમાણે વર્તે) આ પ્રમાણે ગાથા નામનું સોળમું અધ્યયન પુરૂં થયું, પ્રથમસ્કંધ પુરો થયો, (ટીકાના શ્લોક ૮૧૦૬) શીલાંકાચાર્યે રચેલી ટીકાનું ભાષાંતર વિ સ ૧૯૮૭ના અનાડ સુદ ૧૦ સુરત ગોપીપુરા નવી ધર્મશાળામાં પુરૂં થયું

पुण्यात्मा सुगुरुश्च मोहनमुनि दीक्षामहोबोधकः
पन्न्यासो विमलात्मकांतवदनो हर्षो मुनि'शांतिद'
सर्वे साधुवराः सुमार्गनिरता स्तेषांकृपापात्रभू
माणिक्येनकृत सुगूर्जरगिरा भाषांतर मुक्तये
गोपीपुर सूर्यपुरे प्रसिद्धे धर्मार्त्यशाला स्थितसाधु सेव्र.
माणिक्यसाधु कुरुते हितार्थी भव्याःपठतु प्रभुवाक्यभाषां ॥२॥

